'સસ્તું સાહિત્ય' એટલે 'સોંઘામાં સોંઘું' સાહિત્ય

# પરમાનંદની પ્રાપ્તિ

લેખક: ધીરજલાલ મજમુદાર સોલિસિટર
બી. એ., એલ. એલ. બી.



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

દોઢ રૂપિયો

'સસ્તું સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# પરમાનંદની પ્રાપ્તિ



લેખક:
ધીરજલાલ વ્રજદાસ સાંકળિયા
બી. એ., એલ. એલ. બી., એડવોકેટ.



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે: ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



દોઢ રૂપિયો

પ્રત ૪૫૦૦ : સંવત ૨૦૦૦

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
ગુજરાતી કોપીરાઈટ-સંગ્રહ
૨૪૪૫૩

**नमामि हृदये शेषे लीलाक्षीराब्धिशायिनम् ।**
**लक्ष्मीसहस्रलीलाभिः सेव्यमानं कलानिधिम् ॥**

અર્થ—"હૃદયરૂપી શેષનાગ પર લીલાના ક્ષીરસાગરમાં બિરાજતા, હજારો લક્ષ્મીજીની હજારો લીલાઓથી સેવાતા કલાનિધિ કૃષ્ણચંદ્રને હું પ્રણામ કરું છું.

ભાગવત ૧૦–૧–૧ સુબોધિનીકારિકા.

સર્વ હક્ક પ્રકાશક સંસ્થાને સ્વાધીન

મુદ્રક અને પ્રકાશક: ત્રિભુવનદાસ ક૦ ઠક્કર
સસ્તું સાહિત્ય મુદ્રણાલય ઠે રાયખડ :: અમદાવાદ

# નિવેદન

શંકા અને સમાધાન એ પુરાણી શિક્ષણપદ્ધતિ છે. પણ આધ્યાત્મિક વિષયોની ગૂંથણી વાર્તાના વિષયમાં કરવી, એ વિશિષ્ટતા માટે શ્રી. ધીરજલાલ પ્ર. સાંકળિયાને ધન્યવાદ ઘટે છે. ભાઈ અને ભાઈ, મિત્ર અને મિત્ર વચ્ચે આ બાબતોમાં કેટલું મોટું અંતર હોઇ શકે તેનું નિરૂપણ તેમણે સારી રીતે કર્યું છે. ગાર્ગીમાં આદર્શ આર્ય સ્ત્રીત્વનું પરિપક્વ ફળ આલેખાયું છે અને કુસુમમાં તે સ્ત્રીત્વની જ નાજુક કળી દેખાડવામાં આવી છે. યુરોપિયન પાત્ર ફેરજજનો ચિતાર સામાન્ય માણસોને ભલે નવલ લાગે, પણ મેકસમુલર, શોપેનહોર, નિવેદિતા, એની બેસન્ટ, વુડરોફ, એન્ડ્રુસ, એલવીન વગેરેનો ખ્યાલ કરતાં વાસ્તવિક જ દેખાશે. સોએ સો ટકા દેહભાવનું જડ જીવન ગાળનારા યુરોપિયનો હિન્દની ધર્મભાવના-ઇશ્વરભાવનામાં ઉચ્ચતરપણું જોઈ શકે. પણ આપણા અર્ધદગ્ધ કેળવણી પામેલા, કોટપાટલૂન પહેરી પોતાને સાહેબ સમજનારાઓને, આ નવલકથાના પાત્ર વિચિત્રવીર્યની જેમ પશ્ચિમના ચશ્માથી અહીંનું ધાર્મિક જીવન જોવા જતાં બધું જ વિપરીત દેખાય. પ્રેમ, ધન, સત્તા વગેરે પ્રસંગોની કથા રસમય થાય તો વધારે મહત્ત્વના અને વધુ સ્થાયી આધ્યાત્મિક જીવનનો પલટો પણ સુંદર વાર્તાનો વિષય થઇ શકે છે, તે આ પુસ્તકમાં દેખાડાયું છે.

અનુભવ એક છે. તેને આલેખતી ભાષા જુદી છે. જેને પોતાના જીવનમાં કંઈ પણ પાળવું નથી, તેઓ જ ઝગડામાં પડે છે. શ્રદ્ધાવાન અને નિખાલસ હૃદયના માણસો હિન્દના સમર્થ આચાર્યો-

માંના કોઈ એકે દેખાડેલો માર્ગ ધરીને રસ્તે પડે છે. કેટલાકોનું કહેવું છે કે બધા સંપ્રદાયોમાં સડો પેઠો છે. પણ મૂળપુરુષનું શિક્ષણ સર્વત્ર સાચું અને ઉચ્ચતર જ છે. હિન્દના આચાર્યોમાં× શ્રી શંકરાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય અને શ્રી વલ્લભાચાર્ય એ નામો મોટાં છે. તેમણે જે મન્તવ્યોનો પ્રચાર કર્યો તેમાં બારીકીથી જોતાં મોટો વિરોધ નથી, પણ ધર્મનો નાશ થતો તેમણે અટકાવ્યો અને કરોડો મનુષ્યોને સારે માર્ગે દોર્યા. ઉપનિષદ અને ગીતા એ આર્યધર્મનું થડ છે; સંપ્રદાયો એ ડાંખળાં અને પાંદડાં છે. કુમળાં ડાંખળાંપાંદડાં હાલવા લાગે, ત્યારે થડને પકડવામાં સલામતી છે એમ કહેવું અયોગ્ય નથી.

જીવ, દૃશ્ય જગત અને પરમાત્મા એ ત્રણનો સંબંધ સમજાવનારી વિદ્યા તે જ અધ્યાત્મવિદ્યા. સંસર્ગમાં આવનારા બધા લોક, જન્મ, યુવાવસ્થા વગેરેનું ક્રમશ જવું, દેખાતી સર્વ દુનિયા, તે બધાનું નામ જગત (જાય) છે. આ જગત શુદ્ધ ચૈતન્યની છાયા છે, શુદ્ધ ચૈતન્ય હું છું એ વેદાંતની ભાવના. ચિદાનંદ, ચિદાનંદ, શિવોઽહમ્ શિવોઽહમ્ એ શંકરાચાર્યનાં સૂત્રો.

જગત એટલે ઈશ્વરની લીલા. બધુંય તેનું છે. 'ઈશ્વરેચ્છા બલીયસી.' તેની મરજી વગર કંઈ થતું નથી. હું અને મારું એ લાગણી કાઢી નાખી, ઈશ્વરેચ્છાને આધીન અને અનુકૂળ રહેતા, તથા અડગ શ્રદ્ધા એ જ જીવનની ચાવી છે એમ માનનારા ભક્ત બીજા બધામાંથી મનબુદ્ધિને પાછાં ખેંચી લઈને પ્રભુપ્રેમમાં સ્થિર કરે છે. પછી પ્રભુનો 'અનુગ્રહ' થતાં ભક્તને પરમાનંદની પ્રાપ્તિ થાય છે. આ આનંદ મેળવવો એ જ જીવનનું ધ્યેય અને પ્રભુને પામવાનો મહામાર્ગ છે; કારણ કે "રસો વૈ સઃ" આનંદ એ જ પ્રભુ છે. આ માર્ગ શ્રી

---

× "હિન્દના આચાર્યો" એ પુસ્તક આ સંસ્થા તરફથી છપાય છે. તેમાં શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, નાનક, સહજાનંદ અને બીજા ચાર ધર્મસંસ્થાપકોનાં જીવનો તેમજ શિક્ષણો અપાશે.

વલ્લભાચાર્યે દર્શાવ્યો છે. નરસિંહ મહેતા, મીરાંબાઈ, દયારામ તેમજ અનેક વૈષ્ણવોએ આ માર્ગે જ મોક્ષ મેળવ્યો.

એકતત્ત્વ અને પ્રભુમય જીવન એ મનુષ્યોનો ઉત્કર્ષ કરનાર સિદ્ધાંત જાહેર કરનારા અને તે પ્રમાણે જીવન ગાળનારા અનેક સંતોને આ દેશે પેદા કર્યા હતા અને હજુ પણ સાત્ત્વિક જીવન ગાળનારા સંતો દુનિયાભરમાં સૌથી વધુ સંખ્યામાં હિન્દુસ્થાનમાં નીકળે છે એ જ આ દેશની વિશિષ્ટતા છે.

પુષ્ટિમાર્ગના ઉચ્ચ સિદ્ધાંતો આ પુસ્તકમાં સુંદર રીતે સમજાવવામાં આવ્યા છે. કોઈક સ્થળે સાંપ્રદાયિક હકીકતો વધુ પડતી લાગે, તો વાંચનારે તેમાં રહેલા મૂળ તત્ત્વનો જ વિચાર કરી લેવો. આ પુસ્તક શ્રી. ધીરજલાલ વ. સાંકળિયાએ ઘણાં વર્ષો પૂર્વે લખેલું; પણ હવેના પાકટ અનુભવ પછી તેમણે તેમાં ઘણા સુધારાવધારા કર્યા છે. તેમણે આ પુસ્તક આ સંસ્થાને નિષ્કામભાવે સોંપ્યું છે તે માટે તેમને અમે ધન્યવાદ આપીએ છીએ.

આ ગ્રંથ જનતાને બને તેટલા ઓછા મૂલ્યે મળે એટલા માટે શેઠ હરજીવનદાસ પુરુષોત્તમદાસ ટ્રસ્ટફંડના ટ્રસ્ટીઓ તરફથી રૂા. ૫૦૦)ની મદદ મળી છે, તે બદલ એ ટ્રસ્ટના ટ્રસ્ટીઓનો અહીં આભાર માનવામાં આવે છે.

મુંબઈ<br>તા. ૧૫–૨–૪૪ } સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી<br>**મનુ સુબેદાર** (પ્રમુખ)

# લેખકની પ્રસ્તાવના

સર્વે પ્રાણીમાત્રના હૃદયમાં પ્રભુનો વાસ છે અને આપણા હૃદયમાં પણ પ્રભુ બિરાજે છે, એ વાત જાણતા છતાં પણ **આપણે આપણા અંતઃકરણ તરફ દૃષ્ટિ કરતા નથી.** તેમાં નિત્ય બિરાજમાન પ્રભુનાં દર્શન કરતા નથી, દર્શન કરવા પ્રયત્ન પણ કરતા નથી, તે પ્રભુની સેવામાં પ્રાણ અને ઇન્દ્રિય સહિત તત્પર રહેતા નથી, એ આશ્ચર્યકારક નથી ? દુનિયામાં એવી કઈ વસ્તુ છે કે જે પ્રભુના કરતાં વધારે ઉત્તમ હોય ? **અને પ્રભુ જ આપણા આત્માના પણ આત્મા–પરમાત્મા–હોવાથી એના કરતાં વધારે પ્રિય પણ શું હોઈ શકે ?** આ સરલ વાત એક વાર ખરેખર લક્ષમાં આવે અને તેનું સદાસર્વદા સ્મરણ રહે તો આ જીવ આ ઉત્તમ અને પ્રિય પ્રભુને છોડી બીજી કોઈ વસ્તુ તરફ દૃષ્ટિ કરે ખરો ?

આમ છતાં વસ્તુસ્થિતિ ઊલટી જ છે. હજારો મનુષ્યોમાં-થી કોઇક જ પ્રભુનાં દર્શન, શ્રવણ, કીર્તન કરવા પ્રયત્ન કરે છે અને એવા હજારોમાંથી પણ કોઈક જ પ્રભુને તત્ત્વથી ઓળખે છે. ભૂતળ પરના સર્વ ધર્મો આ સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરે છે, અને ભિન્નભિન્ન રુચિના મનુષ્યો ભિન્નભિન્ન ધર્મો તરફ આક-ર્ષાય છે. કેટલાએક ધર્મો ક્રિયાપ્રધાન હોય છે, કેટલાએક જ્ઞાન-પ્રધાન હોય છે અને કેટલાએક ભક્તિપ્રધાન હોય છે. ભક્તિ-પ્રધાન ધર્મોમાં પણ કેટલાએક સ્વાર્થી હોય છે, એટલે કે તેઓ પોતાને સંસારના ત્રિવિધ તાપમાંથી મુક્તિ મળવાના સ્વાર્થ માટે જ પ્રભુની ભક્તિ કરવાનું કહે છે અને કેટલાએક,

**જીવનો સહજ—સ્વાભાવિક ધર્મ જ સેવા કરવાનો છે, મુક્તિ મળ્યા પછી પણ પ્રભુસેવા એ જ ઉત્તમ ફળ છે, મુક્ત જીવો જ ઉત્તમ પ્રભુસેવા કરી શકે છે એમ સૂચવે છે.**

પુષ્ટિમાર્ગ એ છેલ્લા પ્રકારનો ભક્તિમાર્ગ છે. 'પુષ્ટિ' એટલે ભગવાનનો અનુગ્રહ. **ભગવાનના અનુગ્રહથી જ આપણું સર્વ પ્રકારે પોષણ થાય,** ત્યારે આપણે પુષ્ટિમાર્ગમાં આવ્યા એમ કહેવાય. **આ માર્ગ નિ:સાધન કહેવાય છે,** પણ એનો ખરો અર્થ એ જ છે કે આ માર્ગ ક્રિયાપ્રધાન અથવા જ્ઞાનપ્રધાન અથવા સ્વાર્થમુક્તિસાધક ભક્તિપ્રધાન નથી. **આ માર્ગ પ્રેમ-પ્રધાન છે,** અને સંસારના કોઇ પણ અનુભવીએ કબૂલ કરવું પડશે કે પ્રેમ એ સર્વ સાધનમાં ઉત્તમ છે, અને પ્રેમી જોઇએ તે સમયે, જોઇએ તેટલું કષ્ટ વેઠી, માનાપમાનને તિલાંજલિ આપી, જોઇએ તે વસ્તુ પ્રેમપાત્રને પ્રાપ્ત કરી આપે છે અને પ્રત્યુપકાર-ની ઈચ્છા કરતો નથી; એટલું જ નહિ, પણ જો પોતાનો હૃદય-પ્રેમ સામા પ્રેમ સિવાય બીજા કોઇ પ્રત્યુપકારની વાત કરે તો વજ્રાઘાત જેવું દુ:ખ થાય છે. એ અસહ્ય દુ:ખનું કારણ પણ સ્પષ્ટ છે. **જેમ પ્રેમ સર્વોત્તમ સબળ સાધન છે, તેમ સર્વો-ત્તમ ફળ પણ પ્રેમ જ છે,** અને એવા સર્વોત્તમ સાધનથી કરેલા કાર્યનો બદલો પ્રેમ સિવાય બીજો શો હોઈ શકે? બીજો કોઈ પણ પ્રત્યુપકાર પ્રેમની ગરજ સારી શકે જ નહિ.

પ્રેમ આવું ઉત્તમ સાધન અને ફળ હોવાને લીધે ચિત્તને સંસારના વિવિધ પ્રકારના વિષયોની આસક્તિમાંથી છોડાવી તેને પ્રભુપરત્વે યોજવામાં અત્યુપયોગી થઈ પડે છે. તેમાં પણ આ કલિના સમયમાં જ્યારે યજ્ઞયાગ, જપતપ, જ્ઞાનવૈરાગ્ય વગેરે સર્વ સાધન નષ્ટપ્રાય અને અશકય થઇ ગયાં છે, અને પ્રાત:-કાલથી રાત્રિપર્યંત મનુષ્યો વિવિધ પ્રકારની દોડધામમાં મચ્યા

છે અને ઈશ્વર છે ખરો કે નહિ તેનો પણ વિચાર કરવાનો વખત મળતો નથી (અને કેટલાકને તો જરૂર પણ જણાતી નથી), તેવા વખતમાં એવા વિષયોમાં રચીપચી રહેલા જીવના ઉદ્ધારને માટે પ્રેમ જે કાર્ય કરી શકે છે, તે બીજું કોઈ સાધન કરી શકતું નથી. સામાન્યતઃ પ્રેમી જન પ્રેમને શોધતો કોઇ સુંદર કોમળ દેખાતી વ્યક્તિ તરફ આકર્ષાય છે. આ વ્યક્તિમાં તેને સર્વોત્તમતાનાં દર્શન થાય છે અને બીજી સર્વ રીતે અંધ થઈ તેને જ ભજે છે, બીજા સર્વ વિષયો તેને તુચ્છ અને શુષ્ક લાગે છે. આમ પ્રેમ તેને બીજી સર્વ વસ્તુ તરફ વૈરાગ્યનો અને એક વ્યક્તિ તરફ અત્યંત અનુરાગનો પાઠ શીખવે છે, અને મર્કટની માફક ભટકતી ચિત્તવૃત્તિને એક વ્યક્તિમાં સ્થિર કરે છે. પણ પ્રેમનાં લીલાંપીળાં સુંદર કિરણોથી રંગાયલી આ વ્યક્તિનું ખરું હાડચામનું તુચ્છ સ્વરૂપ પ્રેમીને કોઈક વાર માલૂમ પડી આવે છે, ત્યારે ત્યાંથી નિરાશ થયેલા **આ પ્રેમીનું હૃદય વિશુદ્ધ પ્રેમને માટે વલખાં મારે** છે, આખો સંસાર તો એને તુચ્છ હતો જ, તે હવે એને ખારો લાગે છે, અને એ ટળવળે છે. એ એકલવાયો, વીલો અને દીન થઈ જાય છે અને સર્વત્ર અંધકાર સિવાય બીજું કંઈ દેખતો નથી.

બાહ્ય વસ્તુમાં પછાડા મારી થાકેલા આવા જીવને આવે વખતે જો કોઈ યોગ્ય ગુરુ મળી આવે, અને એના કર્ણદ્વારા હૃદયમાં મંત્ર મૂકે કે, 'તારા નિરુપાધિ પ્રેમને યોગ્ય **અલૌકિક સર્વસૌંદર્યયુક્ત સર્વસમર્થ પ્રભુ તારા આત્માની સાથે તારી હૃદયગુહામાં જ બિરાજે** છે, અત્યારસુધી તું તેને ભૂલીને બાહ્ય વસ્તુમાં પ્રેમની અપેક્ષા રાખતો હતો તે ભૂલ હતી, હવે અંતર્મુખ દૃષ્ટિ કરી તેના ચરણકમળમાં તારું માથું મૂક, તારું સર્વસ્વ તેને અર્પણ કર અને તેની સેવામાં તત્પર રહે,' ત્યારે એને સ્મૃતિ થઈ, સહસ્ર વર્ષો થયાં **બ્રહ્મમાંથી વ્યુચ્ચરણ પામેલો**

**તે જીવ પાછો બ્રહ્મસંબંધ પ્રાપ્ત કરે છે.** એવા અનન્ય થયેલા જીવાત્મા પર કૃપા કરી પ્રભુ **એના હૃદયમાંથી પ્રકટ થઈ એને દર્શન દે છે અને એના તનુને વરે છે, પોતાના રમણસ્થાન તરીકે પસંદ કરે છે.** પણ જ્યાંસુધી આવી અનન્યતા થતી નથી, ત્યાંસુધી પ્રવચનથી, બુદ્ધિથી, બહુશ્રુત થવાથી, અથવા એવા કોઇ પણ પ્રકારથી પ્રભુ મળતા નથી, એમ મુંડક ઉપનિષદ્‌માં કહ્યું છે.*

આના કરતાં વિશેષ સુંદર પરમફળ શું હોઇ શકે? માત્ર સંસારના ત્રિવિધ તાપથી મુક્ત થવામાં—એવી મુક્તિ મેળવવામાં કોઇ ખરો અર્થ સરતો નથી, પણ જ્યારે જીવ મુક્ત થઇ સત્ય, જ્ઞાન, આનંદમય—સચ્ચિદાનંદમય—બ્રહ્મને ઓળખે છે, પોતાની હૃદયગુહામાં બિરાજમાન પ્રભુનાં દર્શન કરે છે, ત્યારે એ વિપશ્ચિત્ પ્રભુની સાથે સર્વ કામ ભોગવે છે. આ જ જીવનો પરમ આનંદ છે, પરમ ફળ છે અને તેનું જ વર્ણન કરતાં તૈત્તરીય ઉપનિષદ્‌માં કહ્યું છે કે, +બ્રહ્મ સત્ય છે, જ્ઞાન છે, અનંત છે; હૃદયગુહામાં પરમ આકાશમાં રહેલા એ બ્રહ્મને જે જાણે છે, તે ચતુર બ્રહ્મની સાથે સર્વ કામોનો ભોગ કરે છે.

નિષ્પક્ષપાતી સહૃદય વાચકને આવો ધર્મ ઉત્તમોત્તમ લાગ્યા વગર રહે જ નહિ, પણ સામાન્યતઃ મનુષ્યો કેવળ પ્રેમ-પંથથી પ્રભુ પાસે જઇ શકતા નથી, કેમકે **શુદ્ધપ્રેમી જન અત્યંત દુર્લભ હોય છે.** સામાન્ય મનુષ્યોની ઇન્દ્રિયો પર આંતર કરતાં બાહ્ય આકર્ષણ વિશેષ હોય છે. એ બહિર્મુખ

---

* **नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनूं स्वाम् ॥**

+ **सत्यं ज्ञानं अनंतं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ॥**

ઇન્દ્રિયો વડે દૃશ્ય, શ્રાવ્ય, સ્પૃશ્ય વગેરે વસ્તુઓ-(જગત) તત્ત્વતઃ શું છે, પોતે (જીવ) તત્ત્વતઃ શું છે, ઈશ્વર શું છે, વગેરે પ્રશ્નો ધીમે ધીમે અંતર્મુખ થવા માંડતી ઇન્દ્રિયોવાળા ચિત્તમાં ઉદ્‌ભવે છે, અને અંતે ઇન્દ્રિયોનો વિષયો સાથેનો ભોક્તા અને ભોગ્યનો સંબંધ તૂટતાં આ સર્વ જગત બ્રહ્મ છે, જીવ પોતે બ્રહ્મનો પરમાત્માનો જ અંશ છે એમ અનુભવીને બ્રહ્મમાં લીન થાય છે. એવા જીવને આ સર્વ બ્રહ્મ છે,* (છાંદોગ્ય) હું બ્રહ્મ છું, અહીં જુદું જુદું કાંઈ છે જ નહિ, એવું *ભાન થાય છે. આવા શુદ્ધ અદ્વૈત અખંડ બ્રહ્મવાદનું પ્રતિપાદન કરનાર પુષ્કળ ગ્રંથો વિદ્યમાન છે, 'શુદ્ધાદ્વૈતમાર્તંડ' નામનો સંસ્કૃત ગ્રંથ ગુજરાતી ભાષાંતરસહિત છપાયલો છે અને તે ગ્રંથના ઉપોદ્‌ઘાતમાં શાસ્ત્રી મગ્નલાલ ગણપતિરામે શુદ્ધાદ્વૈત સિદ્ધાંત પર એક મુદ્દાસર વિસ્તૃત લેખ લખ્યો છે, જેમાંથી થોડું પણ વાંચે ખડુ મળે તેમ છે.

શ્રુતિ, સૂત્ર, ગીતા અને શ્રીમદ્‌ભાગવતનાં વચનો પ્રમાણે બ્રહ્મને સર્વધર્મોપેત, જીવને બ્રહ્મનો અંશ અને જગતને બ્રહ્મરૂપ માનવાથી બુદ્ધિને શાંતિ અને હૃદયને પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. સર્વ બ્રહ્મમય હોવાથી અદ્વૈતભંગ અને દ્વૈતાપત્તિની પણ કંઈ શંકા રહેતી નથી, અને એકવિજ્ઞાનથી સર્વવિજ્ઞાનની શ્રૌત પ્રતિજ્ઞા સફળ થાય છે. આવા સરળ અને હૃદયંગમ સિદ્ધાંતને શાસ્ત્રો સર્વ પ્રકારે પુષ્ટિ આપે છે, સર્વ શાસ્ત્રોની એકવાક્યતા કરવામાં, અર્થ યોજવામાં, લક્ષણા અથવા મિથ્યા તર્ક કરવા પડતા નથી; શાસ્ત્રો મિથ્યા થઇ જતાં નથી, અને પ્રેમ, ભક્તિ વગેરે સર્વે પોતપોતાનાં યોગ્ય સ્થાનમાં શોભી રહે છે.

**सर्वत्र भगवान् स्तुत्यः सर्वदोषविवर्जितः ।**
**क्रीडार्थमनुकुर्वन् हि सर्वत्रैव विराजते ॥**

---

* **सर्वं खलु इदं ब्रह्म, अहं ब्रह्मास्मि, नेह नानास्ति किंचन॥**

**गुप्तानंदा यतो जीवा निरानंदं जगद्यतः ।**
**पूर्णानंदो हरिस्तस्माज्जीवैः सेव्यः सुखार्थिभिः ॥**
**श्रुतिगीता ६-७ ॥**

અર્થાત્–સર્વદોષવિવર્જિત ભગવાન સર્વત્ર સ્તુત્ય છે. ક્રીડાને અર્થે સર્વનું અનુકરણ કરીને સર્વત્ર પોતે શોભી રહે છે, બિરાજે છે. જીવો ગુપ્તાનંદ છે, જગત નિરાનંદ છે, અને હરિ પૂર્ણાનંદ છે, તેથી સુખાર્થી જીવોએ હરિની સેવા કરવી.

જીવ પોતે બ્રહ્મસ્વરૂપ હોવાથી 'જીવે બ્રહ્મની સેવા કરવી આવશ્યક નથી,' એમ કહેવું ભૂલભરેલું છે. જેમ પુત્ર પિતાનો અંશ હોવાથી, પિતારૂપ જ હોવાથી, તે પિતાની સેવાને જ યોગ્ય છે, તેમ જીવ પણ બ્રહ્મનો અંશ અને બ્રહ્મરૂપ હોવાથી બ્રહ્મની સેવાને જ યોગ્ય છે, અને જેમ પુત્ર અનન્ય થઈ, પ્રેમથી પિતાની સેવા કરે તે જ ઉત્તમ સેવા છે, તેમ જીવ પણ બાહ્ય વસ્તુઓમાં વલખાં મારવાં છોડી દઈ, અનન્ય થઈ, સ્વરૂપસ્થિત થઈ, પરબ્રહ્મ–પરમાત્માની–સેવા પ્રેમથી કરે, તે જ ઉત્તમ ફળાત્મક સેવા છે.

પ્રથમ આવૃત્તિમાં ઘણા સુધારાવધારા કરી, નામ પણ ફેરવી, સામાન્ય વાચક સમજી શકે એવા ફેરફાર કરી, આ આવૃત્તિ "સસ્તા સાહિત્ય" માટે રા. રા. મનુ સૂબેદારની સૂચના પ્રમાણે તૈયાર કરી છે. આ ગ્રંથ વાંચી કોઈ પણ મનુષ્ય પ્રાકૃત, અનિત્ય, અહંતા મમતાના સંસારમાંથી છૂટી, ભગવાનના વિરહથી થતા તાપક્લેશનું સ્મરણ કરી, આનંદમય પરમાત્માની લીલાનો અનુભવ ભગવત્કૃપાથી કરી શકશે, અથવા તે અનુભવ મેળવવાની તીવ્ર આર્તિવાળો થશે, તો હું મારો પ્રયાસ સફળ થયો માનીશ.

**ધીરજલાલ પ્ર. સાંકળિયા**

# વિજ્ઞપ્તિ

સહસ્ર પરિવત્સર (હજારો વર્ષ) વીતી ગયાં પણ હજુ કાંઈ આરો આવતો નથી. આમ ક્યાંસુધી ટકાશે તેની સમજ પડતી નથી. હે પ્રભુ, હવે તો કાંઈક નિવેડો લાવો તો સારું !

કોઈ કહે છે કે તમને આવી સુંદર અને બળવાન શરીર-સંપત્તિ છે, ધન, ધાન્ય, વાહનાદિ દ્રવ્યસંપત્તિ ઈશ્વરે પુષ્કળ આપી છે, સુંદર પતિવ્રતા સ્ત્રી છે, યુવાન વિદ્વાન ગુણવાન પુત્રો છે, રાજદરબારમાં સારું માન છે, માથું આપે એવા મિત્રો છે, તમે જાતે સદ્‌ગુણી અને દૈવી સંપત્તિવાળા છો, તો શા માટે મૂંઝાઓ છો ? પ્રભુનો પાડ માનો કે આટલું સુખ આપ્યું છે; ને આનંદમાં રહો.

તેને આંતર વેદનાની શી ખબર ? આ રમકડાંને હું શું કરું ? તને તો ઊલટું ઊલટું કરવાની ટેવ પડી છે ! ઘણા લોક આ સંપત્તિઓ માગે છે, તેને શા સારુ આપતો નથી ? મારે તો એમાંનું કાંઈ જોઇતું નથી. એમ છેતરે કાંઈ હું છેતરાઈશ નહિ. યુગના યુગ ભલે વહી જાઓ, પણ હું ડગીશ નહિ. હું કબૂલ કરું છું કે દુષ્ટ છું, પાપી છું, ચંડાળ છું, પણ તેથી શું ? પડ્યું પાનું સુધાર્યા વગર તારો છૂટકો નથી જ. એમ રમકડાં આપે તારો છૂટકો નથી. તું ચાહે તો એક ક્ષણમાં મારી બુદ્ધિ ફેરવે, સર્વ પાપ નાશ કરે ને દુઃખ દૂર કરે. તું 'કર્તું અકર્તું અન્યથા કર્તું' સર્વ સમર્થ છે. જેવી તારી ઇચ્છા.

કોઈ કહે છે કે પ્રકૃતિપુરુષનો વિવેક શીખવો જોઇએ. જડ-ચૈતન્યની ભિન્નતા, ક્ષણિક અને નિત્ય વસ્તુની ભિન્નતા સમજવી

૨૪૪૫૩



જોઈએ. કોઈ કહે છે કે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ વગેરે કરો તો તમારો પત્તો લાગે. કોઈ કહે છે, શમ, દમ, તિતિક્ષા, ઉપરતિ વગેરે સાધો તો કલ્યાણ થાય. જેને જેમ ગોઠે તેમ સલાહ આપે છે. માંદાને જે મળવા આવે તે સર્વે વૈદ્ય ! હોય ! તેમનો શો દોષ ? પણ તું ક્યાં ઓછો છે ? કુલટાને ભોગ આપી, ગોપિકાઓને જોગ શીખવવા ઉદ્ધવને મોકલ્યો હતો તે જ તું કેની ?

કોઈ કહે છે કે હવે તો ઉપાસના અને નવધા ભક્તિથી બેડો પાર. શ્રવણ, મનન, કીર્તનથી માંડી આત્મનિવેદન સુધી પહોંચી જાઓ તો સુખ થાય. હા, ભાઇ, તે પણ ખરું. પણ એ બધું તો તું શીખવે ત્યારે બને. મારું મન તો જડ થઇ ગયું છે. બહાવરા મનથી આ બધું કેમ થાય ?

હે પ્રભુ ! હવે તો કાંઈ કૃપા કર. હવે તો અવધિ થઈ. આવું છું કહી ગયા ને યુગ વહી ગયા. તારા મનને રમત છે, પણ આ જીવ હવે ટકશે નહિ. દિવસે સૂર્યનો તાપ આ દેહને બાળે છે, રાત્રિએ ચંદ્રનાં કિરણ, આગલું સુખ સંભારી સંભારી અંતરને ઉકાળી, બાળી ભસ્મ કરે છે. આમ રંજાડવું હતું તો પ્રથમ શું કરવા કૃપા કરી મનોરથ પૂર્ણ કર્યા હતા ? માટે હવે સતાવવામાં સાર નથી. આ છેલ્લું કહું છું કે કાંઇ આડુંઅવળું થયું તો હત્યાનો દોષ મારે માથે નથી.

**ધીરજલાલ પ્ર. સાંકળિયા**

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪ | ૨૨ | હતી. સામા | હતી, કે સામા |
| ૩૪ | ૧૫ | (રૂના) રૂપને પામે છે | રૂના રૂપમાં સંયમ કરવાથી તેના રૂપને પામે છે. |
| ૩૪ | ૨૪ | અશીર | અસર |
| ૩૫ | ૨૪ | તેં જે | "તેં જે |
| ૪૯ | ૨૪ | **चरणाय:** | **चरणा:** |
| ૪૯ | છેલ્લી | છાંદોગ્ય પૃ. ૧૦૭ | છાંદોગ્ય ૫–૧૦–૭ |
| ૭૪ | ૧૦ | દારા | દાર |
| ૯૨ | ૧૩ | :ખના | દુ:ખના |
| ૧૨૮ | ૧૧ | હૃદયસ્થ ઉત્કટ આર્તિથી, | હૃદયસ્થ, ઉત્કટ આર્તિથી |
| ૧૭૧ | ૧૩ | નથી." પછી ઉમેરો–નીતિસેને કહ્યું. | |
| ,, | ૧૫ | હશે?" પછી ઉમેરો–વિચિત્રવીર્ય વચમાં બોલી ઊઠ્યો. | |
| ૧૭૧ | ૨૪ | દિશાથી | દેશથી |
| ૧૮૯ | ૧૪ | પાર | પર |
| ,, | ૨૫ | એનાથી બીજું | એનાથી પર બીજું |
| ૧૯૭ | ૧૪ | વરણુ | વરણુ |
| ૨૧૮ | ૧૧ | જાય છે." | જાય છે. |
| ૨૩૪ | ૯ | શસ્ત્ર | શાસ્ત્ર |
| ૨૫૦ | ૧૬ | થયા | થાય |

# અનુક્રમણિકા

# સારામાઠા પ્રસંગે જ્ઞાનલહાણી

પોતે પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું એ તો કોઇથી જ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના ઉપદેશ અને ચારિત્ર્યને લગતાં ઉમદા પુસ્તકો તો સર્વ કોઈ બીજાને આપી શકે તેમ છે.

કોઈ કોઈ ઉદારાત્મા આ રીતે પણ ધનનો કંઇક સદુપયોગ કરે છે; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સૌ કોઇએ સારા પ્રમાણમાં ચાલુ કરીને ઉમદા રૂઢિરૂપ બનાવી દેવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે ઘી વગેરેમાં થોડી કસર કરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પ્રત્યેક મહેમાન, પડોશી, સગાં, કુટુંબી, મિત્ર, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણ, વિદ્યાર્થી વગેરેને ભેટ અપાય તો તે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં તેમને માટે વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણ નિમિત્તે અમુક તરફથી ભેટ" કે એવું કંઈ મુખપૃષ્ઠ પર છપાવીને, રબરસ્ટાંપથી છાપીને કે હાથે લખીને આપી શકાય, કે જેથી લોકસેવા થવા ઉપરાંત તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

× × × ×

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી–વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો કોઇએક ઉત્તમ પુસ્તકની યથાશક્ય પ્રતોની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ મળી શકે. માત્ર પાંચ–દશ રૂપિયા ખર્ચવા હોય તો ગીતાઓ કે ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઈ સારી હજાર–પાંચસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય. છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલા વડે પણ ધર્મગ્રંથોમાંની અથવા બીજી અસરકારક શિખામણોનાં સો–બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય.

---

# પરમાનંદની પ્રાપ્તિ

## ૧ : શાંતિલાલ શેઠનો સંસાર

મુંબાપુરીના શાંતિલાલ શેઠે પોતાનો વિશ્રાંતિનો સમય ધર્મ-વિચારો તથા ધર્મકાર્યોમાં ગાળવા માટે પ્રાચીન ભૃગુપુરથી થોડે દૂર પવિત્ર નર્મદાતટ પર એક વિશાળ વિશ્રાંતિઆશ્રમ બાંધ્યો હતો, અને હાલમાં સહકુટુંબ તેઓ ત્યાં રહેતા હતા. આજે ચૈત્ર સુદિ એકાદશી હોવાથી, ફળાહાર લઈ સર્વ કુટુંબીજનો એકત્ર થઈને ઉપર અગાસીમાં જાજમ પર બેઠાં હતાં. ચંદ્રનો શ્વેત, શાંત અને મીઠો પ્રકાશ સર્વની મુખમુદ્રા પર છાઈ રહ્યો હતો. શેઠની ડાબી બાજુ-એ તેમના બે પુત્ર નીતિસેન અને પુરુષોત્તમ બેઠા હતા, તથા તેમની નવ વર્ષની પુત્રી કુસુમ સારંગી હાથમાં લઈ ઝીણે સ્વરે મીઠાં ભજનો ગાતી હતી. શેઠના હાથમાં ગોમુખીમાં માળા હતી, અને '**શ્રીકૃષ્ણ: શરણં મમ**' એ મંત્રનું રટણ કરતા હતા. બન્ને પુત્રો આર્ટ્સમાં ગ્રેજ્યુએટ થયા હતા. નીતિસેન મોટો, ડાહ્યો અને ઠાવકો હતો. પુરુષોત્તમ નાનો, આશરે સત્તરેક વર્ષની વયનો, તીવ્ર બુદ્ધિનો, સંસ્કારી અને વિચક્ષણ હતો. તેના મનમાં કાંઈ કાંઈ તરંગ ઉદ્-

ભવતા. તે પિતાને તથા ગુરુને વિચિત્ર પ્રશ્નો કરતો. શાન્તિલાલ બહુશ્રુત તથા હરેલ હોવાથી ઉત્તર આપતા, પણ ઘણીવાર તેથી પુરુષોત્તમને પૂરો સંતોષ થતો નહિ, અને તે સરળ સ્વભાવનો હોવા-થી તેના મનને જે સત્ય ભાસતું તે એકદમ કહી દેતો. તેના રોકડા જવાબથી ઘણા મનુષ્યો ચમકતા, અને તેથી તેના બરાબર પરિચયમાં નહિ આવનારાઓ એને ઉદ્ધત પણ ગણતા.

ચંદ્ર અને તારાઓની શ્વેત અને શાંત મીઠી ચાંદનીની રેલ આકાશમાં સર્વત્ર પ્રસરી રહી હતી. અગાસીમાંનાં સર્વ તેની મીઠી લહેરના આનંદમાં મગ્ન હતાં; એવામાં ઓચિંતો પુરુષોત્તમના મનનો ઉગ્ર તરંગ ચમકી ઊઠ્યો—

"પિતાજી, મને તો જગતના મનુષ્યો મૂર્ખ લાગે છે," તે બોલ્યો, "આ એકેક વેંતને છેટે રહેલા ચાંલ્લા ચાંલ્લા જેવડા, મારા કરતાં, આખી પૃથ્વી કરતાં, વિચારોનો થાક ન લાગે એવડા મોટા, અને આપણી કલ્પનામાં ન આવે એટલા એકબીજાથી દૂર, એવા અગણિત તારાઓ એ સર્વ આકાશમાં અધ્ધર લટકતા અને ચક્કર ચક્કર ફરતા, કેટલા કાળથી, તેનું માપ જ નહિ, અને ક્યાં સુધી એમ થશે તેનું પણ માપ નહિ. પિતાજી! વિચાર કરતાં મારી તો અક્કલ ઘુમ થઈ જાય છે, અને એમ થાય છે કે, બધું પડતું મૂકી મનુષ્યોએ 'આ સર્વ શું છે' તેનો જ વિચાર કરવો જોઈએ. અહા! એમાં કેટલો આનંદ આવે! મને એ સર્વનું કોઈ યથાર્થ જ્ઞાન આપે તો હું તો સદા તેની પાસે જ રહું; પણ કેટલી શોચનીય સ્થિતિ છે કે, હું જ્યાં જોઉં છું ત્યાં વિદ્વાન અને વિદ્યાહીન સર્વ, આ ક્ષુદ્ર શરીરને પોષવાની તથા ઢાંકવાની તરેહવાર યુક્તિઓ યોજવામાં, અને તેને માટે દ્રવ્ય પ્રાપ્ત કરવામાં જ પોતાનો અમૂલ્ય સમય વ્યતીત કરે છે. અરે! મને તો આ સંસાર ઊંધો ચાલતો દેખાય છે. મુંબઈમાં મેં આપણા પ્રખ્યાત......

જડ્જને થોડા દિવસ પર સમુદ્રતીરે જોયા હતા. દરેક દાવામાં બન્ને પક્ષકારો તરફની જુબાની કાળજીપૂર્વક સાંભળી તથા વાંચી, તુલના કરી, કાયદાની બારીકીઓનો વિચાર કરી,' નિર્ણય આપતાં એમને કેટલો બધો શ્રમ પડતો હશે! મને તે વખતે એમ થયું કે, હું એમને જઇને પૂછું કે 'તમે કોણ છો? ક્યાં છો? આ આસપાસનું સર્વ શું છે? શા સારુ આવ્યા છો? એ વિચાર કરવામાં તમે કેટલો શ્રમ લીધો છે વારુ?' પણ તરત જ એમ થયું કે, જ્યાં સર્વનું આમ ત્યાં એકનો શો દોષ? મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થઇ કૉલેજમાં હું આગળ વિદ્યાભ્યાસ માટે ગયો, ત્યારે મેં ધારેલું કે, મારા પ્રોફેસરોને સૃષ્ટિની અંદરનું અને બહારનું સર્વ જ્ઞાન હશે, પણ ત્યાં પણ તેવું જ! ફક્ત પગાર મોટો, જે પુસ્તકો વાંચે અને શીખવે તે મોટા; પણ પુસ્તકોમાં જ જ્ઞાન નહિ, તો પ્રોફેસરોમાં ક્યાંથી? એક દિવસ તો—"

"ભાઇ, આમ સર્વની નિંદા કરતાં તને કોણે શીખવ્યું?" નીતિસેન બોલ્યો, "તેમાં પણ ગુરુઓની, જે પ્રોફેસરોનો તારા પર અત્યંત પ્રેમ હતો તેમની પણ નિંદા?"

"બેટા પુરુષોત્તમ!" શાંતિલાલશેઠ વચ્ચે બોલ્યા, "તારા વિચાર ઉત્તમ છે, પણ તારી બુદ્ધિના છોડને રસ સિંચવાને, તથા સંભાળથી ઉછેરવાને કોઈ યોગ્ય માળી જોઇએ, એમ મને લાગે છે. તે મળે તે દરમિયાન તું કાંઈ ઊંધુંચત્તું કરી મૂકે એવી મને ધાસ્તી લાગે છે. તેં ઉદ્ધત થઈ જડ્જ સાહેબને પ્રશ્ન કર્યો હોત અને તે તને અપમાનને માટે જેલમાં મોકલત તો?"

"નહિ પિતાજી," પુરુષોત્તમ બોલ્યો, "જે મનોવૃત્તિથી એ પ્રશ્ન હું પૂછત, તે વૃત્તિથી સાહેબ આનંદ પામત. તેમની જગ્યાએ મારા પ્રોફેસર હોત, તો તેમને તો જરૂર તે પ્રશ્ન થયો હોત જ. પણ જે છે તે સ્પષ્ટ કહી દેવામાં નિંદા શી? અને મને તો જેલમાં ને

બંગલામાં કાંઈ ફેર લાગતો નથી. જ્યાં સુધી આ સર્વ અંધકાર મટે નહિ ત્યાં સુધી પૂતળાં જેવાં આમતેમ શણગારાઇને ફરવું, મિષ્ટાન્ન જમવાં, મોટા બંગલાઓમાં મહાલવું, એ સર્વ મને તો ક્ષુદ્ર લાગે છે. પિતાજી, એક દિવસ તો એ વિચારમાં મને સવાર-સાંજ ખાવાનું સૂઝયું નહિ, રાત્રે નિદ્રા આવી નહિ, અને સ્વપ્નામાં અત્યંત ઉચ્ચગિરિના શિખર પર હું જઇને ઊભો. આખું જગત શુષ્ક લાગવાથી અને આંતરઅંધકાર મટી પ્રકાશ પડવાની આશા ન હોવાથી, મેં ત્યાંથી પડતું મૂક્યું. ત્યારપછી મને વિચિત્ર અનુભવો થયા. મારું શરીર બિલકુલ ભાર વગરનું હલકું થઈ ગયું, વિચિત્ર શાંતિના પ્રદેશોમાં હું ગયો. ત્યાં શીતળ પ્રકાશથી મારું મન આહ્લાદિત થયું. ત્યાંથી હું અત્યંત આનંદના પ્રદેશોમાં ગયો. મારાં સર્વ ગાત્ર ત્યાં આનંદથી ઊભરાઈ ગયાં, અને પ્રાતઃકાળે હું ઊઠ્યો ત્યારે તેનો તે જ ઓરડો, ટેબલ, ખુરસી, અજ્ઞાનથી ભરેલાં પુસ્તકો વગેરે જોઇને હું બહુ જ ખિન્ન થયો. પિતાજી, ત્યારથી હું ખાઉં છું, પીઉં છું, વાંચું છું, ફરું છું, હરું છું, પણ કશામાં રસ પડતો નથી. મને તો જગતમાં રચ્યાપચ્યા રહેલા બધા જીવો ક્ષુદ્ર તથા આંધળા લાગે છે. પિતાજી, બધા જ આવા મૂર્ખ કેમ હશે ? ”

“ ભાઈ, તું બહુ ઉતાવળિયો છે. ” શાંતિલાલ શેઠે કહ્યું, “ઘણા તત્ત્વશોધકોએ એ બાબત પર ઘણા વિચાર કરેલા છે, અને— ”

“ અને એક કહે છે કાંઈ, અને બીજો કહે છે કાંઈ, અને ત્રીજો કહે છે કે તમે બન્ને ખોટા,” પુરુષોત્તમ વચમાં બોલી ઊઠ્યો. “ પિતાજી, મને તો ક્રોધ આવે છે. શું આવી સર્વગ્રાહી બાબતમાં પણ વિચાર કરી, તલસ્પર્શ કરી મનુષ્યજાતિ સહસ્ર વર્ષો વ્યતીત થવા છતાં પણ એક ખરા નિર્ણય પર આવી ન શકી ? ધિક્ છે મનુષ્યજાતિને ! ”

આ સાંભળી નીતિસેને કહ્યું : “ એક તરફથી ધર્મની જિજ્ઞાસા અને બીજી તરફથી ક્રોધ તથા સર્વને ગાલિપ્રદાન, એ મને તો ભયંકર

લાગે છે. એ વિચારો તું જ કહે છે કે અક્કલ ધુમ કરી નાખે છે, અને ઘણો વખત આવા વિચારો કર્યાં કરશે તો મગજ ખવાઈ જઈ તું બાવરો ને ગાંડો બની જઈશ. અલ્પજ્ઞ પ્રાણીએ મોટા વિચાર આવવા દેવા એ પ્રથમ ભૂલ, તેમાં મચ્યા રહેવું એ બીજી ભૂલ, અને સર્વને મૂર્ખ ગણી પોતે ડાહ્યા છે એમ સમજવું એ ત્રીજી ભૂલ; મને તો લાગે છે કે મનુષ્યો એ બાબાત પર માત્ર તર્ક કરી શકે, કાંઈ ખરા નિર્ણય પર આવી શકે જ નહિ. એ જ્ઞાનને, મનુષ્યની મનનશક્તિ પહોંચી શકતી નથી. માટે એ વિચારો જ મિથ્યા છે. હા, મનુષ્યનું આ તો કર્તવ્ય છે કે ચારિત્ર્ય ઉત્તમ રાખવું, સત્ય પર પ્રેમ રાખવો, સર્વત્ર પ્રેમ તથા દયાભાવ રાખવો, પોતે સુખી થવું ને બીજાને સુખી કરવા. અને—"

નીતિસેનને બોલતો અટકાવી પુરુષોત્તમ બોલ્યો: 'અને ડાહ્યા-ડમરા, મૂર્ખ, અંધ હિંદુજી થઇ ફરવું.' વારુ, નીતિસેન, ચારિત્ર્ય ઉત્તમ હોવાથી શો લાભ? ધર્મીને ઘેર ધાડ ને પાપીને ત્યાં ક્ષેમ-કુશલ, એ તો સાધારણ નિયમ છે. નીતિ, ચારિત્ર્ય વગેરેનો મૂળ પાયો શું? કોઇકિ અપકૃત્યથી જીવતાં સુધી હંમેશનું સુખ મળતું હોય, તો તે કૃત્ય કોઈ ન જાણે એમ શા માટે ન કરવું? **ऋणं कृत्वा घृतं पिबेत्।** કોણ જોઈ આવ્યું છે કે મૃત્યુ પછી શું છે? આપણે સુખી રહેવું એ તો ઠીક! જ્યાં સુધી બને ત્યાં સુધી પ્રયત્ન કરવો, કારણ કે પ્રયત્ન સફળ થશે કે નહિ તેની પણ ખાતરી તો નથી જ; પણ બીજાને સુખી કરવાની માથાફોડ શું કરવા જોઈએ? માટે જ્યાં સુધી મૂળ કારણ નક્કી ન થાય, ત્યાં સુધી નીતિ, ચારિત્ર્ય વગેરેની ડાહીડાહી વાતો મને તો પાયા વગરની લાગે છે અને અણીને વખતે જેમાં દેખીતો લાભ હોય તેમાં જ નીતિ, સદ્ગુણ વગેરેનો સમાવેશ આપણે મારીમચડીને પણ કરીએ છીએ. પણ ભાઇ, આ જે ઉત્કટ જિજ્ઞાસા અંતરથી ઉદ્ભવે છે, તેને બાયલા થઈ દાબી દેવાનો હક્ક આપણને કોણે આપ્યો છે? એમ દાબી દેવા-

થી આપણને મોટું અને કદાચ હમેશનું નુકસાન થતું કેમ નહિ હોય? વળી જો એનો ઉદ્‌ભવ કોઈ પાપવૃત્તિમાંથી થતો ન હોય, તો તે વૃત્તિને પોષવામાં શું દોષ? તે વૃત્તિથી થતા અનુભવો વર્ણવતાં શી શરમ?"

આવે સમયે શાંતિલાલ શેઠના શાસ્ત્રી ગોવિંદભટ્ટજી પોતાના નિત્યનિયમથી પરવારી અગાસીમાં આવી પહોંચ્યા હતા. તેમણે ઉપરની ચર્ચા થોડીઘણી સાંભળી હતી, અને પુરુષોત્તમની તીવ્ર બુદ્ધિથી તેમને સાનંદાશ્ચર્ય અને સંતોષ થયો હતો. કુસુમ દોડતીદોડતી તેમની પાસે ગઈ, અને હાથ જોડી જયશ્રીકૃષ્ણ કરીને બોલી: "શાસ્ત્રીજી! આજે પુરુષોત્તમભાઇનું મગજ ઠેકાણે નથી. પેલા તારાઓમાં શું છે તે એમને જઇને જોવું છે! હું ગાર્ગીબાને પૂછી આવીને કહીશ, ત્યારે એમનું ઠેકાણું પડશે."

"કુસુમબહેન, કામ આટોપી એઓ હમણાં અહીં આવશે ત્યારે પૂછજો. ચાલો આપણે પુરુષોત્તમભાઈનું મગજ શાંત કરીએ," ગોવિંદભટ્ટે હસીને કહ્યું.

શાસ્ત્રીજીને આવતા જોઈ શાંતિલાલશેઠે તેમને આવકાર આપ્યો અને બોલ્યા: "આવો શાસ્ત્રીજી, જયશ્રીકૃષ્ણ. આ પુરુષોત્તમભાઈના પ્રશ્નોનો નિર્ણય આપનાથી ઠીક થશે."

"પુરુષોત્તમ સંસ્કારી જીવ છે. પ્રભુ એને દીર્ઘાયુ આપો."

"ગોવિંદભટ્ટજી એટલું બોલીને ત્રણેની સામે એક બાજઠ પડેલો હતો તેની બીજી તરફ ગાદી પર બેઠા. એમની મુખમુદ્રા એવી ભવ્ય હતી કે સામા માણસને સ્વાભાવિક રીતે સન્માન કરવાની વૃત્તિ થાય જ. સ્વસ્થ થઈ બેઠા પછી ગોવિંદભટ્ટજી બોલ્યા:

"ભાઇ પુરુષોત્તમ, જે પ્રશ્નો તને સ્ફુરે છે તે અત્યંત પ્રાચીનકાળથી મનુષ્યજાતિને સ્ફુર્યા છે, તેમાં આ આર્યાવર્તના લોકોને તો એ પ્રશ્નો સ્વાભાવિક છે. આર્યો સ્વભાવથી જ તત્ત્વશોધકો છે,

અને આ સંસારના ભોગવૈભવને પાશ્ચિમાત્ય લોકના જેટલી અગત્ય આપતા નથી. પ્રાચીન ઋષિમુનિઓએ વનમાં સુંદર સરિતા-તટ પર શાંતિથી રહી, ફળફૂલ પર નિર્વાહ કરી સેંકડો અને સહસ્ર વર્ષો તત્ત્વશોધમાં ગાળ્યાં છે, અને તેનાં પરિણામ આપણે આપણા દરરોજના નિત્યનિયમમાં અને રહેણીકરણીમાં જોઇએ છીએ; તેનાં ઉત્તમ ફળ આપણે આપણાં સુંદર શાસ્ત્રોમાં ચાખીએ છીએ. પાશ્ચિમાત્ય તત્ત્વજ્ઞાનનાં શાસ્ત્રોમાં અને અહીંનાં શાસ્ત્રોમાં મોટો તફાવત એ છે કે ત્યાં **તત્ત્વશોધકોએ** શાસ્ત્રો લખ્યાં છે, અને અહીં **તત્ત્વ-જ્ઞાતાઓએ** શાસ્ત્ર પ્રતિપાદન કર્યાં છે, તેથી ત્યાં તત્ત્વજ્ઞાન અને ધર્મ ભિન્ન છે અને અહીં બંને એક છે. ત્યાં તર્કજ્ઞાન છે, અહીં વિજ્ઞાન છે. તર્ક તો ખરાયે હોય અને ખોટાયે હોય. વિજ્ઞાન એટલે વિશેષ જ્ઞાન તો સ્પષ્ટ દર્શનરૂપ છે, એ ખોટું હોવાનો સંભવ જ નહિ. ત્યાં મનુષ્યજાતિ બાહ્ય સાધન ખીલવી ઇન્દ્રિયોને સુખ અને ઉપભોગ આપવામાં મચી છે, ત્યારે અહીં આંતર સાધન ખીલવી ઇન્દ્રિયોનાં સુખને તુચ્છ ગણી આત્માના સુખની પ્રાપ્તિ માટે પ્રયત્ન પ્રારંભાયા છે, અને ફળીભૂત થયા છે. ત્યાં આસુરી સૃષ્ટિના જીવો વિશેષ ઉત્પન્ન થાય છે, અહીં દૈવી સૃષ્ટિના જીવો અધિક અવતરે છે. શાંતિલાલ-શેઠ, તમારા પુરુષોત્તમ જેવાં કંઇક રત્નો ભારતભૂમિમાં ઢંકાયેલાં છે. સમય મળતાં તેઓ તરત બહાર પડશે. હાલમાં પશ્ચિમના ક્ષણિક તેજથી આપણા પુત્રો અંજાઈ ગયા છે, પણ તે વધુ ટકે તેમ નથી. ગૌતમ અને કપિલ, કશ્યપ અને ભારદ્વાજ, વસિષ્ઠ અને વિશ્વામિત્ર-ના ગોત્રજો ઢાંક્યા રહેશે નહિ. આર્યોએ ઇન્દ્રનાં ઇન્દ્રાસન ડોલાવ્યાં છે, સૂર્યચંદ્ર વશ કર્યાં છે, દેવોને દાનવોનાં દુઃખમાંથી મુક્ત કર્યા છે, અને બ્રહ્માંડને પોતાનું રમણસ્થાન કરી મૂક્યું છે.”

“શાસ્ત્રીજી, આપ કહો છો તે પ્રાચીન સમયમાં કદાચ હશે,” પુરુષોત્તમે કહ્યું: “પણ તેનું શું પ્રમાણ? હાલ તો સ્થિતિ અધમાધમ છે. ભૂતકાળને સંભારીસંભારીને વર્તમાનકાળમાં વાતો કરી મિથ્યા

બડાઈ કરવામાં શી કૃતકૃત્યતા ? મનુષ્યસ્વભાવ મોટાઇથી લલચાય છે, પણ તેની યોગ્યતાનો શું પુરાવો ? અરે ! ધર્મની બાબતમાં પણ એક નિર્ણય પર કોણ આવ્યા છે ?"

"શા માટે નહિ ? ધર્મનિર્ણય–સર્વમાન્યનિર્ણય પર તેઓ સહસ્ર વર્ષો થયાં આવ્યા છે. આર્યાવર્તનું ભૂષણ ધર્મ છે, અને ભૂતળ પર શુદ્ધ ધર્મનો પ્રચાર આર્યાવર્ત જ કરશે." ગોવિંદભટ્ટે કહ્યું.

"શાસ્ત્રીજી, શું કહો છો ? આ આર્યાવર્તના લોકો એક નિર્ણય પર આવ્યા છે ? અને તે પણ ધર્મની બાબતમાં ! મારે સ્પષ્ટ કહેવું જોઈએ કે હિંદુ ધર્મ અને તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ આપના વાક્યથી વિરુદ્ધ છે. શું સાંખ્ય અને યોગની માન્યતા એક છે ? ન્યાય અને વૈશેષિક ભિન્ન નથી ? અરે, પૂર્વ અને ઉત્તરમીમાંસા પણ ક્યાં મળતાં છે ? વળી તમે ગૌતમબુદ્ધને શું તમારા આચાર્ય તરીકે સ્વીકારશો ? શંકર અને રામાનુજ, મધ્વ ને નિમ્બાર્ક, ચૈતન્ય ને વલ્લભ એ સર્વે એકબીજાના મતને તોડવા પ્રયત્ન કરતા નથી ? હું ખાતરીથી કહું છું કે, આ ભૂતળ પર પ્રાચીનકાળથી ધર્મના વાદવિવાદ આર્યાવર્ત જેટલા કોઈ પણ દેશમાં નહિ થયા હોય, અને તમે કહો છો કે, તેઓ એક નિર્ણય પર આવ્યા છે ! શાસ્ત્રીજી, આપ તથા આપના જ્ઞાન માટે મને બહુ માન છે, પણ આપનો ઉત્તર તો મને આશ્ચર્યચકિત કરે છે !"

"ભાઈ, જ્યારથી 'હું એક છું, બહુ થાઉં, ઉચ્ચનીચ ભાવરૂપે થાઉં'× એવી ઇચ્છા થઈ ત્યારથી ભેદ થયા, જ્યાં ભેદ ત્યાં ભિન્નતા અને કલહ થવાના જ; પણ જે વસ્તુને માટે તે કલહ થાય છે, તે ઉપરથી તે કલહ કરનારની ઉચ્ચનીચ વૃત્તિઓ દૃષ્ટિગોચર થાય છે. રસ્તામાં તુચ્છ કારણથી મિથ્યા કલહ કરી માથાં ફોડી રક્તસ્રાવ કરનાર મનુષ્યોને જોઈ તને તેમની અધમ વૃત્તિઓનું

---

× एकोऽहं बहु स्यां प्रजायेय ।

ભાન થાય છે. દ્રવ્યાદિના કલહ આવી અધમ વૃત્તિથી થાય છે. પ્રાચીન આર્યો સાંસારિક વસ્તુઓને લઈ કલહ કરતા નહિ, પણ જે વસ્તુ તેમને પ્રિય હતી, જે વસ્તુ તેમનું જીવન હતું, એવો ધર્મ,—તેને લઈને જ તેની સત્યાસત્યતા, અધમતા, ઉત્તમતા વિષે જ તેઓ કલહ કરતા; એથી તેમની શ્રેષ્ઠતા અને દૈવી સંપત્તિનું દર્શન થાય છે. પણ એથી તારે એમ ન સમજવું કે, તેઓ ધર્મમાં એક નિર્ણય પર આવ્યા ન હતા. તેઓનાં સાધન ભલે જુદાં જુદાં હોય, તેમના અનુભવ ભલે જુદાજુદા હોય, પણ નિર્ણય તો એક જ છે, તે સાંભળ. મનુષ્યની ઇન્દ્રિયો વિષયો તરફ દોરાઈ મનુષ્યને તેનો સંગ થાય છે; તેથી કામ, ક્રોધ, સ્મૃતિવિભ્રમ અને બુદ્ધિનાશ થાય છે; માટે કાચબાની માફક ઇન્દ્રિયો વિષયો તરફથી સ્વરૂપ તરફ પાછી ખેંચી, બુદ્ધિ સ્થિર અને નિશ્ચળ કરી સ્વરૂપમાં લીન થવું, એનું નામ મોક્ષ.

"શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે કે:—

**ध्यायतो विषयान् पुंसः संगस्तेषूपजायते ।**
**संगात् संजायते कामः कामात् क्रोधोऽभिजायते।गी०अ०।२।६२।**
**क्रोधाद् भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः ।**
**स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति॥गी०अ०।२।६३**
**यदा संहरते चायं कूर्मोऽगानीव सर्वशः**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता॥गी०अ०।२।५८॥**

"અર્થાત્ વિષયોનું ધ્યાન કરનાર પુરુષને વિષયોનો સંગ થાય છે, સંગથી કામ ઉત્પન્ન થાય છે, કામથી ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધથી મોહ ઉદ્‌ભવ પામે છે, મોહથી સ્મૃતિનો વિભ્રમ થાય છે, સ્મૃતિભ્રંશ થવાથી બુદ્ધિનો નાશ થાય છે, અને બુદ્ધિનો નાશ થવાથી તે પુરુષનો નાશ થાય છે. (૬૨,૬૩) જ્યારે, કાચબો જેમ સર્વ તરફથી પોતાનાં અંગ સમેટી લે છે, તેમ આ (મનુષ્ય) ઇન્દ્રિયોના વિષયો તરફથી ઇન્દ્રિયોને ખેંચી લે છે, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય છે. (૫૮)

"શ્રીવલ્લભાચાર્ય સંન્યાસ લઇને મૌનવ્રત ધારણ કરી ગંગાના તીર પર બેઠા હતા, તે વખતે શ્રીકૃષ્ણે તેમના પુત્રોની સમક્ષ કહ્યું હતું કે,

"**मुक्तिर्हित्वान्यथारूपं स्वरूपेण व्यवस्थितिः ॥** અર્થાત્ અન્યથારૂપને (એટલે ખોટા રૂપને) છોડી દઇ, સ્વરૂપમાં સ્થિત થવું, એનું નામ મુક્તિ."

"મુક્તિની આ વ્યાખ્યા આર્યાવર્તના ઘણા—લગભગ સર્વે ધર્મોને સંમત છે. કપિલમુનિપ્રણીત **साङ्ख्यप्रवचनदर्शन**ના પ્રથમ અધ્યાયના ૧૫ મા સૂત્રમાં કહ્યું છે કે **असङ्गोऽयंपुरूष इति ॥१'५॥** અર્થાત્ પુરુષ અસંગ હોવાથી અવસ્થારૂપ વિકાર માત્ર દેહનો ધર્મ છે. વળી—

"**अथत्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः ॥१ । १ ॥**

"અર્થાત્ ત્રિવિધ દુઃખની અત્યંત નિવૃત્તિ એ જ અત્યંત પુરુષાર્થ છે. વળી—

"**यद्वा तद्वा तदुच्छित्तिः पुरूषार्थस्त दुच्छित्ति पुरुषार्थः ॥६।७०॥**

અર્થાત્ પ્રકૃતિ અને પુરુષના ભોગ્યભોક્તૃભાવનો ઉચ્છેદ કરવો, એ જ પરમ પુરુષાર્થ છે. અર્થાત્ પુરુષ સ્વતંત્ર છે, પણ પ્રકૃતિમાં બંધાવાથી દુઃખ પામે છે. માટે પ્રકૃતિથી છૂટો થઇને સ્વરૂપમાં સ્થિત થાય એ જ મોક્ષ.

"પતંજલિમુનિના યોગદર્શનમાં પણ મુક્તિની એવી જ વ્યાખ્યા છે.

**पुरुषार्थशून्यानां गुणानां प्रतिप्रसवः कैवल्यं ।**
**स्वरूपप्रतिष्ठा वा चितिशक्तिरिति ॥ ४ । ३४ ॥**

અર્થાત્ પુરુષાર્થથી રહિત થયેલા સત્ત્વાદિ ગુણોનો પોતાના કારણમાં લય થવો એ જ કૈવલ્ય, અથવા ચિતિશક્તિરૂપ પુરુષનું સ્વરૂપમાં અવસ્થાન તે કૈવલ્ય.

"ગૌતમમહર્ષિપ્રણીત ન્યાયદર્શનમાં કહ્યું છે કે:—

**बाधनालक्षणं दुःखमिति ॥ १ । १ । २१ ॥**
**तदत्यन्तविमोक्षोऽपवर्गः ॥ १ । १ । २२ ॥**

અર્થાત્ પીડા એટલે દુઃખ, તે દુઃખનો અત્યંત વિમોક્ષ તેનું નામ મોક્ષ.

"કણાદમહર્ષિપ્રણીત વૈશેષિકદર્શનમાં કહ્યું છે કે:—

**तदभावे संयोगाभावोऽप्रादुर्भावश्च मोक्षः ॥ ५ । २ । १९॥**

અર્થાત્ અદૃષ્ટરૂપ કારણના અભાવથી શરીરની સાથે આત્માનો સંયોગ થતો નથી, હેતુના અભાવથી બીજા શરીરની સાથે બીજો સંયોગ પ્રાદુર્ભૂત થતો નથી, તે જ મોક્ષ, પરમા મુક્તિ, વિદેહમુક્તિ કૈવલ્ય અથવા નિર્વાણ.

"પૂર્વમીમાંસાના મર્મને નહિ સમજનાર કેટલાક એમ માને છે કે, તેમાં વર્ણવેલા યજ્ઞયાગાદિ કરવાથી સ્વર્ગ વગેરેની પ્રાપ્તિ થાય છે, એમાં મુક્તિ વિષે કંઇ નથી, પણ તે ભૂલ છે. શ્રીવલ્લભાચાર્યજી નિબંધમાં કહે છે કે:—

**यज्ञरूपो हरिः पूर्वकांडे ब्रह्मतनुः परे ।**
**अवतारी हरिः कृष्णः श्रीभागवत ईर्यते ॥ १।१।१॥**
**अग्निहोत्रं तथा दर्शपूर्णमासः पशुस्तथा ॥**
**चातुर्मास्यानि सोमश्च क्रमात् पंचविधो हरिः ॥२।२॥**

અર્થાત્ યજ્ઞરૂપ હરિ પૂર્વકાંડમાં વર્ણિત છે, ઉત્તરકાંડમાં બ્રહ્મરૂપ હરિનું વર્ણન છે, અને શ્રીભાગવતમાં અવતારી કૃષ્ણનું વર્ણન છે. વળી સ્વર્ગપ્રાપ્તિરૂપ ફળ વિવિધ યજ્ઞોથી દર્શાવેલું છે, તે સ્વર્ગથી માત્ર સ્વર્ગલોક સમજવો નહિ, પણ સ્વર્ગ એટલે મોક્ષ સમજવો, એમ નીચે પ્રમાણે નિબંધના સર્વનિર્ણયપ્રકરણના પાંચમા શ્લોકના ભાષ્યમાં છે:—

**वाक्यशेषादात्मसुखं प्रसिद्धेर्लोक उच्यते ।
यन्न दुःखेन संभिन्नं न च ग्रस्तमनंतरम् ॥
अभिलाषोपनीतं च तत्सुखं स्वःपदास्पदम् ॥ ५ ॥**

**स च स्वर्गो द्विविध इत्याह वाक्यशेषादिति । सुष्ठु अर्ज्यत इति स्वर्गः, सत्त्वाकारांतकरणे सर्वेहानिवृतो यदात्मसुखं प्रकटीभवति तदग्निहोत्रादिसाध्यम् । सर्वदेवानामधिकृतानां तुष्टावाध्यात्मिकत्वे यागस्य जाते आत्मानंदः प्रकटो भवति । एतदभावे भौतिकत्वे स्वर्गलोको भवतीत्यर्थः ॥**

અર્થાત્ વાક્યશેષથી 'સ્વર્ગલોક' શબ્દનો અર્થ 'આત્મસુખ' કરવો, માત્ર પ્રસિદ્ધિથી તે લોક કહેવાય છે. જ્યાં દુઃખની મિશ્રતા ન હોય કે પછી દુઃખ વડે ગ્રાસ થતો ન હોય એવું અભિલાષા વડે પ્રાપ્ત કરેલું જે સુખ તે જ **स्वः**પદરૂપ સ્થાન (સ્વર્ગ) છે. તે સ્વર્ગ બે પ્રકારનું છે, યોગથી (વ્યુત્પત્તિથી) સ્વર્ગ શબ્દનો અર્થ કરીએ તો **सु** એટલે સારી રીતે, અને **अर्ग** એટલે જે પ્રાપ્ત કરાય તે, સારી રીતે પ્રાપ્ત કરાય તે **स्वर्ग.** અંતઃકરણ જ્યારે સત્ત્વમય થઈ જાય છે, ત્યારે સર્વ ઇચ્છાઓ નિવૃત્તિ પામીને જે **आत्मसुख** પ્રકટ થાય છે, તે **आत्मसुख** અગ્નિહોત્રાદિ યજ્ઞ વડે સાધ્ય છે, કારણ કે યજ્ઞના અધિકારી સર્વ દેવતાઓ જ્યારે તુષ્ટ થાય છે, ત્યારે યજ્ઞની આધિભૌતિકતા મટીને તે યજ્ઞ આધ્યાત્મિક કહેવાય છે, અને તે આધ્યાત્મિક યજ્ઞ વડે સ્વર્ગરૂપ આત્માનંદ પ્રકટ થાય છે. પરંતુ જ્યારે યજ્ઞ કેવળ આધિભૌતિક જ રહે, અને આધ્યાત્મિક થાય નહિ, ત્યારે તેવા યજ્ઞનું ફળ તો માત્ર પ્રસિદ્ધ સ્વર્ગલોક જ થાય છે.

"ઉત્તરમીમાંસામાં કહ્યું છે કેઃ—

**अनावृत्तिः शब्दादनावृत्तिः शब्दात् ॥ ४ । ४ । २२ ॥**

અર્થાત્ શ્રુતિમાં કહ્યું છે કે, મુક્ત જીવની ફરી સંસારમાં આવૃત્તિ થતી નથી, અર્થાત્ તે સદૈવ સ્વરૂપમાં સ્થિત રહે છે.

"મેં કહ્યું તેમ જુદાજુદા સંપ્રદાયના સાધનક્રમ જુદાજુદા છે, વળી સ્વરૂપનો અનુભવ પણ દરેકનો જુદોજુદો છે, પણ આર્યાવર્તના ધર્મનિર્ણયનો નિષ્કર્ષ તો આ જ છે કે, **मुक्तिर्हित्वाऽन्यथारूपं स्वरूपेण व्यवस्थितिः ॥** માટે હવે તારું કર્તવ્ય એ છે કે જે સંપ્રદાય તને રુચિકર હોય તેમાં જઈ, તેમાંના ઉત્તમ પુરુષોનો સત્સંગ કરી, આ શરીરસ્થિતિ છે, ત્યાં સુધી જેટલું શ્રેય થાય તેટલું કરી લેવું."

શાસ્ત્રીજીનો આ સમાધાનકારી પ્રત્યુત્તર સાંભળી શાંતિલાલ શેઠે પુરુષોત્તમને પૂછ્યું: "ભાઈ, તારા મનનું સમાધાન થયું કે કેમ?"

"શાસ્ત્રીજી, મારે હજુ બહુ પૂછવાનું છે," પુરુષોત્તમ બોલ્યો, "પણ કોઈ બીજા પ્રસંગે એ વાતો કરીશું. હાલ તો આપે કૃપા કરીને જે વાત કહી છે, તેનું મનન કરવાની વૃત્તિ છે."

શાસ્ત્રીજીએ મંદ હાસ્ય કરીને તેના કહેવાને અનુમોદન આપ્યું, અને આ પ્રસંગ સમાપ્ત થયો.

## ૨ : નીતિસેનનું મનોરાજ્ય

આજે રથયાત્રા છે. મુંબાપુરીમાં ચોપાટી પર દરિયાકિનારે શાંતિલાલશેઠનો સુંદર બંગલો આવેલો છે. સેવાથી પરવારી પ્રસાદ લઈ શાંતિલાલશેઠ પ્રસન્ન વદનથી પુત્રોને લઈ મેડી પર બેઠા છે. ગોવિંદભટ્ટજી 'નિબંધ'નાં પાનાં લઈ મનન કરતા હતા. પુરુષોત્તમ કુસુમને રમાડતો હતો. ગોવિંદભટ્ટજીનાં ધર્મપત્ની ગાર્ગી બાજુમાં ગોમુખીમાં માળા ફેરવતાં બેઠાં હતાં. નીતિસેન ખુરસી પર બેઠો હતો. તેનું ચિત્ત અસ્વસ્થ જણાતું હતું. આધુનિક અસંતોષનાં કારણો, દેશાભિમાન, સંસારસુધારા, મજૂરવર્ગનો પ્રશ્ન, સામાજિક ચર્ચા, એવાં એવાં પુસ્તકો અને માસિકો સામે ટેબલ પર સાચવીને મૂકેલાં હતાં. 'ધી ઇન્ડિયન એમ્પાયર' નામનું માસિક વચમાં ઉઘાડેલું પડેલું હતું, જમણી તરફને પાને મોટે અક્ષરે અંગ્રેજીમાં લખેલું હતું કે :—

"મુંબઈના દરેક દ્રવ્યવાન પુરુષની ફરજ છે કે તેણે દરેકે આશરે સો હાથની સાળો લઈ ગામડાઓમાં ગરીબ વર્ગને વહેંચી, અથવા અન્ય રીતે તેમને સ્વાશ્રયી બનાવી તેમનો ભૂખમરો ટાળવો. જો એવું કંઈ નહિ કરવામાં આવે તો આપણા આર્યાવર્તની ગરીબ પ્રજા ભૂખમરાથી નષ્ટ થવાનો વિકરાળ કાળ આવી પહોંચ્યો છે."

ચિત્તની અસ્વસ્થાનું કારણ, ઉપલું વાક્ય તથા તે ઉપરથી પ્રજાની ગરીબાઈ, દીનતા, નિરાધારપણું વગેરે વિષે સ્ફુરતા વિચારોને લઇને હતું. શેઠે તેની મ્લાન મુખમુદ્રા તરફ જોઇને પૂછ્યું : "ભાઈ નીતિસેન, તને શું થાય છે? પ્રકૃતિ તો ઠીક છે ને?"

નીતિસેને ઊંડો શ્વાસ લઈ કહ્યું : "પિતાજી, અર્વાચીન અને પ્રાચીન સમયમાં કેટલો ફેર પડી ગયો છે ! કાળની ગતિ ન્યારી છે. શાસ્ત્રીજીએ ગયે પ્રસંગે કહ્યું હતું કે, પ્રાચીન સર્વમાન્ય સિદ્ધાંત એ છે કે, ઇન્દ્રિયોને વિષયો તરફ દોડતી અટકાવવી અને સ્વરૂપમાં લીન થવું, એટલે કૃતાર્થતા. હાલમાં એ કેવું વિચિત્ર અને અસંભવિત ભાસે છે ! જો એ જ સત્ય હોય, તો ઇશ્વરે કાં તો મનુષ્યને ઇન્દ્રિયો આપવી નહોતી, અથવા વિષયો કરવા ન હતા. મનુષ્યોને ઇન્દ્રિયોની બક્ષિસ આપ્યા પછી તેમને કહેવું કે તમારે ઇન્દ્રિયોને તેમનાં સ્વાભાવિક કાર્યોથી અટકાવવી એ કેવું વિચિત્ર ! અલબત, નીતિથી ડગવું નહિ, અનીતિ સર્વથા ત્યાજ્ય છે, પણ ભોગ્ય વિષયોનો ઉપભોગ કરવામાં —ઇન્દ્રિયોનો સદુપયોગ કરવામાં શું પાપ ? વળી ઇન્દ્રિયો અને વિષયો-ને એકેકથી દૂર રાખવાં એટલે નિર્જન જંગલમાં જવું, અને ઇશ્વરે આપેલી સમૃદ્ધિનો જાણીજોઈને ત્યાગ કરવો અને દુઃખી થવું. હવે પ્રથમ તો આ ત્યાગ જ ઘણા મનુષ્યોને માટે અસંભવિત છે, અને કદાચ કોઈ મનુષ્યને માટે તે સંભવિત હોય, તો તે ઇશ્વરની કૃપાની અવગણના કરે છે; કારણ કે ઇશ્વરે આપેલાનો તુચ્છકાર કરી તે ત્યાગી થવા ઇચ્છે છે. વળી કુટુંબનાં, દેશનાં, જનસમાજનાં, ગરીબ નિર્ધનનાં હિતનાં કેટલાં બધાં કામો કરવાનાં છે ! આ મારી સામે પડેલાં પુસ્તકો વાંચું છું ત્યારે એમ લાગે છે કે, એમાંનું એક પણ કાર્ય કરવાને કેટલો બધો શ્રમ, સમય અને દ્રવ્યની અપેક્ષા છે ! અફસોસ ! મારા આર્યદેશની સ્થિતિ કેવી અધમ છે ! સર્વે આર્યોની સહાય-તાની, તેમના ઐક્યની, કેટલી બધી જરૂર છે ! એવે સમયે ખૂણામાં બેસી સ્વરૂપાનુસંધાનનો વિચાર કરવો શું ઉચિત છે ? આજે પાંચ-પાંચ હજાર વર્ષ થયાં આપણે અધમ સ્થિતિમાં આવ્યા છીએ તેનું કારણ જ એ કે, મોં આગળ પડેલાં કરવાનાં કાર્યો વિસારી મનના તરંગો અને ફિલસૂફીમાં આપણા વિદ્વાન લોકોએ મિથ્યા કાળક્ષેપ કર્યો છે ! વળી પિતાજી, આજનો સેવાનો ક્રમ તો અવધિ કરે છે !

લાકડાના રંગેલા ઘોડાને આટલાં બધાં ઘરેણાં શાં ! ઢીંગલાઢીંગલીની માફક શણગારવા શા ! આ તે કેવો સ્વરૂપાનુસંધાનનો વિધિ ! વળી શ્રીઠાકુરજીને પણ—"

આ સાંભળી શાંતિલાલશેઠને ખૂબ જ ક્રોધ વ્યાપી વળ્યો. તે વચ્ચે જ બોલી ઊઠ્યા: "ભાઈ, બહુ થયું." પછી ગોવિંદભટ્ટ તરફ જોઇને બોલ્યા : "શાસ્ત્રીજી, મેં આપને પહેલેથી જ કહ્યું હતું કે, આ કલિના સમયમાં ભ્રષ્ટતા તો છે જ, તેમાં મ્લેચ્છવિદ્યા આપવાથી છોકરાં બગડશે; પણ આપે આગ્રહ કરી અંગ્રેજી શીખવા મોકલ્યાં તેનું આ પરિણામ ! ગુજરાતી શીખવી વ્યાપારમાં નાખ્યો હોત તો આ સ્થિતિ ન થાત."

"પિતાજી, આપની મનોવૃત્તિ દુખાય એવી મારી ઇચ્છા ન હતી, જાણીજોઇને હું કંઈ પણ વિવેકવિરુદ્ધ બોલ્યો નથી, છતાં બોલાયું હોય તો ક્ષમા કરશો." નીતિસેને કંઇક ક્ષોભ પામીને કહ્યું.

ગોવિંદભટ્ટ તો એટલા જ સ્વસ્થ હતા. તે બોલ્યા : "ભાઈ નીતિસેન, મારી ખાતરી છે કે તું કંઈ પણ નીતિવિરુદ્ધ બોલીશ કે આચરીશ નહિ. જે મનમાં હોય તે જ, સાંભળનારને દુઃખ ન લાગે એમ, સ્પષ્ટ કહેવું એ ઉપદેશ તો હું હંમેશાં કરતો જ રહ્યો છું. તારા વિચારોથી તારા પિતાને દુઃખ થાય એ સ્વાભાવિક છે, પણ તેમાં તારો દોષ નથી. તારી શંકાઓ મારી આગળ અને તારા પિતા આગળ નહિ કહે તો ક્યાં કહેશે ? માટે તારા મનને જે જે શંકા હોય તે સર્વ બેધડક કહે."

પછી શાંતિલાલ શેઠને આશ્વાસન આપવા તેમણે કહ્યું : "શાંતિલાલશેઠ, તમારા સદ્‌ગુણી પુત્રો તમારી આગળ ખુલ્લા મનથી સર્વ શંકાઓ તમને કહે તે તમને ગમે છે, કે પોતાના વિચારો અને આચાર સંતાડીને તમને નછૂટકે છેતરવાનો પ્રસંગ એમને આવે તે ગમે છે? શાળાઓમાં હાલમાં ધર્મનું શિક્ષણ આપવામાં આવતું નથી, માટે

વડીલોની ફરજ છે કે નાનપણથી છોકરાંઓને ધર્મનાં મૂળતત્ત્વ સમજાવવાં. આપના પુત્રોને અંગ્રેજી શીખવવા મોકલવાનો સર્વ દોષ મારે શિર છે, પણ મારી ખાતરી છે કે, એથી તમારું તથા તમારા પુત્રોનું હિત થશે. છોકરાંને ઘરકૂકડી કરી રાખવા કરતાં, સર્વનું નિરીક્ષણ કરી સારગ્રહણ કરતાં શીખવવાં તે વધારે સારું. મીઠા પાણીના ગંદા ખાબોચિયામાં રહેવા કરતાં મહાસાગરનાં ખારાં પાણીમાં રહેવાથી પણ શરીર તથા મનને વધારે ફાયદો થાય છે. એથી એમ ન ધારવું કે ધર્મ પર એમની અશ્રદ્ધા થશે. સહેજસાજ ખોટો પાસ બેસે તે કાઢી નાખવા સંસ્કૃત ગ્રન્થો અને બ્રહ્મવિદ્યા બસ છે. પુરુષોત્તમના મનની સ્થિતિ તમે જોઈ નહિ? આજે નીતિસેનના મનની પણ કંઈક એવી જ દશા છે. એ મનને જાણી–સમજીને કેળવવું એ આપણું કામ છે. તમારા પુત્રો દૈવી જીવ છે, એટલે સત્યાસત્ય, સારુંનરસું, સમજી શકે છે. હાલના સમયમાં આ શંકાઓ સ્વાભાવિક છે, તેનો ખુલાસો કરવો એ આપણો ધર્મ છે, તે ન પાળવામાં ભૂલ આપણી વડીલોની છે, એમની નથી.”

“ભાઈ નીતિસેન, તારી સર્વ શંકા નિઃશંકપણે કહે, માન-અપમાનની ખોટી બીક રાખીશ નહિ. મોટાંઓને માન આપવું એ સદ્‌ગુણ છે, પણ એ માનની લાગણીથી અંતરમાં ઉદ્‌ભવતી શંકા દાબી દેવી, એ નિર્બળતા કહેવાય, અને એમ દાબી રાખવાથી ધીરેધીરે માનની લાગણી નીકળી જઈ, ખોટું બહારનું માન આપવા જેવું કરવું પડે એટલે દુર્ગુણ આવે; માટે બેલાશક તારે જે કહેવું હોય તે ખુલ્લેખુલ્લું કહે.” શાસ્ત્રીજીએ પોતાના પ્રૌઢ પ્રભાવથી પિતાપુત્ર—બન્નેના મનનું સમાધાન કર્યું.

ગોવિન્દભટ્ટનું કહેવું સાંભળી નીતિસેનને કંઈક હિમ્મત આવી એટલે તે વિનમ્રપણે બોલ્યોઃ “શાસ્ત્રીજી, ટૂંકામાં મારું આપને કહેવાનું એ છે કે, ધર્મનો બહુ વિચાર કરવાથી આળસુ, નિરુદ્યમી

અને નિરુપયોગી થઈ જવાય છે. પોતાનું ભલું થતું નથી અને પારકાનું પણ ભલું થતું નથી. જનસમાજના કોઈ પણ ઉપયોગી કાર્યમાં ભાગ લેવાતો નથી. તેમાં પણ વૈષ્ણવો તો હદ કરે છે. સવારે મંગળા, શૃંગાર, ગ્વાલ અને રાજભોગ—વચમાં બે કલાક આરામ, પછી પાછું એનું એ જ—ઉથાપન, ભોગ, આરતી અને શયન. વળી ઠાકુરજી જુદાજુદા, તેમનાં નામ અને સ્વરૂપ જુદાંજુદાં, એ બધું શું? તે મને તો કંઈ સમજ પડતી નથી. નીતિથી ચાલનારને સેવા કરવાનું પ્રયોજન શું? અને સેવા તે શું? એ કારણ અને કાર્ય બન્ને મને તો નિરર્થક લાગે છે. નાનપણથી ઘરનાં આચારને લીધે સેવામાં હું ભાગ લઉં છું, પણ મારી જ શ્રદ્ધા નથી તો હવે પછીનો જમાનો કેવો થશે?"

નીતિસેન આટલું બોલી બંધ રહ્યો. ત્રણચાર મિનિટ સુધી કોઇ કાંઈ બોલ્યું નહિ. પુરુષોત્તમ સાંભળતાં સાંભળતાં કુસુમને રમાડી રહ્યો હતો. કુસુમ અને પુરુષોત્તમની ધીરેથી ચાલતી ગોષ્ઠી બધાને સંભળાવા લાગી:

"હું જરાક અમથું ગાઇશ, આખું તો બહુ મોટું છે," કુસુમે પુરુષોત્તમને કહ્યું.

"ના, તે એમ નહિ ચાલે, નહિ તો પછી હું કોઈ દહાડો અર્થ નહિ સમજાવું." પુરુષોત્તમે હસીને કહ્યું.

"ઓ-હો! તો હું ગાર્ગીબાને પૂછી–ઇ–શ!" લાડીલી કુસુમ બોલી ઊઠી.

"વારુ, ગાર્ગીબા કહેશે તો ગાઇશ?" પુરુષોત્તમ કુસુમને પટાવવા લાગ્યો.

"હા, જો એઓ મારી સાથે ગાય તો." ઉત્સાહથી હસતી હસતી કુસુમ બોલી.

"બહેન, આજે મારી આગળ ગાયું હતું, તે ગા. ભૂલ પડશે તો કહીશ." ગાર્ગીબાએ કહ્યું.

"હા, તે તો બહુ નાનું અને સુંદર છે. જો જો, ત્યારે, ગાઉં છું હોં." કુસુમ આનંદમાં આવી ગઇ ને પછી ગાર્ગીની પાસે જઇને તેને કાનમાં કહ્યું: "ભૂલ પડે તો એવી રીતે કહેજો કે કોઇને ખબર પણ ન પડે."

"હા જ તો!" ગાર્ગી બોલી.

પછી કુસુમે તરત જ નીચેનું ભજન ઉપાડ્યું:

કોઈ મને કૃષ્ણ દેખાડો રે શ્રીગોકુળમાં,
કોઇ મને પ્રભુજી મેળાવો રે મધુવનમાં.
મેરી મતિ હેરી તેરા મરમ ન જાણે
વનમાં ફરે, વહાલો તનમાં રે, મધુવનમાં. કોઈ મને ટેક૦

સકળ બન ઢૂંઢયા, સકળ વ્રજ ઘેર્યાં,
અતિશે ઉદાસી મારા તનમાં, મધુવનમાં. કોઈ મને૦ ૨

અમર ચીર પહેર્યાં, મેઘાડમ્બર ઓઢયાં,
ફૂલડાં બિનનતી બાગનમાં રે, મધુવનમાં. કોઈ મને૦ ૩

ફાટયાં ચીર ને હાર મારા ટૂટયા,
નીર ભરાયાં લોચનમાં રે, મધુવનનાં. કોઈ મને૦ ૪

સૂરદાસ કહે પ્રભુ તિહારે મિલનકું,
અતિ રે ઊલટ મારા તનમાં રે, મધુવનમાં......
કોઈ મને કૃષ્ણ દેખાડો રે શ્રીગોકુળમાં. કોઈ મને૦ ૫

ભજન પૂરું થતાં જ પુરુષોત્તમ બોલી ઊઠયો: "શાબાશ! કુસુમ, તને કોઈ કૃષ્ણ બતાવે તો?"

"તો તો પછી આનંદ આનંદ! ગાર્ગીબાની માફક રોજ તેમની આખો દહાડો સેવા કરું," કુસુમ બોલી.

"પણ ગાર્ગીબાને ત્યાં પાંચ–છ સ્વરૂપ છે, તેમાં કૃષ્ણ કયા?" પુરુષોત્તમે પૂછ્યું.

"તે બધા. ગાર્ગીબા કહેતાં હતાં કે કૃષ્ણનું સ્વરૂપ તો આનંદમય છે. હાથ, પગ, મોં, બધાં આનંદનાં જ ભરેલાં, એટલે જ્યાં અડકીએ ત્યાં આનંદ આનંદ! તેથી એમને સેવામાંથી નીકળવાનું મન જ નથી થતું. એક સ્વરૂપમાં એક જાતનો આનંદ, બીજા સ્વરૂપમાં બીજી જાતનો આનંદ, એમ બધાં સ્વરૂપમાં જુદો જુદો આનંદ." નાની અમથી કુસુમે કહી નાખ્યું.

પુરુષોત્તમનાં ચક્ષુ આનંદથી વિકસ્યાં. તે ઘડીકમાં કુસુમ તરફ અને ઘડીકમાં ગાર્ગી તરફ જોવા લાગ્યો. આવા વિકટ અને ગુહ્ય પ્રશ્નના બાળકના મુખમાંથી નીકળતા સરળ ઉત્તરથી તે ચકિત થયો. કુસુમને બે પગની વચ્ચે દબાવી, બે હાથ વડે તેનું શિર ધરી રાખી, કુસુમના ગાલ પર એક બોકી લઈ ગાર્ગી તરફ જોઈ બોલ્યો: "ગાર્ગીબા, બાળકને કેમ કેળવવાં તે તો તમને જ આવડે છે."

પછી તે નીતિસેન તરફ જોઈ બોલ્યો: "ભાઇ, તારો પ્રશ્ન અત્યુત્તમ છે, અને યથાશક્તિ હું તેનો ઉત્તર આપું છું. વિશેષ શાસ્ત્રીજીને ગમે તે કહેશે. ગયે પ્રસંગે શાસ્ત્રીજીએ કહેલો સિદ્ધાંત પર મનન કરતાં તે સત્ય માલૂમ પડે છે. તારી સામે પડેલાં બધાં પુસ્તકો તરફ જોઈ વિચાર કર કે તેમાં શું વિષય છે? અત્યારના અસંતોષમાં હાલના રાજ્યમાં અમુક ફેરફાર કરવા જોઈએ, હાલના લોકવ્યવહારમાં અમુક ફેરફાર કરવા જોઇએ, નહિ તો લોકને અમુક તરેહની અડચણો નડશે, લોકની ઇચ્છા પૂરી પડશે નહિ, અને લોકનાં મન વધારે દિલગીર થશે વગેરેનો વિસ્તાર છે. દેશાભિમાનમાં મનુષ્ય જે જાતમાં કે દેશમાં પૃથ્વી પર જન્મ્યો તે જાત અથવા દેશને સારુ ખાસ પ્રેમ રાખવો, તેને સારુ પ્રાણ આપવો વગેરે બાબતો લંબાણથી જણાવેલી છે. સામાજિક સુધારામાં, આચારવિચારમાં અમુક સુધારા કરવા, નહિ તો આપણને ઘરમાં, વ્યવહારમાં અડચણો થશે વગેરે વિસ્તારથી કહેલું છે. મજૂરના પ્રશ્નમાં મજૂરો કેમ વધારે

કમાય, સુખી રહે વગેરે બાબતો વિસ્તારેલી છે. સમાજવાદમાં બધાએ ભાઈ તરીકે રહેવું, અને સર્વ વસ્તુ જોઈએ તે પ્રકારે ઘરની માફક વહેંચી લેવી. કોઈએ આ તો મારું જ એમ કહી તેનો ઉપભોગ પોતે જ ન કરતાં સર્વ વસ્તુ સર્વની છે એ સૂત્ર પ્રમાણે ચાલવા પ્રયત્ન કરવો વગેરે કહેલું છે. આ બધી મારામારી કેમ ખાવું, પીવું અને રહેવું એ બાબતો માટે છે. દેશકાળ પ્રમાણે એ સવાલો સર્વત્ર નીકળે છે અને તે સર્વદા નીકળશે જ. પણ આ સૃષ્ટિમાં આવવાનું પ્રયોજન શું તે બાબત પર આમાંના કોઈ પણ પુસ્તકમાં કાંઈ પણ કહ્યું નથી. જન્મ શા માટે છે? ખાવુંપીવું અને શરીરનિર્વાહ પણ શા માટે કરવો? પશુપક્ષી અને મનુષ્યોમાં શો ફેર? એ આ પુસ્તકોમાં કહ્યું નથી. માટે..."

નીતિસેન આજે ખૂબ ઉદાસ થઈ ગયો હતો. અનેક શંકાએ તેને મૂંઝવી નાખ્યો હતો. એટલે આ ચર્ચાને સમેટી લેવા તે વચ્ચે જ બોલ્યો: "ભાઈ, પુરુષોત્તમ, આજે મારું ચિત્ત સ્વસ્થ નથી, અને માથું એટલું દુઃખે છે કે બેસાતું નથી, માટે બીજે પ્રસંગે એ બાબત લઈશું."

"જેવી ઇચ્છા," પુરુષોત્તમે કહ્યું.

નીતિસેન ત્યાંથી ઊઠી બીજા ઓરડામાં જઈ સૂઈ ગયો. કુસુમ શાંતિલાલશેઠની પાસે દોડતી દોડતી આવી, અને ખોળામાં બેસી કાનમાં બોલી—

"બાપા, મોટાભાઈ તો નાસ્તિક છે, પુરુષોત્તમભાઈ સારા."

"બહેન, જેવી ઈશ્વરેચ્છા," એમ તેને કહીને શાંતિલાલશેઠે શાસ્ત્રીજીને કહ્યું—

"નીતિસેનના મનનું સમાધાન કરવાનું તમારા હાથમાં છે."

"એમાં કંઈ મોટી વાત નથી. શંકા થવી એ સુધરવાનું મૂળ છે. બાહ્ય વસ્તુમાં એટલા તો મચ્યા રહેવું કે ધર્મ બાબત શંકા

થવાનો પણ પ્રસંગ ન આવે એ પ્રાવાહિક બુદ્ધિનું લક્ષણ છે. તમારા જેવા ધાર્મિક આર્યના પુત્રો નાસ્તિક હોય જ નહિ, માટે નિઃશંક રહો. આપણે કાલે રાત્રે કથા ન કરતાં આજનો જ પ્રસંગ લઈશું." ગોવિંદભટ્ટે કહ્યું.

તે દિવસે રાત્રે નીતિસેનને ઊંઘ આવી નહિ. પિતાને ખોટું લાગ્યું તેથી એને બહુ જ પશ્ચાત્તાપ થયો. પણ પોતે કંઇ ગુનો કર્યો હોય એમ પણ એના મને કબૂલ કર્યું નહિ. પુરુષોત્તમનો ઉત્તર તેણે થોડોઘણો સાંભળ્યો હતો, પણ તેથી એને જરા પણ સંતોષ થયો નહિ.

"સૃષ્ટિમાં અવતરવાનું પ્રયોજન શું?" "જન્મ શા માટે?" એ શબ્દો તેના કાનમાં ગુંજ્યા કરતા હતા. તેનો ફરી ફરીને તે ઉચ્ચાર કરવા લાગ્યો, પણ તેના મગજમાં તે પેસી શક્યા નહિ. તેના ઉત્તરની આવશ્યકતા એને જણાઈ નહિ. માથું વધારે તપ્યું, તાવ ભરાયો, અને પિતાજી...ઠાકુરજી......ઘોડા......અપમાન......ક્ષમા એમ એ ભાંગ્યું-તૂટયું અર્ધનિદ્રામાં લવવા લાગ્યો. તે બે વાગે પથારીમાં ઊઠી બેઠો થયો, અને—

"એમ વૈરાગી થઇ બેસવાથી કે રમકડે રમવાથી કંઈ શુક્રવાર વળવાનો નથી. હવે તો શૂરવીર થઇ બહાર પડવાનો વખત છે. દેશેદેશ જવું જોઇએ, ત્યાં મળતું જ્ઞાન સંપાદન કરી મારી આર્યભૂમિની પવિત્ર લક્ષ્મીદેવીને પરદેશ જતી અટકાવવી જોઇએ. હા! ભગવન્! મારા આર્યદેશ પર આ શું દુઃખ! રંક આર્યોએ એવાં શાં પાપ કર્યાં છે કે, હજારો વર્ષ થયાં યવનોનો ઉત્કર્ષ કરી મારા ગરીબડા દેશીઓની કાંઈ દાદફરિયાદ સાંભળતો જ નથી!" એમ બબડીને તે શાંત થયો.

દક્ષિણ આફ્રિકામાં હિંદીઓને ઘણું દુઃખ પડે છે તેનાં લાંબાં વૃત્તાંત વર્તમાનપત્રોમાં વાંચેલાં તેનાં ચિત્રો સ્વપ્નમાં તેની નજર આગળ આવી ઊભાં. બોરલડાઇમાં હિંદી લશ્કરે બજાવેલું કામ, બોરલડાઇનું હિંદીઓની તરફની ગેરવર્તણૂકનું અપાયેલું એક કારણ, હાલમાં જુદાજુદા

દેશોના કાયદાઓમાં દાખલ થતો કાળાગોરાનો તફાવત, વડી સરકારો-ની વચ્ચે પડવાની અશક્તિ અને અનિચ્છા—આ સર્વ એક સાથે તેના મગજમાં ઊભરાયાં, સર્વનિયંતા ઇશ્વિર પર તેને ક્રોધ ચઢ્યો. ઊંઘમાં અને ઊંઘમાં ઓઠ કરડ્યો, મોં ઉપર રતાશ ચડી આવી, પાછી શમી ગઈ અને શેરડા પડ્યા. તે ઊંઘમાં રડ્યો અને અંતે પૂરેપૂરો જાગ્રત થયો. મોં ધોઈ સહજ પાણી પીધું, ઓરડાનું દ્વાર ઉઘાડી અગાસીની ખુલ્લી હવામાં તે દશ મિનિટ ફર્યો. પછી અત્યંત થાકેલો હોવાથી માથા પર કોલનવૉટર છાંટેલાં પોતાં મૂકીને સૂઈ ગયો. ત્રણ કલાક સ્વસ્થપણે નિદ્રા લીધી, અને સવારે ઊઠયો ત્યારે એનું મન શાંત દેખાતું હતું, તોપણ એના મિત્ર મળવા આવ્યા હતા તેમની સાથે થોડી વાત કરી અને રાત્રે ફરી આવવા માટે આગ્રહપૂર્વક વિનંતિ કરીને તેમને રજા આપી.

ગોવિંદભટ્ટજી મુંબઇની સરકારી પાઠશાળાના શાસ્ત્રી હતા. રાજીનામું આપી પેન્શન લીધાને આજે પંદર વર્ષ થયાં હતાં. સિત્તેર વર્ષની ઉંમર છતાં તેમના મગજની તથા શરીરની શક્તિ બહુ જ તીવ્ર હતી, અને એમની મુખમુદ્રાનો પ્રકાશ તો પ્રથમના કરતાં પણ વધ્યો હતો. કૉલેજમાં જ્યારે એઓ વેદાંત શીખવતા ત્યારે એમની આંખોમાં જે દૈવી પ્રકાશ દેખાતો તે આજે પણ એમના વિદ્યાર્થીઓ ભૂલી ગયા નથી. એ પ્રકાશથી વિદ્યાર્થીના હૃદયમાં પણ એ દૈવી પ્રકાશની જ્યોતિ સ્ફુરતી અને તેમનાં હૃદય તેમ જ આખાં શરીર આનંદથી ઊભરાતાં.

સંધ્યાસમયે હંમેશની માફક દીવાનખાનામાં બધા એકઠા થયા. થોડા વૈષ્ણવો પણ કથામાં આવતા હતા તે આવી જાજમ પર બેઠા. નીતિસેન આવી ગાદીની સામે બેઠો, અને પુરુષોત્તમ કુસુમની સાથે આવી બારીની આગળ સમુદ્ર તરફ જોતો બેઠો.

“હવે પ્રકૃતિ સારી છે ને?” શાંતિલાલશેઠે ગાદી પરથી

માળા ફેરવતાં ફેરવતાં નીતિસેનને પૂછયું.

"હા, પિતાજી, ફક્ત સહેજસાજ નબળાઈ છે, અને આજે ઊંઘ આવશે તો કાલે તબિયત ઠીક થઈ જશે."

એવામાં ગોવિંદભટ્ટજી આવ્યા, અને સૌને જયશ્રી કૃષ્ણ કરીને આસન પર બેઠા. પુરુષોત્તમની તરફ જોઈ પ્રસન્ન વદને બોલ્યા—

"ભાઈ પુરુષોત્તમ, કાલે તું આગળ શું કહેવા માગતો હતો?"

"બહુ બહુ વિચાર કરતાં મને તો એમ જ લાગે છે કે" પુરુષોત્તમ બોલ્યો, "જે ખરું કરવાનું છે તે મનુષ્યો કરતા નથી, અને આ ઉત્તમ નરદેહનો કંઈ પણ સદુપયોગ કરતા નથી. ખાવાપીવાની અને એશઆરામની બાબતોમાં અને ધંધાની મિથ્યા જંજાળમાં એટલો તો કાળ વ્યતીત થાય છે કે, કંઈ પણ સુકૃત થઈ શકતુ નથી. મનુષ્ય કોણ! અને તેની આ શી દુર્દશા! અને તેનું કારણ વિષયોની ગુલામગીરી! જો ઇન્દ્રિયો વિષયો તરફ ન દોડતાં અંતર્મુખ થઈ મનુષ્યના કહ્યામાં રહે તો મનુષ્ય મનુષ્ય મટીને દેવ થાય."

"એનું શું પ્રમાણ?" નીતિસેને પૂછયું.

"સર્વે ઇન્દ્રિયોમાં મન મુખ્ય છે, કારણ કે ઇન્દ્રિયો મનને વશ વર્તે છે. એ મનને વશ કરવું એ મનુષ્યનું પ્રથમ કર્તવ્ય છે." પુરુષોત્તમે કહ્યું.

"પ્રાચીન ઋષિમુનિઓએ વારંવાર કહ્યું છે કે—

"ચિત્તવૃત્તિનો નિરોધ કરવો એનું નામ યોગ.

"એ યોગ સાધવાથી પાતંજલયોગદર્શનમાં કહ્યા પ્રમાણે વિવિધ ફળ પ્રાપ્ત થાય છે. તૃતીયવિભૂતિપાદમાં સાધકને જે જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તેનું વિસ્તારથી વિવેચન કરેલું છે. તેમાં ૧૬ મા સૂત્રમાં કહ્યા પ્રમાણે 'પરિણામત્રયમાં સંયમ કરવાથી

અતીત અને અનાગત વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.' અહો! શી એ વિદ્યા! એને પ્રતિપાદન કરનાર નરવીર કેવા હશે! ભાઇ નીતિસેન! અંગ્રેજી પુસ્તકો ઘણાં જોયાં, તેમાં આવું કોઈ પણ શાસ્ત્ર તારા જોવામાં કે સાંભળવામાં પણ આવ્યું છે? એ ઋષિમુનિઓ દેવ નહિ તો કોણ? હવે આગળ સાંભળ.

"સંસ્કારમાં સંયમ કરવાથી સાક્ષાત્કાર થયે પૂર્વજન્મનું જ્ઞાન થાય છે (૧૮). પૂર્વજન્મને નહિ માનનાર પશ્ચિમના અંધ અને અજ્ઞાની મનુષ્યોના આ માનવામાં જ ન આવે. પ્રત્યયમાં સંયમ કરવાથી પારકા ચિત્તમાં શું છે તેનું જ્ઞાન થાય છે (૧૯). પોતાના શરીરના રૂપમાં સાક્ષાત્કારપર્યંત સંયમ કરવાથી તે રૂપની ગ્રહણશક્તિનો પ્રતિબંધ થાય છે, તેથી અંતર્ધાન થવાય છે (૨૦). ફળ આપવાને તત્પર થયેલાં તથા ફળ આપવાને નહિ તત્પર થયેલાં કર્મમાં સંયમ કરવાથી મરણનો સાક્ષાત્કાર થાય છે (૨૧). મૈત્રી વગેરેમાં સંયમ કરવાથી બળ મળે છે (૨૨). હાથી વગેરેના બળમાં સંયમ કરવાથી તેનું બળ પ્રાપ્ત થાય છે (૨૩). પ્રવૃત્તિના આલોકના ન્યાસથી સૂક્ષ્મ ઢંકાયલી તથા દૂર રહેલી વસ્તુઓનું જ્ઞાન થાય છે (૨૪). સૂર્યમાં સંયમ કરવાથી સર્વ ભુવનનું જ્ઞાન થાય છે (૨૫). ચંદ્રમાં સંયમ કરવાથી તારાઓના વ્યૂહનું જ્ઞાન થાય છે (૨૬). ધ્રુવમાં સંયમ કરવાથી તારાઓની ગતિનું જ્ઞાન થાય છે (૨૭). નાભિચક્રમાં સંયમ કરવાથી શરીરરચનાનું જ્ઞાન થાય છે. (૨૮). કંઠકૂપમાં સંયમ કરવાથી ભૂખતરસની નિવૃત્તિ થાય છે (૨૯). કૂર્મનાડીમાં સંયમ કરવાથી સ્થૈર્ય પ્રાપ્ત થાય છે (૩૦). શિરની જ્યોતિમાં સંયમ કરવાથી સિદ્ધદર્શન થાય છે (૩૧). પ્રાતિભ જ્ઞાનથી અથવા પ્રતિભાશક્તિના બળથી સર્વનું જ્ઞાન થાય છે (૩૨). હૃદયમાં સંયમ કરવાથી ચિત્તનો સાક્ષાત્કાર થાય છે (૩૩). બુદ્ધિસત્ત્વ અને પુરુષ અત્યંત વિલક્ષણ છે, તેમને એક માનવાથી ભોગ પ્રાપ્ત થાય છે, એ ભોગ પરાર્થ છે એટલે અંગભૂત છે, માટે જે કોઇને અધીન નથી, એવા પુરુષમાં

સંયમ કરવાથી પુરુષજ્ઞાન થાય છે (૩૪). પુરુષજ્ઞાનથી સર્વવિષયક જ્ઞાન પ્રાપ્ત થાય છે. દિવ્ય શબ્દોને ગ્રહણ કરવાની શક્તિ શ્રોતાને આવે છે, ત્વચા દિવ્ય સ્પર્શ કરી શકે છે, ચક્ષુ દિવ્ય દર્શન કરી શકે છે, જીભને દિવ્ય રસનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને ઘ્રાણને દિવ્ય ગંધનું જ્ઞાન થાય છે (૩૫). આ સિદ્ધિઓ સમાધિમાં પ્રતિબંધ કરે છે, માત્ર વ્યુત્થાનદશામાં સિદ્ધિઓ ઉપયોગી છે (૩૬).

"એક શરીરમાં અંતઃકરણની સ્થિતિરૂપ જે બંધ તેનું કારણ શિથિલ થવાથી તથા અંતઃકરણથી શરીરમાં આવવાજવાના માર્ગરૂપ જે નાડીઓ તેના યથાર્થ જ્ઞાનથી અંતઃકરણ અન્ય શરીરમાં પ્રવેશ કરી શકે છે (૩૭). ઉદાનનો જય થવાથી જળ, કાદવ, કાંટા વગેરે બાધ કરતાં નથી અને ઊર્ધ્વ ગતિ થાય છે (૩૮). સમાનનો જય થવાથી શરીર પર તેજની જ્વાલાઓ નીકળે છે (૩૯). શ્રોત્ર અને આકાશનો જે આધાર અને આધેયસંબંધ તેમાં સંયમ કરવાથી દિવ્ય શ્રોત્ર થાય થાય છે (૪૦). શરીર અને આકાશનો જે વ્યાપ્યવ્યાપકસંબંધ તેમાં સંયમ કરવાથી હલકા અથવા તૂલના (રૂના) રૂપને પામે છે અને કોઈ સંયમની સિદ્ધિ પામવાથી આકાશમાં ગમન થઈ શકે છે (૪૧). ચિત્તની શરીરથી બહાર યથાર્થ સ્થિતિને મહાવિદેહા સિદ્ધિ કહે છે. એ સિદ્ધિથી બુદ્ધિસત્ત્વના પ્રકાશસ્વભાવને આવરણ કરનાર રજસ્તમનો ક્ષય થાય છે (૪૨). પૃથ્વી આદિ પંચભૂતોની સ્થૂલત્વ, સ્વરૂપત્વ, સૂક્ષ્મત્વ, અન્વયત્વ અને અર્થવત્વરૂપ પાંચે અવસ્થાનો સંયમથી સાક્ષાત્કાર થયે એ પાંચ ભૂતોનો જય થાય છે (૪૩). તેથી અણિમા, મહિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિતા, વશિતા, અને કામાવસાયિત્વ એ આઠ મહાસિદ્ધિઓનો પ્રાદુર્ભાવ થાય છે, શરીરસંપત્તિ પ્રાપ્ત થાય છે, અને પાંચ ભૂતોના ઉષ્ણતા વગેરે ધર્મોની કશી અશીર થતી નથી (૪૪). રૂપ, લાવણ્ય, બળ, વજ્રવત શરીરની દૃઢતા એ શરીરસંપત્તિ કહેવાય છે (૪૫). ઇન્દ્રિયોનાં ગ્રહણ, સ્વરૂપ, અસ્મિતા, અન્વય અને અર્થવત્વ એમાં સંયમ સિદ્ધ થવાથી ઇન્દ્રિ-

યોનો જય થાય છે (૪૬). ઇંદ્રિયોનો જય થવાથી કાયાની મનના જેવી શીઘ્ર ગતિ થાય છે, ઇંદ્રિયોની વ્યાપકતા થાય છે, અને પ્રકૃતિનો જય થાય છે (૪૭). બુદ્ધિસત્ત્વ અને પુરુષ એ બેના ભેદસાક્ષાત્કાર-રૂપ વિવેકખ્યાતિમાત્રમાં જ સ્થિતિ કરી રહેલા યોગીને સર્વનું નિયંતાપણું તથા સર્વજ્ઞતા પ્રાપ્ત થાય છે. (૪૮). એ વિવેકખ્યાતિ તથા તેની યથોક્ત સિદ્ધિમાં વૈરાગ્ય થવાથી દુ:ખદોષના બીજરૂપ સમગ્ર સંસ્કાર તથા કર્મનો ચિત્તસહિત લય થયે પુરુષને કૈવલ્યની સિદ્ધિ થાય છે (૪૯). સ્વર્ગાદિ લોકના અધિકારી ઇન્દ્રાદિ દેવો જ્યારે યોગીને સ્વર્લોકમાં જવાનું નિમંત્રણ કરે, ત્યારે તે યોગીએ વિચાર કરી તે સ્વર્ગાદિ વિષયમાં પ્રીતિ તથા પોતા વિષે અભિમાન ન કરવું; કારણ કે તેમ કરવાથી અનિષ્ટરૂપ સંસારની પાછી પ્રાપ્તિ થાય છે (૫૦). બુદ્ધિસત્ત્વ તથા પુરુષની સમાન શુદ્ધિ થયે કૈવલ્ય પ્રાપ્ત થાય છે (૫૧). ભાઈ નીતિસેન, આ બધાં સૂત્રો જ મેં કહ્યાં છે, એમાં ટાયલા કે ગપ્પા જેવું કશું જ નથી. આ ઉપરથી તને સ્પષ્ટ માલૂમ પડશે કે મનુષ્ય મનુષ્ય મટી દેવ થઈ શકે છે. આપણા ધર્મનું જેને સહજ પણ ભાન હોય તે વિષયોના ઉપભોગમાં આયુષ્યનો વ્યય કરવાનો વિચાર કોઈ દિવસ કરશે નહિ. તું તો વિષયોને દૂર રાખવા અને સમૃદ્ધિનો ત્યાગ કરવો એ દુ:ખ સમજે છે, એ મોટી ભૂલ છે. **મનુષ્યનો આત્મા બહારના જ્ઞાનથી જ્ઞાનવાન કે બહારના આનંદથી આનંદિત થતો નથી.** આ ત્વચા, માંસ, ઇંદ્રિયો, મન, શરીર એ ઉપભોગનાં સાધન છે એમ સમજવુ એ મોટી ભૂલ છે, ઊલટું એ બધાં તો સ્વભાવાવિક જ્ઞાન અને આનંદની આડે આવનાર છે.”

“ભાઈ પુરુષોત્તમ,” નીતિસેન બોલ્યો, “તેં જે પાતંજલ યોગદર્શનનાં સૂત્ર કહ્યાં તે પ્રમાણે જો એ પગના મનુષ્યથી થઈ શકતું હોય તો ક્યારનુંયે આ પૃથ્વી પર સ્વર્ગસુખ આવીને ઊભું હોય ! એ સૂત્રોમાં લખેલું જો સહસ્રાંશે પણ ખરું પડે તો યે ઘણું છે.

પણ મને તો અતિશયોક્તિ સિવાય બીજું કંઈ લાગતું નથી. એ મનાય તેમ નથી."

"પૃથ્વી ગોળ છે એ મનાય તેમ છે? પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે અને સૂર્ય પૃથ્વીની આસપાસ ફરતો નથી, એ કેમ માનો છો? તારા એ મોટા મોટા સૂર્ય છે એ કેમ?" પુરુષોત્તમે પૂછ્યું.

"એ તો સાબિત કરી શકાય તેમ છે." નીતિસેને હસતાં હસતાં કહ્યું, "એમાં બાબાવાક્યં પ્રમાણં નથી. સહજ અક્કલનો ઉપયોગ કરવાથી એ તરત જ સ્પષ્ટ થાય છે."

"તો આમાં અક્કલનો જ ઉપયોગ કરવાનો છે," પુરુષોત્તમ બોલ્યો, "જેઓ અક્કલનો ઉપયોગ કરવાને બદલે સમીપ દેખાતા વિષયોથી અંજાઈજાય છે, તેઓ કોઈ દિવસ સમજશે નહિ. અરે! સમજ્યા પછી પણ વિષયની જાળમાંથી છૂટવું દુર્ઘટ છે. માટે જ હું ફરીફરીને કહું છું કે દુનિયાનાં મનુષ્યો મૂર્ખ છે. આપણા લોકો કેવા ધિક્કારવા યોગ્ય છે કે ધર્મના મુખ્ય ગ્રંથો શીખવવાની શાળાઓ કાઢતા નથી. જો તેં ફક્ત ધર્મના મૂળાક્ષર પણ જાણ્યા હોત તો કીડાની માફક વિષયોમાં આનંદ માનવાનો વિચાર તને આવત જ નહિ. વિચાર કર કે જ્યારે તારી પોતાની સ્થિતિનું તને ભાન નથી ત્યારે બીજાનું તું શું હિત કરી શકશે? તારી ઇચ્છાઓ ગમે તેટલી સારી હોય તેથી શું થયું? વળી તું તો આ સિદ્ધિઓને બહુ ઉત્તમ અને અશક્ય સમજે છે, પણ ઉપરના સૂત્ર છત્રીસમાં કહ્યા પ્રમાણે એ સિદ્ધિઓ તો સમાધિમાં પ્રતિબંધક હોઈ અગ્રાહ્ય છે. શ્રીભાગવતના એકાદશ સ્કંધના સોળમા અધ્યાયમાં પણ ઉદ્ધવજીને ભગવાન કહે છે કે સિદ્ધિઓ અઢાર પ્રકારની છે. આઠ ભગવાનની મુખ્યતાથી મળતી અને દશ સત્ત્વાદિ ગુણોના વધવાથી મળતી. વળી ત્રિકાલજ્ઞત્વ, અદ્વંદ્વ, પરચિત્તને જાણવાપણું; અગ્નિ, સૂર્ય, જળ ઝેરમાં નિર્વિકાર રહેવું, કોઈથી પરાભવ ન પામવું વગેરે પાંચ હલકી સિદ્ધિઓ ત્યાં

પણ ગણાવી છે. વળી, કહ્યું છે કે આ જગતમાં જન્મ, ઔષધિ તથા મંત્રોથી જેટલી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, **તે સર્વ ભગવાનમાં ચિત્ત લગાડવાથી મળે છે,** પણ 'સિદ્ધિઓમાં ચિત્ત ન લગાડતાં ભગવાનમાં જ ચિત્ત પરોવવું' એમ સ્પષ્ટ શાસ્ત્રમાં કહ્યું છે. માટે હિત શું અને અહિત શું? તે જ તને ખબર નથી, તો જ્યાં સુધી ચક્ષુ ખૂલ્યાં નથી ત્યાં સુધી આંધળાની ટોળીના સરદાર થઇ તેમને ખાડામાં નાખવા સિવાય બીજું કંઈ તું કરી શકવાનો નથી. **પ્રથમ તારું શ્રેય કર, પછી તું બીજાનું શ્રેય કરવાને લાયક થઈશ.** જેનું ચિત્ત સ્વસ્થ નથી એવો ગાંડો આદમી બીજાનું શું કલ્યાણ કરશે?"

"ભાઇ પુરુષોત્તમ, તું બહુ ઉછાંછળો છે," શાંતિલાલશેઠે કહ્યું, "તારે આવા શબ્દો મોટા—"

"શાબાશ, પુરુષોત્તમ, શાબાશ," એમ બોલી ગોવિંદભટ્ટ શેઠજીને કહેવા લાગ્યા: "પુરુષોત્તમ નિષ્કપટી છે. શુદ્ધ વિચારના અસ્ખલિત* ઉચ્ચારના આવેશમાં મોટાનાનાનો વિવેક ન થાય તો તે ક્ષંતવ્ય છે. આજકાલ લોકોનું કલ્યાણ કરવાનું શીખવવાને બહુ લોક નીકળે છે, જાણે બધું જ્ઞાન તો પોતાનામાં જ આવી ગયું હોય ને શું! ખરું કલ્યાણ શું અને તે કેમ થાય તેની તેમને સહેજ પણ સમજણ હોતી નથી. દ્રવ્ય, અન્ન વગેરે જુદાં જુદાં દાન આપવામાં 'હું લોકોનું કલ્યાણ કરું છું' એમ તેઓ સમજે છે, અને જાણ્યેઅજાણ્યે મનમાં મગરૂર થાય છે. હવે આપ શાસ્ત્રની આજ્ઞા જોશો તો જીવને 'અપરિગ્રહ'ની વારંવાર શિખામણ આપવામાં આવી છે. યોગશાસ્ત્ર પ્રમાણે 'અપરિગ્રહ' પાળનાર જ્ઞાનમાર્ગની રીતે 'અલિપ્ત' થઈ શકે છે અને ભક્તિમાર્ગમાં તે જ જીવ સર્વ પ્રભુને સમર્પણ કરી 'વિરક્ત' થઈ જાય છે. તો દ્રવ્ય, અન્ન વગેરે લૌકિક સર્વસ્વ આપી દેવું એ તો પોતાનું કલ્યાણ કરવા માટે છે, નહિ કે પારકાના ભલા માટે. સર્વનું ભલું કરનાર સમર્થ ભગ-

* અટક્યા વગર તરત જ.

વાન સર્વના હૃદયમાં સદૈવ બિરાજે છે, તો અલ્પ જીવ બીજાનું શું ભલું કરવાનો હતો ? જીવ તો નિમિત્ત માત્ર છે, ભગવાનનું રમકડું છે, સ્મૃતિ ને જ્ઞાનનું ઢાંકવું એ સર્વ પ્રભુ જ કરે છે, એ ગીતામાં સ્પષ્ટ કહ્યું છે. એમ ન સમજનાર જીવ પારકાનું કલ્યાણ કરવા જતાં મગરૂર બની તામસ થાય છે અને અહંકારી બની આત્મઘાત કરે છે. શાસ્ત્ર-માં તો પોતે જ સુધરી કૃતકૃત્ય થવા પ્રથમ આજ્ઞા છે. પણ આજ-કાલના અજ્ઞાની અને ક્ષુદ્ર જીવ પારકાનું કલ્યાણ કરવા પોતાની યોગ્યતા સમજવા લાગ્યા છે એ ધૃષ્ટતા નહિ તો શું ? પ્રભુએ પોતા-માંથી સૃજેલી સૃષ્ટિમાં શું અપૂર્ણ છે કે તે પૂર્ણ કરવાને અલ્પ જીવ કંઈ પણ કરી શકે ?"

"શાસ્ત્રીજી, ત્યારે તો કોઈએ પણ ધર્માદા દવાખાનાં, કૂવા, વાવ, તળાવ, કન્યાશાળાઓ, મુસાફરખાનાં વગેરેમાં ફોકટ દ્રવ્યનો વ્યય કરવાની જરૂર નથી, કેમકે આપના કહેવા પ્રમાણે ઈશ્વરે સર્જેલી સૃષ્ટિમાં કંઈ પણ ખામી ન હોય," નીતિસેને કહ્યું.

"નહિ જ," ગોવિંદભટ્ટે કહ્યું, "જો તું એમ માનતો હોય કે ઈશ્વરે આ સૃષ્ટિ અપૂર્ણ સર્જેલી છે અને તેમાં સુધારો કરી શકે એવો તું સમર્થ છે, તો તારાં દવાખાનાં કે ધર્મશાળાઓથી તું તારું અથવા લોકનું—કોઇનું કલ્યાણ કરી શકીશ નહિ. પણ જો તું એમ અંતઃકરણથી માનતો હોઇશ કે એમ કરવામાં તારા પોતાના કલ્યાણનો માર્ગ જ તું ગ્રહણ કરે છે, તો તારું તેમજ અન્યનું હિત થવાનો સંભવ છે. ઈશ્વર કર્તું, અકર્તું અને અન્યથાકર્તું સમર્થ છે. તેણે તો સર્વ ભૂતમાત્રને માટે ઔષધિ વનેવનમાં ભરી મૂકી છે. મીઠા તથા ખારા પાણીનાં તળાવો અને સમુદ્રો ભરેલાં છે, સર્વત્ર અખંડ જ્ઞાન ભરેલું છે અને ગોળ ઘુમ્મટવાળું, સૂર્ય, ચંદ્ર અને તારાઓથી સુશોભિત વિશાળ મુસાફરખાનું મુસાફરોને માટે તૈયાર કરેલું છે. તેની જ ઇચ્છા-માત્રથી દવાખાનાં, કૂવા, વાવ, કન્યાશાળા, મુસાફરખાનાં વગેરે બંધા-

વવાની પ્રેરણા જીવને થાય છે. તો નિમિત્તમાત્ર થયેલો જીવ 'હું કરું છું' એમ માને એ મૂર્ખાઈ જ છે. એ અહંકારથી એનો જરૂર વિનાશ થાય છે. વસ્તુતઃ પ્રભુ જ સર્વ કરે કરાવે છે. **कर्ता कारयिता हरिः।'**

"કોઈ લાખ બે લાખ રૂપિયા ધર્માદામાં આપે અને પોતાનું નામ અમર રાખવા કહે એટલે તેનો વિનાશ થાય! એ અહંકારમાં એવું પાપ હોય એમ હું માનતો નથી," નીતિસેને કહ્યું, "એટલા અહંકારથી તો મનુષ્યો કાંઈ પણ સત્કર્મ કરવા પ્રેરાય છે, નહિ તો પછી કોઈ પણ મોટી રકમ કંઈ પણ કાર્યમાં શું કરવા ખરચે?"

"હજી તું ન સમજ્યો," પુરુષોત્તમે કહ્યું: "શાસ્ત્રીજી કહે છે કે મનુષ્ય પોતાની સાથે કંઈ લાવતો નથી. જે છે તે સર્વ ઈશ્વરદત્ત છે, તો ઈશ્વરદત્ત બુદ્ધિથી-ઈશ્વરેચ્છાથી મળેલું દ્રવ્ય મનુષ્યના બાપનું નથી. તે સદુપયોગમાં લે છે, તેમાં તે માત્ર ઈશ્વરાજ્ઞા પાળે છે. કોઈના ઉપર કંઈ ઉપકાર કરતો નથી. માત્ર એ સત્કર્મથી પોતે પવિત્ર થાય છે એટલો એનો સ્વાર્થ સધાય છે. પણ જો તેમાં અહંકાર કરે તો લિપ્ત થઈ સંસારજાળમાં વીંટળાય છે અને છૂટવાનો આરો આવતો નથી. 'હું કરું, હું કરું, એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જ્યમ શ્વાન તાણે' એમ ભક્ત નૃસિંહ મહેતા સ્પષ્ટ કહે છે. લોકોનું હિતઅહિત તો ઈશ્વરેચ્છાથી થવાનું થયા જ કરે છે; કેમકે સર્વનો નિયંતા જોઈતી વસ્તુ યોગ્ય સમયે યોગ્ય જનને આપે છે જ."

"શાબાશ, પુરુષોત્તમ, બરોબર છે. ભાઈ નીતિસેન, પુરુષોત્તમનું કહેવું સત્ય છે." ગોવિંદભટ્ટ બોલ્યા, "પણ તારી બુદ્ધિને રુચતું નહિ હોય, કેમકે અહંકારરૂપી અજ્ઞાનમાં લગભગ સર્વ મનુષ્ય ડૂબેલાં છે. અલબત, સ્વાર્થનો જ વિચાર કરનાર મનુષ્ય કરતાં પારકાની દાઝ જાણનાર બહુ સારો, અને તેથી જ આપણે ઉદાર મનુષ્યને દ્રવ્ય વગેરે ધર્માદામાં આપતા જોઈએ છીએ ત્યારે તેની પ્રશંસા કરીએ છીએ. એવા મનુષ્યો દૈવી જીવ છે, અને મારી ખાતરી છે કે એવા

દૈવી જીવોમાં તું અગ્રગણ્ય છે. કોઇનું પણ હિત કરવામાં તું પાછો હઠે નહિ એમ હું સારી રીતે સમજું છું અને એ રીતે ચાલ્યા જવાથી જ લાભ છે. એવાં સત્કર્મો કરવાથી બુદ્ધિ પર જે કંઈ સંસારનાં આવરણ હોય તે નીકળી જઇ મન શુદ્ધ થાય છે. અહંકાર નિવૃત્ત થાય છે, ત્યારે જ આપણે કોણ અને ક્યાં આવ્યા છીએ તેનું ભાન થાય છે, ત્યારે જ આ સંસાર અંતઃકરણથી તજાય છે અને કૃતકૃત્ય થવાય છે. શાંતિલાલશેઠ, આપના પુરુષોત્તમની બુદ્ધિ બહુ તીવ્ર છે."

"શાસ્ત્રીજી, આપે એને યોગશાસ્ત્રનો અભ્યાસ કરાવ્યો તે એની સાહસિક વૃત્તિ જોતાં ભયપ્રદ લાગે છે. જુવાનીમાં યોગનો નાદ લાગશે તો પછી ખાળ્યો રહેશે નહિ." શાંતિલાલશેઠ બોલ્યા.

"તેની તમારે સહજ પણ ફિકર કરવી નહિ. પાઠશાળામાં ભણેલા ગ્રેજ્યુએટોને ધર્મનું જ્ઞાન બહુ થોડું હોય છે. જે ઉદ્દેશથી એમને ભણાવવામાં આવે છે તે એ જ કે એમની બુદ્ધિ ખીલવવી અને તે ઘણે અંશે પાર પડે છે." ગોવિંદભટ્ટ બોલ્યા, "પણ જેટલાં વર્ષ એમને અભ્યાસમાં ગાળવાં પડે છે અને જેટલો દ્રવ્યનો વ્યય કરવો પડે છે તે જોતાં કોઈ પણ શાસ્ત્રનું પૂર્ણ કે સારું જ્ઞાન આપવામાં આવતું નથી, અને એ ગ્રેજ્યુએટો આગળ ખાનગી અભ્યાસ કરશે એમ માની લેવામાં આવે છે, તથાપિ બહુ જ થોડા આગળ અભ્યાસ જારી રાખે છે. મોટો ભાગ અંતે સંસારમાં ભળી જઇ અભણની માફક જ પોતાનું આયુષ્ય ગાળે છે, પણ મને સર્વસ્વ આવડે છે એવો અહંકાર મનમાં ભરાઈ રહે છે. અંગ્રેજી વિદ્યાના જેવી કોઇ આપણી પ્રાચીન વિદ્યા જ નથી એવું પણ સાથે સાથે ઘણા માની લે છે. તેમને શીખવવામાં પણ આવે છે કે પહેલાંના કરતાં દુનિયા જ્ઞાન, કળાકૌશલ્ય વગેરે સર્વે બાબતમાં આગળ વધી છે, અને આગળ સત યુગ, ત્રેતા, દ્વાપર વગેરે થઈ ગયા એમ કહેવાય છે, તેતો ટાઢા પહોરનાં ગપ્પાં છે. આથી સ્વાભાવિક રીતે પોતાના વડીલ તથા

પૂર્વજો તરફ જોઈએ તેવી માનની દૃષ્ટિ એ લોકોની હોતી નથી. ક્યાંથી હોય? પ્રથમ વાંદરા, પછી જંગલી મનુષ્ય, અને હાલના સુધરેલા સર્વોત્તમ—તેમાં પોતે પાઠશાળામાંથી બી. એ. અને એમ. એ. વગેરેનાં સર્ટિફિકેટ લઈ બહાર પડેલા સર્વમાન્ય ગ્રેજ્યુએટ! એટલે પૂછવું શું? આ સર્વેનો વિચાર કરી, પુરુષોત્તમની જિજ્ઞાસાને કેળવી યોગદર્શનનો અભ્યાસ કરાવવો ઠીક લાગ્યો. એ વિદ્યાથી ભણનારને પોતાના અજ્ઞાન તથા અધમતાનું જ્ઞાન તરત જ થયા વગર રહે નહિ. એ વિદ્યામાં નહિ ટાયલાં કે નહિ ગપ્પાં. સ્પષ્ટ વાત કે આ સાધન કરો અને આ ફળ જુઓ. યોગની અદ્‌ભુત શક્તિઓ નહિ માનનારને એ જ જવાબ કે અનુભવથી ખાતરી કરો. જ્યારે એક પણ ક્રિયા કરવા જાય અને પોતાનું અજ્ઞાન જુએ, અયોગ્યતા અનુભવે, ત્યારે મદાંધ મનુષ્યો ઠેકાણે આવે, ત્યારે જ ઋષિમુનિઓને માટે માન ઉત્પન્ન થાય અને ત્યારે જ એ લોકોને આપણાં ધર્મશાસ્ત્રો પર શ્રદ્ધા થાય. યોગશાસ્ત્ર, જ્ઞાનશાસ્ત્ર અને ભક્તિશાસ્ત્રના અજ્ઞાનને લીધે જીવ પોતાનું સ્વરૂપ અને શક્તિઓ ભૂલી ગયો છે અને સંસારને જ મુખ્ય માની બેઠો છે. વળી તે ધર્મમાં શ્રદ્ધા ખોઈ બેઠો છે અને અજ્ઞાનના ગાઢ અંધકારમાં ગોથાં ખાતાં છતાં પોતાને ડાહ્યો અને જ્ઞાની હોવાનું મિથ્યા અભિમાન રાખે છે. યોગ તો એક પગથિયું છે. પુરુષોત્તમને મેં સર્વ માર્ગોનું સાધારણ જ્ઞાન આપ્યું છે અને પુષ્ટિમાર્ગ તો એને એટલો શ્રેષ્ઠ લાગ્યો છે કે બીજું કાંઈ હવે એને રુચતું જ નથી.”

“ગાર્ગીબા, લોકોએ કન્યાશાળાઓ ન કાઢવી?” કુસુમે પૂછ્યું.

“બહેન,” ગાર્ગીએ કહ્યું, “એમણે એમ કહ્યું કે દવાખાનાં, કન્યાશાળા વગેરે માટે આપણે જે દ્રવ્ય આપીએ છીએ તે તો પ્રભુનું છે, આપણું નથી; માટે—”

“હા જ તો, બધુંયે પ્રભુનું. આપણેયે પ્રભુનાં, તો તેમણે આપેલું દ્રવ્ય તો તેમનું જ કહેવાય તેમાં નવાઈ શી?” કુસુમ બોલી.

"માટે દ્રવ્ય આપતી વખતે ગર્વ કે અહંકાર ન રાખવો. જો રાખીએ તો ઈશ્વર રૂઠે." ગાર્ગીએ કહ્યું.

"હા જ તો, આપણે શા માટે અહંકાર કરીએ? તેનું ધાર્યું તે કરે અને તેની મરજીમાં આવે તેમ દોરવે, તેમાં આપણે શું કરવા માથું મારીએ? તે પૈસા આપણને આપે ત્યારે આપણે કોઈને આપીએ કેની?" કુસુમ બોલી.

"ખરી વાત." ગાર્ગી બોલ્યાં.

"ગાર્ગીબા, એમ હોય તો પછી મનુષ્યનું મનુષ્યત્વ જ ક્યાં રહ્યું? સારાંનરસાં કર્મોની જોખમદારી કોના પર? તે પણ કરાવનાર તમારા પ્રભુ જ માનવા પડશે." નીતિસેન બોલ્યો.

નીતિસેન સામે ડોળા કાઢીને કુસુમ બોલી: "હા, હા, બધું કરતાકારવતા પ્રભુ, તેની મરજી હોય તેમ કરે, તેમાં આપણે શું?"

નીતિસેને મુખ મલકાવી, કુસુમને હાથ પકડીને ખેંચી, અને ખોળામાં સુવડાવી લીધી, અને બંને હાથથી દાબીને હસતાંહસતાં કહ્યું: "બહેન, એમ ન ચાલે. આપણે શું? તે ભોગવવું આપણને પડે છે. સારુંનરસું કરતાકારવતા તારા પ્રભુ, અને ભોગવનાર બિચારો નિરાધાર મનુષ્ય, એમ હોય?"

"તે તેની મરજી, તેમ થાય તો તેમ." ગુસ્સાથી કુસુમ બોલી.

"બહેન, ત્યારે તો તારા પ્રભુ અન્યાયી કહેવાય, કે સારાંનરસાં કામ કરેકરાવે પોતે, અને ભોગવાવે બીજા પાસે," નીતિસેન બોલ્યો.

કુસુમ ગૂંચવાડામાં પડી, તેના ખોળામાંથી ઊઠી ગઈ, અને તેના સામું જોઈ બોલી ઊઠી: "તમે તો નાસ્તિક છો." તેની આંખમાં આંસુ આવ્યાં. તે ગાર્ગીની પાસે દોડી ગઈ, અને રડતે મોંએ કહ્યું: "ગાર્ગીબા, હું મોટાભાઈની સાથે નહિ બોલું, પ્રભુને ગાળો દે છે."

ગાર્ગીએ કુસુમને છાતીસરસી ચાંપી. તેને ડૂસકાં આવતાં હતાં, તેથી વાંસા પર હાથ ફેરવી થાબડી અને સર્વે થોડો વખત મૌન રહ્યાં.

કુસુમ શાંત પડતાં ગાર્ગીએ નીતિસેન તરફ જોઈ કહ્યું: "ભાઈ નીતિસેન, તારી ભૂલ છે. આ કુસુમનું કુમળું ધડકતું હૃદય જેની બેધડક સાક્ષી પૂરે છે તે જ સત્ય છે. તું તારી અહંબુદ્ધિ કાઢી નાખશે અને પ્રભુને શરણે જઈ તેની ઇચ્છા પ્રમાણે ચાલશે, તો માથા પર વહોરેલો સર્વ ભાર હલકો થઈ જઇ સુખી થશે, પ્રભુનું દાસ્ય પ્રાપ્ત કરી નિર્ભય થશે, અને તેનું અંશત્વ અને સખ્ય અનુભવી સર્વદા આનંદમગ્ન રહેશે."

પુરુષોત્તમ બોલ્યો: "અભણ બાળક પણ વિશુદ્ધ અને સંસ્કારી અંતઃકરણ જે સત્ય સ્વભાવથી સમજે છે, તે સત્ય હજારો પોથી ઉથલાવેથી પંડિત બનેલા વિકારી હૃદયને પ્રાપ્ત થઈ શકતું નથી. નીતિસેન, તું કહે છે કે ભોગવવું આપણે પડે છે. પણ તે '**आपणे**' કોણ છે તેનો વિચાર કર્યો ? એ તારા અહંકાર સિવાય બીજું કશું નથી. 'પરમેશ્વર સર્વવ્યાપક છે,' એવું જે આપણે નાનપણથી શીખ્યા છીએ તે પણ બરાબર સમજશે તો તારી ભૂલ ભાંગશે. સર્વ સ્થળે સર્વ અણુમાં વ્યાપક પ્રભુ ક્યાં નથી ? સર્વ મનુષ્યના, સર્વ પદાર્થના, અખિલ બ્રહ્માંડના સર્વ અણુમાં તે વ્યાપક છે, તો પછી એવું શું બાકી રહ્યું કે જેને તું '**आपणे**' કહીને પ્રભુથી ભિન્ન સંબોધન આપી શકે ? કંઈજ નહિ. માટે જેમ કર્તાકારવતા પ્રભુ છે, તેમ ભોક્તા પણ પ્રભુ છે એમ સમજ. આપણે નથી, કેમકે '**आपणे**' એવું પ્રભુથી ભિન્ન કંઇ રહ્યું જ નહિ, માટે તારો કહેલો દોષ આવી શકતો નથી."

ગોવિંદભટ્ટ બોલ્યા: "હે [1]સૌમ્ય ! પ્રથમ પ્રભુ જ હતા. એમના સિવાય બીજું કાંઈ ન હતું. [2]એમને રમણ કરવાની ઇચ્છા થઈ. એકલા

---

**१. सदेव सौम्य इदमग्र आसीत् ॥ छांदोग्य.**

**२. स एकाकी न रमते । स द्वितीयमैच्छत् । सह एतावानास । बृहदारण्यक, १-४-३.**

રમાય નહિ, માટે જેમ [1]કરોળિયો પોતાના શરીરમાંથી જાળું કાઢે અને પાછું પોતાની ઇચ્છાથી સંકેલી લે છે, તેમ પ્રભુએ પોત ઇચ્છાથી પોતામાંથી સૃષ્ટિ ઉત્પન્ન કરી; પોતે જ પોતાની ઇચ્છાનુર સૃષ્ટિ ચલાવે છે, અને ઇચ્છા થશે ત્યારે પોતામાં સંકેલી લેશે. [2] સર્વ સૃષ્ટિ આ પ્રમાણે બ્રહ્મ છે, બ્રહ્મમાંથી ઉત્પન્ન થઈ છે, બ્રહ્મ રહી છે અને બ્રહ્મમાં લીન થઈ જશે. માટે આ સૃષ્ટિમાંનો કોઈ ' અણુ ભૂત, ભવિષ્ય, વર્તમાન—કોઈ પણ કાળે, બ્રહ્મથી ભિન્ન વિલક્ષણ નથી. બ્રહ્મનું એ અવિકારી પરિણામ છે. સોનાનું ઘડીઘ કડું બનાવ્યું માટે તે સોનું મટી ગયું? બ્રહ્મ બ્રહ્મના એક અંશમાં જગત રચ્યું તે જગત કંઈ બ્રહ્મ મટી ગયું? નહિ જ. કડું વસ્તુ સોનું છે, તેમ જગત વસ્તુતઃ બ્રહ્મ જ છે. મનુષ્ય[3] પ્રભુનો અંશ અને તે જીવલોકમાં જીવ થઈ રહેલો છે. ઈશ્વર[4] સર્વ પ્રાણીના હૃ માં બિરાજે છે અને સર્વ પ્રાણીને પોતાની શક્તિથી (જાણે) ય પર ચઢાવી પોતાની ઇચ્છા પ્રમાણે ભ્રમણ કરાવે છે. કપૂય (નઠાર આચરણ કરનાર અને રમણીય આચરણ કરનાર જીવો પ્રભુમાંથી વ્યુચ્ચરણ પામે છે. પ્રભુ[5] જેની ઉચ્ચ ગતિ કરવા માગે છે તેની પ સારાં કર્મ કરાવે છે, અને જેની અધોગતિ કરવા માગે છે તે

---

१. यथोर्णनाभिः सृजते गृह्णते च ॥ मुण्डक. १.

२ सर्वं खल्विदं ब्रह्म तज्जलान् ॥ छांदोग्य ३–१४–

३. ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ॥ गीता

४. ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ गीता

५. एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोके
उन्निनीषत्येष उ एवासाधु कर्म कारयति
यमेभ्यो लोकेभ्योऽधो निनीषति ॥

પાસે નઠારાં કર્મો કરાવે છે. [૧]મનુષ્યે પોતાના સર્વ ધર્મોને છોડી દઈ એ પ્રભુની ઇચ્છાને વશ થઈ તેને શરણુ જવું, અને સર્વ પાપમાંથી તે પ્રભુ મનુષ્યનો મોક્ષ કરશે જ એ નિઃસંશય છે, કારણુ કે એવી પ્રભુની પ્રતિજ્ઞા છે."

"શાસ્ત્રીજી, પ્રભુ મારી પાસે નઠારાં કર્મ કરાવે, કોઇની હિંસા કરાવે, તો મને પાપ નહિ લાગે?" નીતિસેને પૂછ્યું.

"અરે બહાવરા, પ્રભુ તારી પાસે નઠારાં કર્મો શું કરવા કરાવે? તે દીનદયાળુ છે, નિરાધારનો આધાર છે, અખિલ બ્રહ્માંડનો પાલક, પોષક અને રક્ષક છે, તે તારું ભલું જ કરશે, એમ દૃઢ વિશ્વાસ રાખ. પ્રભુપ્રતિજ્ઞા પર વિશ્વાસ રાખ. તારું માથું એને ખોળે મૂક. કર્તવ્ય સ્વયમેવ કરશે. પ્રભુ સર્વસમર્થ છે, માટે નિશ્ચિંત રહે." શાંતિલાલ શેઠ બોલ્યા.

"ભાઈ, તું જો અહંવૃત્તિ નહિ રાખે, અને જો તારી બુદ્ધિ અલિપ્ત રહેશે, તો તું આ સર્વ લોકોનો નાશ કરે તો પણુ તે નાશ કરવાનો દોષ તને લાગશે નહિ, અને તને કંઈ પણુ બંધન થશે [૨]નહિ." ગોવિંદભટ્ટ બોલ્યા.

"શાસ્ત્રીજી, જો એમ જ હોય તો પછી બધું બહુ સરળ લાગે છે. આપના કહેવા પ્રમાણે આ સર્વ જગત પ્રભુ સ્વેચ્છા પ્રમાણે ચલાવે છે, તેમાં આપણે સુખદુઃખ માનવાનું કારણુ નથી. તે આપણુને રમકડાં બનાવી ખેલે તે જોયા કરવું, અને તેની ઇચ્છા પ્રમાણે સર્વ

---

१. सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ॥
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥
गीता ॥ १८–६६ ॥

२. यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वाऽपि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥
गीता ॥ १८–१७ ॥

થાય છે એમ સમજવું." નીતિસેન બોલ્યો.

"હા, એમ જ. તેના ખેલમાં સર્વાંશે તેના કહ્યા પ્રમાણે—તેની પ્રેરણા પ્રમાણે કરવું એ જ આપણું—કર્તવ્ય." આમ ગોવિંદભટ્ટે કહીને આગળ ચલાવ્યું: "તે આપણું—આખા જગતનું—અખિલ વિશ્વનું ચાહે તે કરે, તેની વિરુદ્ધ આપણી અહંતા આણી વચ્ચે પડવું નહિ. તે આપણામાં, સર્વ જગતમાં, અખિલ બ્રહ્માંડમાં, સ્વેચ્છાથી રમણ કરે, તે સર્વ લીલા જોઈ, વિચારી, સમજી, **તેનાં ગુણગાન કરવાં,** એ આપણને કર્તવ્યપરાયણ થવાથી મળતો આનંદ."

"હાશ ! શાસ્ત્રીજી, આપનો ઉપકાર થયો. મારો સર્વ ભાર નિવૃત્ત થઈ ગયો." નીતિસેન બોલ્યો.

"એટલેથી જ બસ ? **પ્રભુ આનંદમય** છે, આનંદ એ પ્રભુનું શ્રીઅંગ છે, પોતે રસનું મૂળ છે, **રસ** છે, માટે પ્રભુને અનુકૂળ થઈ, તેની પ્રીતિ સંપાદન કરી, જીવ જ્યારે તેના અનુગ્રહથી પુષ્ટ થઈ તેની લીલામાં ભાગ લે છે ત્યારે—" પુરુષોત્તમે કહ્યું.

"બસ, પુરુષોત્તમ બસ, નીતિસેન હજુ હમણાં જ પાપમુક્ત થાય છે, પ્રભુના સંબંધ થવાના માર્ગ પર છે, એટલામાં એનામાં બધો આનંદ ભરી દઈશ તો અજીર્ણ થશે." ગોવિંદભટ્ટ વચ્ચે બોલી ઊઠ્યા.

"જેવી આપની ઇચ્છા." પુરુષોત્તમે કહ્યું, "ભાઈ નીતિસેન, શાસ્ત્રીજી, પિતાજી અને અન્ય ધર્મિષ્ઠ વડીલો સર્વદા આનંદમગ્ન અને અંતસ્તેજસ્વિની મુખમુદ્રાવાળા હોય છે, તેનું કારણ એ જ કે પોતાના, પારકા કે દુનિયાનાં સુખદુઃખની જોખમદારી તેઓને અડચણ રૂપ થતી નથી. સર્વદા આનંદમગ્ન હોવાથી તેમનું હૃદય કોમળ હોય છે, પ્રભુપરાયણ રહી, તેઓ પોતે સુખી થઈ, બીજાને સુખી કરે છે, તેમની સમીપમાં પ્રભુના વાસનો ભાસ થાય છે."

"કુસુમ, તું મોટાભાઈની જોડે નહિ બોલે તો બાપાજી તારી જોડે નહિ બોલે, પછી ?" ગોવિંદભટ્ટ બોલ્યા.

કુસુમે પિતાના શાંત હસતા મુખારવિંદ તરફ જોયું, ગાર્ગી પાસેથી તેમની તરફ દોડી ગઈ, તેમના ખોળામાં સૂઈ ગઈ, બન્ને હાથ તેમના ગળાની આસપાસ નાખ્યા અને ભેટી. પછી હાથ છોડી દઈ, સૂતાંસૂતાં ગોવિંદભટ્ટ તરફ જોઇ રમતમાં કહ્યું :

"ના, તમે જુઠ્ઠું બોલો છો. બાપાજી મારા પર કોઈ દિવસ ખીજે નહિ."

"કોઈ દિવસ નહિ? તું તેમને ગુસ્સે કરે તો?" ગોવિંદ ભટ્ટે પૂછ્યું.

કુસુમે રમતમાં પિતાની ડોકમાંથી સુવર્ણજડિત તુલસીમાળા કાઢી લઇ પોતાની ડોકમાં પહેરી, અને ખોળામાંથી ઊઠી જઈ તેમના વાંસા પર ચઢી બેઠી, અને કહ્યું :

"ના, તોયે નહિ."

"તેં એમને કોઇ દિવસ ગુસ્સે થતા જોયા છે?" ગોવિંદ-ભટ્ટે પૂછ્યું.

કુસુમે પિતાના વાંસામાં મુક્કા મારતાં મારતાં કહ્યું :

"ના, એ તો ગુસ્સે થાય જ નહિ."

"ત્યારે તું મોટાભાઇ પર કેમ ગુસ્સે થઈ?" ગોવિંદભટ્ટે પૂછ્યું.

"તે લો વળી, હું તો નાની છું! નાનાથી તો ગુસ્સે થવાય. (પુરુષોત્તમની તરફ જોઇને) જુઓને નાનાભાઈ પણ ગુસ્સે થાય છે કે નહિ? મોટાં થઇએ એટલે ડાહ્યાં થઇએ." કુસુમ બોલી.

"ત્યારે તું મોટી થાય ત્યારે તો કોઇના પર ગુસ્સે નહિ થાયને?" ગોવિંદભટ્ટે પૂછ્યું.

"ના—આ—આ—આ, ગાર્ગીબાને ન ગમે," કુસુમે ગાર્ગીની તરફ જોઇને કહ્યું.

રાત્રી પુષ્કળ વીતી ગઇ હતી, એટલે સૌ આમ આનંદમાં જયશ્રીકૃષ્ણ કરી છૂટાં પડી પોતપોતાને ઘેર ગયાં, અને નિદ્રાવશ થયાં.

## ૩ : અહંભાવના નાશથી શાંતિ, પ્રભુનું સર્વભોક્તૃત્વ

નીતિસેન ઘણો જ પરગજુ, સ્વદેશાભિમાની અને દયાળુ હતો. આર્યાવર્તનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ વાંચી સ્વદેશાભિમાનનો જુસ્સો એને બહુ ચઢ્યો હતો. આડત્રીસ કરોડની વસ્તીવાળા, અત્યંત પ્રાચીન કાળથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થને સંપૂર્ણ રીતે સાધનાર મનુષ્યોથી વસાયલા, જાહોજલાલી તથા કીર્તિથી દેદીપ્યમાન, પ્રાચીન વિદ્યાને અદ્યાપિ સાચવી રાખનાર, પોતાના આર્યદેશની હાલની નિર્માલ્ય અને પરતંત્ર સ્થિતિ જોઇને તે મનમાં ને મનમાં બળી જતો. હજારો વણકરો, રંગારાઓ, નકશીકામ કરનારા વગેરે જેઓ પ્રાચીન સમયમાં ઘરમાં કુટુંબભેગાં બેસી નિરાંતે ધંધો કરતા હતા, તેમાંના ઘણાકને જુદા જુદા પ્રકારની નોકરી કરતા, ઘણાકને સવારના છ વાગ્યાથી રાતના સાત વાગ્યા સુધી મિલોની મલિન હવામાં બંદીખાનામાં ગોંધાયલા ચોરોની માફક મજૂરી કરતા, અને ઘણાકને ભૂખે મરતા જોઇ એનું હૃદય ચચણી જતું, અને તેથી નાનપણથી જ પોતાના ગરીબ સહાધ્યાયીઓને સહાય કરવામાં પોતાના ખિસ્સાખરચ ઉપરાંત મોટી રકમો તે વાપરતો. માધવબાગ, મહાલક્ષ્મી, વાલુકેશ્વર વગેરે ધર્મનાં સ્થાનો ઉપર હજારો ભૂખે મરતાં દર્દીઓને જોઈ એનાં નેત્રોમાંથી આંસુ સરતાં, અને પિતાને કહી વર્ષમાં બે વાર એવાં સર્વ ગરીબોને તેણે ભોજન અપાવવાની ગોઠવણ કરી હતી. તે છતાં એનું કોમળ હૃદય પોતાની આસપાસ દરિદ્રતા અને દર્દ જોઈ ખિન્ન થતું, અને એને કોઇ દિવસ નિરાંતે ઊંઘ આવતી નહિ.

"હે મારા દેશ, હે મારા બંધુઓ, હું તમારે માટે શું કરું?"

એમ એ ઊંઘમાં પણ બોલી ઊઠતો. અને ઉપાય ન સૂઝતાં આવી સ્થિતિનું કારણ શોધવા વ્યર્થ પ્રયત્ન કરતો, અને જો કે પોતે ધનાઢ્યનો પુત્ર હતો, અને કોઈ પણ અપલક્ષણ પોતામાં ન હતું, એટલું જ નહિ પણ સદાચારી મનુષ્યો પણ જેના સદ્‌ગુણથી પ્રસન્ન થઈ માન આપતા, તે નીતિસેન શરીરે એકવડો તથા દુઃખી હતો, અને વયે મોટો છતાં પુરુષોત્તમથી ઢંકાઈ જતો.

પણ આજે રાત્રે નીતિસેન નિરાંતે ઊંઘ્યો, તેનું કારણ એ જ કે એના મસ્તક પરનો સઘળો ભાર ગોવિંદભટ્ટજીના મધુર શબ્દોથી ઊતરી ગયો.

**"ઈશ્વર સર્વ પ્રાણીના હૃદયમાં બિરાજે છે અને સવ પ્રાણીને પોતાની શક્તિથી જાણે યંત્ર પર ચઢાવી પોતાની ઇચ્છા પ્રમાણે ભ્રમણ કરાવે છે."**

એ વાક્ય સાંભળી ઘણો વખત થયાં શોધતાં હાથ ન લાગેલી કૂંચી એકાએક પ્રાપ્ત થઈ હોય એમ એને લાગ્યું. એ વાક્ય એના હૃદયમાં છેક ઊંડું ઊતરી ગયું.

"કપૂયx આચરણ કરનાર અને રમણીય આચરણ કરનાર જીવો પ્રભુમાંથી જ વ્યુચ્ચરણ પામે છે."

એ શ્રુતિ સાંભળી મનને શાંતિ થઈ.

"મનુષ્યે પોતાના સર્વ ધર્મોને છોડી દઈ એ **પ્રભુની ઇચ્છાને વશ થઈ જવું."**

એ વાક્ય સાંભળતાં તેને ઘણા જૂના દર્દનો ઉપાય મળી આવ્યો હોય એવો અનુભવ થયો, અને—

---

x **सर्व एव आत्मानो व्युच्चरन्ति कपूचरणा रमणीयचरणाय:**
અણુભાષ્ય ૨. ૩. ૪૩. છાંદોગ્ય પૃ. ૧૦૭

**“સર્વ પાપમાંથી તે પ્રભુ મનુષ્યનો મોક્ષ કરશે એ નિઃસંશય છે એમ પ્રભુપ્રતિજ્ઞા છે.”**

એ છેલ્લું વાક્ય સાંભળી એના સર્વ સંશય મટી ગયા, તેથી એને ટાઢક વળી. છેવટે પોતાનો અહંભાવ નષ્ટ થતાં સર્વભાવથી પ્રભુને શરણુ જતાં કોઈ પણુ રીતે અધોગતિ તો નહિ જ થાય એમ સહજ શંકા થતાં એણે પ્રશ્ન કર્યો તેનો—

“તું આ સર્વ લોકોનો નાશ કરે તો પણુ તેનો દોષ તને લાગશે નહિ.”

ગોવિંદભટ્ટજીએ એવો ઉત્તર આપ્યો ત્યારથી જ એ સિદ્ધાંત એના મનમાં દઢ થયો, અને જ્યારે એણે ‘હાશ’ કરીને ઉદ્ગાર કાઢ્યો ત્યારથી જ એનું હૃદય હલકું ફૂલ જેવું થઈ ગયું. ઉપલા પ્રશ્નોના ઉત્તર મળતા હતા તેટલામાં કંઈ કંઈ જૂની અંતરની શંકાઓ એને સ્ફુરી આવતી, અને તે બધીનું સમાધાન આ ઉત્તરમાંથી જ એને મળી જતું.

આજના જેવી ઊંઘ ઘણાં વર્ષ થયાં નીતિસેનને આવી ન હતી. પ્રાતઃકાળે તે ઊઠ્યો ત્યારે દરેક વસ્તુમાં એણે નવી રમણીયતા અનુભવી. ઘણાં વર્ષના સમાધાન થયા વગરના પ્રશ્નોથી એનું મગજ ખવાઈ ગયું હતું અને વૃદ્ધ તથા નબળું થઈ ગયું હતું, તે પાછું બાળક બની આનંદના ઉછાળા મારવા લાગ્યું, અને ઊઠતાંવાર જ આનંદની મૂર્તિ કુસુમ એને સાંભરી, અને તેની સાથે ગેલ કરવા તે દોડી ગયો.

શાંતિલાલ શેઠનો બંગલો ચોપાટી પર દરિયાની સન્મુખ હતો, તેની ડાબી બાજુ પર એક બેઠા ઘાટનું મકાન હતું, તેમાં ગોવિંદભટ્ટ રહેતા હતા. એ મકાનનું નામ કૃષ્ણભુવન હતું. એની આગળ રસ્તાને લગતો એક વાડો હતો. એ વાડામાં ફૂલનાં કૂંડાંની હારો ગોઠવેલી હતી. વચમાં સીસમનું ગોળ ટેબલ હતું અને આસપાસ કાળી સીસમની પાંચ ખુરશીઓ ગોઠવેલી હતી. તેની આસપાસ વર્તુલાકારે પાંચ બાંકો મૂકેલી

હતી. ત્યારપછી ત્રણ પગથિયાં ચઢી પ્રથમ ખંડમાં જવાતું, તેમાં ગોવિંદ ભટ્ટજીનું પુસ્તકાલય હતું એમાં સંસ્કૃત હસ્તલિખિત લેખોનો મોટો ભંડાર હતો. દરેક ગ્રંથ લીલા વસ્ત્રમાં વીંટી તે પર લેબલ મારી ગ્રંથનું નામ, કર્તાનું નામ, વિષય તથા નંબર સ્પષ્ટ લખેલાં હતાં. એવા હસ્તલિખિત વીશ હજાર ગ્રંથો ગોવિંદભટ્ટજી પાસે હતા, તેમાં-ના પંદર હજાર ઘણા જ મળવા મુશ્કેલ અને મોંઘા મૂલ્યના હતા. તેની પાછળના ખંડમાં રસોઈ થતી અને તેની પાછળ ઠાકોરસેવાનો ખંડ હતો. તેનાં દ્વાર પાછળના નાના બાગમાં પડતાં, તેનું નામ કૃષ્ણોદ્યાન હતું. તેમાં જાઈ, જૂઈ, મોગરો, ગુલાબ, બકુલ વગેરે ફૂલો થતાં અને કંઈક ફળાદિ પણ થતાં. વચ્ચેવચ્ચે લાકડાની બેઠકો કરેલી હતી, તે પર ગોવિંદભટ્ટ તથા પુરુષોત્તમ અને ગાર્ગી કલાકોના કલાક કથાવાર્તામાં તથા ભજનકીર્તનોમાં ગાળતાં. કોઈ કોઈ વાર શાંત શ્વેત રજનીમાં ભજનકીર્તન કરતાં કરતાં આનંદમાં ત્રણચાર વાગી જતા, પણ વખત જણાતો નહિ, અને સારંગી સાથે સુકંઠથી ગાર્ગી કીર્તન ગાતી અથવા પુરુષોત્તમ વાંસળી લલકારતો, ત્યારે કૃષ્ણોદ્યાન ખરેખર કૃષ્ણોદ્યાન જ થઈ રહેતું.

પ્રાતઃકાળમાં ઊઠી કુસુમ ગાર્ગી પાસે ગઇ હતી, અને બંને ઉદ્યાનમાં ઠાકોરજીને સારુ ફૂલ ચૂંટતાં ચૂંટતાં વાતો કરતાં હતાં. નીતિસેનને કુસુમના રોજના ઠેકાણાની ખબર હતી, તેથી તે ત્યાં જઈ ઝાડને ઓથે રહી બંનેની વાતો સાંભળવા લાગ્યો.

"આ ઝીણાં બકુલની કેવી સુગંધ આવે છે?" કુસુમે પૂછ્યું.

"ગાર્ગીબા, એમની માળા શ્રીબાળકૃષ્ણજીને સારુ બનાવીશું?"

"હા, બહેન." ગાર્ગી બોલ્યાં.

"આ કેટલાં બધાં બકુલ સુકાઇ ગયાં છે! ગાર્ગીબા, એ બિચારાંને પ્રભુના શ્રીકંઠમાં બિરાજવાનું સુખ નહિ મળે?" કુસુમે પૂછ્યું.

"નહિ જ તો, જેવી પ્રભુની ઇચ્છા." ગાર્ગી બોલ્યાં.

"હું એ બધાંને એકઠાં કરી પ્રભુની આગળ ધરું તો પ્રભુ ગુસ્સે તો નહિ થાય?" કુસુમે પૂછ્યું.

"ના, બહેન, પ્રભુને આનંદ થશે અને ફૂલો પર તારો ઉપકાર થશે." ગાર્ગી બોલ્યાં.

"પણ પ્રભુએ તો તેમને સુકાવા જ દીધાં ને?" કુસુમે પૂછ્યું.

"ના, બહેન, પ્રભુ તો ઝીણામાં ઝીણી વસ્તુની પણ દરકાર લે છે." ગાર્ગી બોલ્યાં.

"હું કંઇ સમજી નહિ." કુસુમ બોલી.

"જોને, પ્રભુ તો બધે ઠેકાણે છે કેની?" ગાર્ગીએ પૂછ્યુ.

"હા."

"ત્યારે અહીં પણ પ્રભુ છે જ કેની?"

"હા જ તો આપણને દેખાય નહિ એટલું જ, બાકી પ્રભુ તો સર્વત્ર છે, ને અહીં પણ છે."

"ત્યારે જે સ્થળ પર આ સુકાયલાં બકુલ પડેલાં છે ત્યાં પ્રભુ બિરાજે છે અને એ સુકાયલાં બકુલનો પણ પોતે અંગીકાર કરેલો જ છે." ગાર્ગી બોલ્યાં.

"ત્યારે તો આ સારાં બકુલ મેં વીણ્યાં છે તેમનો પણ અંગીકાર થઈ ગયલો છે, તેથી હવે માળા કરી પ્રભુને ધરાવવી તે અમથી જ." કુસુમ બોલી.

"ના, બહેન, આ સર્વ વસ્તુ પ્રભુની છે અને પ્રભુને માટે છે, એ વાત ઘણા લોકો ભૂલી જાય છે અને પોતાને માટે તેમનો ઉપયોગ કરી પ્રભુની વસ્તુઓની ચોરી કરે છે, પણ એથી ઊલટું પ્રભુ તો એવા કૃપાળુ છે કે સર્વ વસ્તુ તેમની છતાં પત્ર, પુષ્પ, ફળ, જળ, જે કંઈ આપણે પ્રભુને ધરીએ તે આનંદથી અંગીકાર કરે છે." ગાર્ગી બોલ્યાં.

"હવે સમજી. આ સર્વે વસ્તુ પ્રભુની, અને આપણે પણ પ્રભુના દાસ, એટલે તેમની વસ્તુ તેમને ધરાવી કૃતાર્થ થવું એમ જ કેની ?" કુસુમે કહ્યું.

"હા, બહેન, ખાવાપીવાની સુંદર વસ્તુઓ, પહેરવાનાં સુંદર કપડાં, સૂંઘવાની સુંદર વસ્તુઓ, જોવાની સુંદર વસ્તુઓ, સાંભળવાના સુંદર શબ્દો એ સર્વે પ્રભુનાં છે, અને પ્રભુને માટે છે; તે તેમને અર્પણ ન કરતાં, મનુષ્ય પોતે ઈશ્વરની આજ્ઞા વિના પોતાની ઇન્દ્રિયોથી દોરાઈ પોતે ચોરી કરી તેમનો ઉપભોગ કરે છે, અને નરકમાં પડે છે. આનંદમય પ્રભુનો સત્સંગ છોડી ઇન્દ્રિયોની સોબત કરી ચોરી કરે તેના બીજા શા હાલ થાય ?" ગાર્ગી બોલ્યાં.

"ખરી વાત," કુસુમ બોલી.

"પ્રભુએ તો સ્પષ્ટ કહ્યું છે કે ઇન્દ્રિયોના સંસ્પર્શવાળા× બધા ભોગો દુઃખદાયક છે, નાશવંત છે. બુદ્ધિમાન તેમાં રમણ કરતા નથી. વિષય અને ઇન્દ્રિયોના સંયોગથી પ્રથમથી અમૃત જેવું લાગતું સુખ પરિણામે વિષ જેવું છે." ગાર્ગી બોલ્યાં.

"હા જ તો, કેમકે પ્રભુથી તે આપણને વિખૂટાં પાડે છે." કુસુમ બોલી.

"ગાર્ગીબા" નીતિસેને કહ્યું, "તમારા સત્સંગનો લાભ મને નાનપણમાં મળ્યો હોત તો હું આટલો દુઃખી ન થાત."

"ભાઈ, પ્રભુ સર્વ વસ્તુ ઉચિત સમયે કરે છે, માટે ગઈ વાતનો મિથ્યા ખેદ ન કરવો." ગાર્ગી બોલ્યાં.

---

× **ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।**
**आद्यंतपत: कौंतेय न तेषु रमते बुधः ॥ गीता ॥ ५।२२ ॥**
**विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।**
**परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥गीता॥१८।३८॥**

"ગાર્ગીબા, પ્રભુ આપણને દેખાતા નથી તો માળા કોને ધરાવવી ? પત્ર, પુષ્પ, ફળ જળ, કોને ધરાવવાં ?" નીતિસેને પૂછ્યું.

કુસુમને આ સવાલ ન ગમ્યો. તેણે નીતિસેનની સામું જોયું, પછી ગાર્ગી તરફ ફરીને બોલી:

"હું જઈ બધી સામગ્રી તૈયાર કરું છું, તમે જલદી આવી પહોંચો."

એમ કહી તે ત્યાંથી નાસી ગઈ.

"ભાઇ, પ્રભુ તને દેખાતા નથી, પણ ઋષિમુનિઓએ, ભક્તોએ, પ્રભુનાં દર્શન કરી તેમના રૂપનાં ગાન કરેલાં છે, તે પરથી આપણને કંઈક સમજણ પડે છે." એમ કહી ગાર્ગીએ વિશેષમાં કહ્યું:

"નૃસિંહ, જયદેવ, મીરાં, કૃષ્ણચૈતન્ય, કુંભનદાસ, સૂરદાસ, પદ્મનાભદાસ, વગેરે ઘણા ભક્તોએ પ્રભુનાં દર્શન કર્યાં છે. યશોદાને તો વશ થયા છે, શ્રીગોપીજનની સાથે ખેલ્યા છે. શ્રુતિ કહે છે કે તે **પરાવર** (પ્રભુ)નાં દર્શન થવાથી હૃદયની ગાંઠ કપાઈ જાય છે, સર્વ સંશયોનો નાશ થઈ જાય છે, અને સર્વ કર્મનો ક્ષય થઈ જાય છે. શ્રીવલ્લભાચાર્યના પુત્ર શ્રીગુસાંઇજી કહે છે કે '**શ્રીવલ્લભાચાર્યના મતમાં ફળ શ્રીકૃષ્ણનું હૃદયમાંથી બહાર પ્રકટ થવું તે છે.**' અને વલ્લભાચાર્ય પોતે કહે છે કે, '**ભક્તને વિરહક્લેશથી દુઃખ પામતો જુએ ત્યારે સદાનંદકૃષ્ણ હૃદયમાંથી કૃપા કરી બહાર પ્રકટ થાય છે.**'

"માટે જ્યાં જેવે પ્રકારે તને ભાવ થાય, ત્યાં તેવે પ્રકારે ભાવથી તું જે ધરાવશે તે પ્રભુ જરૂર અંગીકાર કરશે જ. દરેક વસ્તુમાં પ્રભુનો વાસ છે, માટે તને જે વસ્તુ ગમે તે લે, ભાવના ઉદ્રેકને માટે તેને ગમે તે આકાર આપ, અને પ્રભુના જેટલા ગુણનો તને ભાવ થાય તેટલાની તેમાં ભાવના કર, પછી શુદ્ધ ભાવથી જે અર્પણ કરવાની ઇચ્છા થાય તે અર્પણ કર. પ્રભુ પવિત્ર છે, અને આપણે પાપી

છીએ, માટે આપણી યોગ્યતા નથી, તેથી કોઈ લાયક ગુરુ શોધ, તેમની કૃપા સંપાદન કર, તેમના દ્વારા પ્રભુને જે પ્રાર્થના કરવી હોય તે કર, અને કૃપાળુ પ્રભુ તે જરૂર અંગીકાર કરશે."

નીતિસેનના મનમાં કંઈ કંઈ વિચાર આવ્યા, કંઈ કંઈ શંકાઓ ઉત્પન્ન થઈ, પણ શ્રદ્ધાળુ ગાર્ગીની આગળ પ્રશ્ન કરવાને તેની જીભ ઊપડી નહિ. એટલામાં કુસુમે બૂમ પાડવાથી ગાર્ગી ઘરમાં ગઇ અને નીતિસેન એકલો પડ્યો. જો કે ઉપલી શંકાઓ પ્રસંગોપાત્ત સ્ફુરી આવી હતી, પણ આજે એનું મન શંકાના ભારથી દબાયલું ન હતું. આજ તો એનું મન હલકું અને આનંદમગ્ન જ હતું, અને હું કુસુમની શોધમાં શા માટે ગયો, તેની એણે પોતે ચિકિત્સા કરી હોત તો એને માલૂમ પડત કે શ્રદ્ધા, સમજ અને આનંદની મૂર્તિરૂપ કુસુમથી આજે એના આનંદમગ્ન મનને સ્વાભાવિક આકર્ષણ થયું હતું. કુસુમ અને ગાર્ગી જવાથી એ એકલો પડ્યો, અને ઘણે વર્ષે અનુભવેલા આનંદના ઉભરા ભાંગ્યાતૂટ્યા ગીતદ્વારા એ બહાર કાઢવા લાગ્યો. ગાર્ગી અને કુસુમના સહજ સહવાસથી શ્રદ્ધાનો સ્પર્શ લાગવા માંડ્યો, તેથી જે ગાયન એના મુખમાંથી નીકળ્યાં તે ભજનકીર્તનની ટૂંકો જ હતી. **સત્સંગ એ પારસમણિ છે અને લોઢાનું સોનું સહજમાં કરી નાખે છે.**

# ૪ : મૂર્તિપૂજા કે પ્રભુસેવા ?

એકલો પડેલો, ભજનકીર્તનની ટૂંકો ગાતો નીતિસેન આમ આનંદમાં કૃષ્ણોદ્યાનમાં ઘણો વખત બેસી રહ્યો, પણ વહી જતો વખત એને જણાયો નહિ. અંતે ભાન આવતાં એ ચોંકી ઊઠ્યો, અને નિત્યનિયમિત કાર્યો કરવાને માટે ઘર તરફ જવા એના પગ ઊપડ્યા. કૃષ્ણોદ્યાનમાંથી ત્રણ પગથિયાં ચઢી કૃષ્ણભવનના સેવાખંડમાં, ત્યાંથી રસોઇખંડમાં, ત્યાંથી પુસ્તકાલયમાં, અને ત્યાંથી બહાર વાડામાં જ્યાં સીસમનાં ટેબલખુરસીઓ ગોઠવેલાં હતાં ત્યાં એને જવાનું હતું. ઉદ્યાનમાંથી બે પગથિયાં ચઢી સેવાખંડમાં દૃષ્ટિ કરતાં દ્વારની આગળ સામી કુસુમ એણે ઊભેલી જોઈ. **વિશાળ વિશુદ્ધ, પૂર્ણ ખીલેલાં, પાર ન પમાય એટલા ભાવોથી ભરેલાં, કોઇક જુદી જ દૂરની ઉચ્ચ સૃષ્ટિનું ભાન કરાવતાં, પ્રેમમય નેત્રોથી અલંકૃત, નાનું સરખું છતાં અર્થવિશાળ, પુષ્કળ લાલીથી ભરેલું, આનંદથી મલકાતું, કુસુમનું કોમળ, નિર્મળ, મુખકમળ** જોતાં નીતિસેન ઠમકીને ઊભો, વિચારશૂન્ય થયો, અને એનાં દર્શનથી જ એનું મગજ ભરાઈ ગયું—ઊભરાઇ ગયું. કુસુમ એક ક્ષણ ઊભી, નીતિસેનના સામું જોઇ રહી, તેનો બહિષ્કાર કરતી હોય તેમ એનો હાથ દ્વારને અડક્યો, દ્વાર સહજ બંધ થયું; પણ એટલામાં, તે જ ક્ષણમાં, કોમળ કુસુમના નિર્મળ નેત્રમાં દયાની ઝરી ફૂટી, એણે દ્વાર બંધ ન કરતાં, એક તીક્ષ્ણ કટાક્ષ,—એક્કી વખતે **મૃદુતા, દયા, ધૈર્ય, વિવેક, પ્રેમ, ધર્મ, સૌંદર્ય એ સર્વના સમુચ્ચયના સત્ત્વરૂપ એક તીક્ષ્ણ કટાક્ષ**

નીતિસેનની તરફ નાખ્યો, અને જાણે કંઇ જ ન બન્યું હોય તેમ પોતાના કામમાં ગૂંથાઈ.

આ મોટો ખંડ થોડા વખતમાં, પુરુષોત્તમ સેવામાં તન–મન અને ધનથી લાગ્યો ત્યારથી, બહુ જ સુંદર થયો હતો. દીવાલો તો રંગથી ચીતરી એવી ઢાંકી હતી કે ઝાડ, પાન, ફૂલ, ફળ સિવાય બીજું કાંઈ જ ન હતું. ઉપર સીલિંગને બદલે ભૂરું આકાશ, ચંદ્ર અને તારા જ હતા. પોપટ, મેના, બુલબુલ અહીં કલ્લોલ કરી રહ્યાં હતાં. કમળમાં ભરાઈ ભ્રમર ગુંજારવ કરી રહ્યા હતા. અહીં રમણીય વૃંદાવન થઇ રહ્યું હતું.

નિર્મળ કોમળ કુસુમ, સુંદર હૃદયમાંથી બહાર પધરાવેલા શ્રીબાલકૃષ્ણ તથા શ્રીનવનીતપ્રિયને સાકર ભેળવેલા માખણની કટોરીઓ સુકુમાર હાથથી ધરતી હતી, અને બાળક જેવા હૃદયથી હસતી હસતી કહેતી હતી કે, 'હવે મારા દેખતાં આરોગો.' પ્રસન્ન વદનથી તેને ઉત્તર આપતા **શ્રીબાલકૃષ્ણ** તથા **શ્રીનવનીતપ્રિય** તે આનંદથી આરોગતા હતા, અને સુકુમાર પ્રેમાળુ કુસુમની પાસે બીજું નવનીત માગતાં માગતાં ગાર્ગીએ શીખવેલી ગરબીઓ તેની પાસે ફરી ફરીને ગવડાવતા, પોતે પણ ગાતા, અને વિવિધ પ્રકારે ક્રીડા કરતા હતા.

નાનકડો ધ્રુવ છ વર્ષનો હતો, પિતાથી રિસાઈ ચાલી નીકળ્યો હતો, ઐહિક ઇચ્છાનું અફળ જવું એ જ જેની ઉપાસનાનું મુખ્ય કારણ હતું, તેના પણ જપતપ કષ્ટથી પ્રસન્ન થઈ પ્રભુએ દર્શન આપ્યાં હતાં, તો નિત્ય પ્રેમથી સેવતી, પ્રભુને જ જોતી, નિર્મળ, બાળક જેવા હૃદયથી સર્વસ્વ પ્રભુને અર્પણ કરનારી સુકુમાર, પ્રેમાળ બાળાને તેના પવિત્ર હૃદયના ભાવ પરિપૂર્ણ કરવાને તેના વાંછિત સ્વરૂપે પ્રભુ દર્શન દે, અને ભાવથી ધરેલું નવનીત ગ્રહણ કરે, તેમાં શું આશ્ચર્ય ! ધગધગતા સ્તંભમાંથી પ્રકટ થઈ, ભક્ત પ્રહ્લાદની

વહારે ધાનાર, ભક્તવત્સલ પ્રભુ, સુંદર ભક્તના નિર્મળ હૃદયમાંથી ભાવાર્તિથી પ્રકટ થઈ એ જ હૃદય સાથે રમે, ક્રીડા કરે, તેમાં શું આશ્ચર્ય! દેવ અને દાનવોના જપતપથી રાજી થઈ તેઓ પણ માગે તે વરદાન આપનાર સત્ય–વચન પ્રભુ એક લલિત રમણીય હૃદયના સુન્દર ભક્તને કમનીય વરદાન આપે તેમાં શું આશ્ચર્ય! આસ્તિક, શ્રદ્ધાળુ, ધાર્મિક હૃદયને વધારે દાખલાદલીલની જરૂર નથી, તેમને **પ્રભુનાં વચન ઉપર, ભક્તોના અનુભવ ઉપર શ્રદ્ધા છે,** અને તેમનું **પોતાનું હૃદય તે અનુભવના સત્યની સાક્ષી પૂરે છે.** નાસ્તિક, કઠોર જનને વધારે કહેવાની જરૂર નથી, કેમકે વેદ, ગીતા, શ્રીભાગવત અને હજારો ભક્તોના અનુભવથી પણ જેના સંશય ન ટળ્યા હોય તે આ બાળાના અનુભવથી સંતોષ પામે, એ આશા વ્યર્થ છે. પરંતુ **અંગ્રેજી શીખી જેની બુદ્ધિ તીવ્ર થયા છતાં, જેની આંતર દૃષ્ટિ ખુલી નથી, જે ખોલવાનો પ્રયાસ પણ કરવામાં આવતો નથી,** તેને આ બાળાના અનુભવથી કંઈ વિચારવાનું મળે અને તેની મતિ કદાચ ધર્મ તરફ પ્રેરાય, એ આશયથી જ આ ગુપ્ત અનુભવનું આટલું પણ વર્ણન અત્રે કર્યું છે.

બીજી તરફ પુરુષોત્તમ સર્વ ભુવનના નાથને પોતાના પવિત્ર હૃદયમાંથી બહાર પધરાવી તેમની સાથે રમણ કરતો હતો, રસમય પ્રભુની સર્વ લીલાના સારરૂપ રાસલીલાનાં દર્શન કરતો હતો, અને પ્રભુના સખા ગોપગોપીઓના દર્શનથી પુનિત થઈ કૃતકૃત્ય થતો હતો. ગાર્ગી અને પુરુષોત્તમનાં હૃદય એક થઈ ગયાં હતાં. ગાર્ગી પુરુષોત્તમને સર્વ રીતે મદદ કરતી હતી, તેના ભાવમાં ભાગ લેતી હતી, અને બન્ને હૃદયો સામટાં ભગવાનની સાથે રમણ કરતાં હતાં. ગોવિંદભટ્ટજીને પણ આ સર્વ લીલાનો અનુભવ થતો હતો, કેમકે તેમના હૃદયદ્વારથી જ આ સર્વનો પ્રવેશ પ્રભુની લીલામાં થયો હતો. આ સર્વ હૃદય એકબીજાને જોઈ શકતાં હતાં, કેમકે તે સર્વજ્ઞ અને વિભુ થયાં હતાં.

આ રમણીય પ્રદેશમાંથી જવાનું મન આપણને ન થાય એ સ્વાભાવિક છે, પણ વધારે વાર થોભી તેનું સવિસ્તર વર્ણન કરતાં હૃદય પાછું હઠે છે. પવિત્ર, સુંદર, રમણીય અનુભવનું વર્ણન કોઈ મલિન હૃદય આગળ વિશેષ ન થાય તે જ સારું.

જ્યારથી પુરુષોત્તમને આ અનુભવ થવા માંડ્યો ત્યારથી એનું ચિત્ત પૂર્ણ શાંતિમય થયું હતું, એટલું જ નહિ, પણ તેના હૃદયમાં સર્વ પર દયાની અત્યંત લાગણી સ્ફુરી નીકળી હતી. સામાન્ય સંસારી જીવ પર એને દયા આવતી, કેમકે વિષયોના નચાવેલા એ જીવો કેમ નાચે છે તે એ પ્રત્યક્ષ જોતો, અને તેમનાં મનની જે મર્કટવૃત્તિ તેમને વિવિધ પ્રકારનાં દુઃખ દેતી તેના પાશમાંથી જે જીવ છૂટવા ઇચ્છતો, તેને એ સહાય કરતો. સારામાં સારા કવિઓના તરંગો એને શુષ્ક લાગતા, તેમની અસારતા અને અસત્યતાની તરફ એ હસતો, અને તેમના ખોટા તરંગોની સાથે ભક્તોના હૃદયના ઉછાળાની સાર્થકતા અને સત્યપણાની સરખામણી કરી, ભજનાનંદની અતુલ્યતા અનુભવી એનું હૃદય કોઈ દિવ્ય લહેજતની ભાવના કરતું.

શેક્સપિયરે એક ઠેકાણે પૂછ્યું છે: "જીવવું કે ન જીવવું ?"—છટ્! જીવવું જ પડશે. તારી ઇચ્છા તારો નાશ કરવાની હોય, તો પણ તારો સમૂળ નાશ તારાથી થઈ શકશે જ નહિ. દેહ મર્યો તેથી કંઈ જીવ મર્યો ? માટે જીવવું જ; એટલું જ નહિ પણ ચિદ્રૂપ થવું, આનંદરૂપ થવું. સચ્ચિદાનંદ ! શેક્સપિયર ! હૃદયના ગૂઢ ભાવો તેં અનુભવ્યા છે, અને તેનું ઝીણવટથી સુંદર વર્ણન કર્યું છે; તારી કીર્તિ બહુ મોટી છે, પણ **ભારતવર્ષના જ્ઞાનની તુલનામાં તું અજ્ઞાની બાળક જેવો ભાસે છે !**

આ પ્રમાણે મોટા મોટા કવિઓનાં ચૂંટી કાઢેલાં વાક્યો લઈ તેને હૃદયની ચાળણીથી ચાળી તે નિઃસાર જોઈ તેને કવિઓની ઉપર

પણ નિઃસીમ દયા ઊપજતી. 'અહો! આ કવિહૃદય જો પ્રભુ તરફ પ્રેરાય તો એને કેટલું સુખ થાય! પ્રભુ એના પર ક્યારે કૃપા કરશે?' આવા ઉદ્ગાર એના હૃદયમાંથી નીકળતા. તે જ પ્રકારે શબ્દજ્ઞાની જે ડાહી ડાહી વાતો કરી બેસી રહેતા, અને જેઓ કહેતા કે '**अहं ब्रह्मास्मि**' તેમના અજ્ઞાનની પરિસીમા જોઈ એને દયા ઊપજતી. ખરું કહીએ તો પુરુષોત્તમનું હૃદય કોઈ શુદ્ધ પ્રેમી ભક્ત વિના બીજા કોઈથી સમજાય એવું ન હતું.

હવે દ્વારની આગળ ઊભેલા નીતિસેને શું જોયું તે તપાસીએ. તેણે ખંડ ઘણી સારી રીતે શણગારેલો જોયો. કુસુમની સામે બે નાની નાની સોનાની મૂર્તિઓ હતી. તેમની આગળ કુસુમ નવનીત ધરતી હતી, અને ઘેલીની માફક લવતી, નાચતી, ગાતી હતી. પુરુષોત્તમ તેમજ ગાર્ગીની સામે પણ ઘણી મૂર્તિઓ હતી, તેમને પુષ્કળ કીમતી વસ્ત્રાલંકાર, ફળ, ફૂલ વગેરે ધરેલાં હતાં.

નીતિસેન પહેલાં સેવામાં નહાતો ત્યારે આટલો વૈભવ ન હતો. આ સર્વ જોઈ તે ચકિત થયો, પણ તેનું હૃદયદ્વાર ખૂલ્યું ન હતું. તે વિચાર કરવા લાગ્યો:

"આ કુસુમ તો ઠીક, નાની છે, પણ આ ગાર્ગીબા સમજદાર છે, અને આમ મૂર્તિ પૂજવાથી એને શું આનંદ થતો હશે? શું એ પોતાના હૃદયને છેતરતી નથી? પણ આ પુરુષોત્તમ! ગ્રેજ્યુએટ! એના સર્વ જ્ઞાન પર પાણી ફરેલું લાગે છે! આટલો દ્રવ્યનો વ્યય કોઈ ફૅમિનફંડમાં કર્યો હોય તો કેટલાનું પોષણ થાય! આટલા સમયનો વ્યય કોઈ દેશસેવાના કાર્યમાં કર્યો હોય તો કેટલા લાભ થાય! અને આ ગોવિંદભટ્ટ! આવા ડાહ્યા, વિચારશીલ, સમજુ, વેદવેદાંત ભણેલા! તે પણ આમ ગાંડાતૂર! વેદમાં ક્યાં કહ્યું છે કે મૂર્તિપૂજા કરવી? જડ મૂર્તિને ઠોરપૂરી મેવામીઠાઈ ધરાવવાં તેના કરતાં આંધળાંને અને લૂલાંલંગડાંને સહાય આપી હોય તો કેટલું

પુણ્ય થાય! અરેરે હિંદ! તારું નખ્ખોદ વળવા બેઠું છે! હે પ્રભો! આ ગરીબ દેશને—"

આટલો વિચાર કરે છે એટલામાં કુસુમે કોમળ કંઠથી નીતિસેનને બૂમ પાડી. પ્રભુ પણ ભક્તોને વેણુનાદથી આકર્ષી બોલાવતા. નિર્મળ કુસુમે પ્રેમથી આકર્ષી નીતિસેનને કોમળ સુસ્વરથી બોલાવ્યો અને કહ્યું:

"મોટાભાઈ, પ્રભુનાં દર્શન કરો, દંડવત્ પ્રણામ કરો, પ્રભુ તમારા પર કૃપા કરશે."

નીતિસેન પણ ના પાડી શક્યો નહિ. નાસ્તિક પોતાની અધમતા હમેશાં સમજે છે. તે નમ્યો, પણ મૂર્તિને, પ્રભુને નહિ જ. **તેના હૃદયમાં જ પ્રભુ ન હતા, તો બહાર તો ક્યાંથી જ!** તેના હૃદયમાં તો કુસુમ હતી અને હૃદયની બહાર સામે સોનાની બે મૂર્તિઓ હતી. એટલામાં ગોવિંદભટ્ટજી તેની પાસે આવ્યા, તેના મસ્તક પર હાથ મૂકી પૂછ્યું:

"કેમ, ભાઈ, કેવાં સુંદર દર્શન થાય છે?"

નીતિસેન મૂગો રહ્યો. તે નાસ્તિક હતો, પણ જૂઠ્ઠો ન હતો. તે સત્યાગ્રહી હતો, જૂઠ્ઠને ધિક્કારતો હતો અને ઢોંગથી તો ઘણો દૂર હતો.

"ભાઈ, તારા હૃદયમાં જો પ્રભુનો ભાવ જ નહિ હશે, તો દર્શન દુર્લભ છે. ભગવાન તો ભાવના ભૂખ્યા છે, અહીં તો જેવી વાંછના તેવું ફળ છે. તારા હૃદયમાં શું ભાવ છે તે કહીશ?" ગોવિંદભટ્ટે પૂછ્યું.

"મારા હૃદયમાં તો નિર્મળ કુસુમ છે, એણે મને વશ કર્યો છે."

"પણ કુસુમના હૃદયમાં શું છે?" ગોવિંદભટ્ટે પૂછ્યું.

"કુસુમના હૃદયમાં પ્રભુ–કૃષ્ણ છે."

આ વાક્ય બોલતાં એને વિચિત્ર અનુભવ થયો. બાહ્ય વસ્તુને

જોનાર આંતર વસ્તુ જોવા લાગ્યો. કુસુમના હૃદયમાંના પ્રભુનું નામોચ્ચારણ થતાં એ પવિત્ર થયો. પણ તેનું હૃદય વધારે જોઈ શક્યું નહિ.

"તો ભાઈ, તારા હૃદયથી પ્રભુનાં દર્શન ન થતાં હોય તો કુસુમના હૃદયથી કર." ગોવિંદભટ્ટજીએ તેના મસ્તક પર હાથ ફેરવતાં ફેરવતાં ઉત્તર આપ્યો.

"જેવી આપની ઇચ્છા–"

તે જ સમયે કુસુમના હૃદયમાંના પ્રભુનાં દર્શન એને થયાં. એક ક્ષણમાં તે ખંડનું સ્વરૂપ ફેરવાઈ ગયું. આ વખત **તેનાં ચર્મચક્ષુ આંતરચક્ષુના–દિવ્ય દૃષ્ટિના–કક્ષામાં હતાં.** મૂર્તિઓ, વસ્ત્રાલંકાર, બધાં ત્યાંથી ઊડી ગયાં. તેનું હૃદય ખૂલ્યું, વિશાળ અને વિભુ થયું, **પરમ શાંતિની ઉપરનું કોઈક રમણીય સ્થળ તેના હૃદયચક્ષુને દશ્યમાન થયું–તેના હૃદયમાં ખડું થયું.** અહીં તેને કુસુમ, ગાર્ગી, પુરુષોત્તમ, ગોવિંદભટ્ટ, સકળ ગોપગોપી અને પ્રભુનાં દર્શન થયાં. તેણે પુરુષોત્તમને ફરી બોલતાં સાંભળ્યો:

"**પ્રભુ આનંદમય છે.** આનંદ એ પ્રભુનું શ્રીઅંગ છે. પોતે રસનું મૂળ છે, **રસ છે,** માટે પ્રભુને અનુકૂળ થઈ, તેની પ્રીતિ સંપાદન કરી, જીવ જ્યારે તેના અનુગ્રહથી પુષ્ટ થઈ તેની લીલામાં ભાગ લે, ત્યારે **તે કૃતાર્થ થાય છે.**"

આ છેલ્લા શબ્દો પુરુષોત્તમ વૈખરીમાં બોલ્યો ન હતો, પણ મધ્યમામાં* તે બોલી ચૂક્યો હતો, તે પણ તેણે સાંભળ્યા. આ બધું એક ક્ષણમાં થયું. પણ તે ક્ષણ પછીનો નીતિસેન જુદો જ હતો. તર્કવિતર્ક અને વાદવિવાદ કરતાં અનુભવ ઉત્તમ વસ્તુ છે, અને તેથી જ સેંકડો વાદવિવાદથી જેનું મન ડગ્યું–ફર્યું ન હતું તે એક ક્ષણમાત્રના અનુભવથી પૂર્ણ સંતોષ પામ્યો. ગોવિંદભટ્ટજીએ નીતિસેનની સામે જોયું અને પોતે પણ સંતુષ્ટ થયા.

---

* પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એમ વાણીના ચાર પ્રકાર છે.

# ૫ : શુદ્ધાદ્વૈતમાંથી કંઈક

સર્વ શાંતિથી બહાર જતા હતા એટલામાં બહાર વાડામાં એક ઘોડેસવાર ઊભેલો પુરુષોત્તમે જોયો. તેણે આગળ જઈ તેના હાથમાં-ની ચિઠ્ઠી લીધી, તે પરનું સરનામું **वे. शा. सं. पंडितजी गोविंद-भट्टजी** આ પ્રકારે હતું. ચિઠ્ઠી ગોવિંદભટ્ટજીને આપી, તેમણે ઉઘાડી. તેમાં સંસ્કૃતમાં લખેલું હતું કે, 'બર્લિનની પાઠશાળાના સંસ્કૃતના પ્રોફેસર ફેરજાજ વિદ્વાન પંડિતજીને આપના અવકાશના સમયે મળવા માગે છે.' તેમને બેથી ચાર સુધીમાં મળવાનો જવાબ લખી સવારને ચિઠ્ઠી પાછી આપી, પુરુષોત્તમ અને ગોવિંદભટ્ટજી પુસ્તકશાળાના ખંડમાં પુસ્તકો જોતા બેઠા. ગાર્ગી અને કુસુમ ઘરના કામમાં રોકાયાં અને નીતિસેન ઘેર ગયો.

બે વાગે બહારના વાડામાં ખુરશીઓની ઉપર ગોવિંદભટ્ટજી પુરુષોત્તમ અને નીતિસેનને સાથે લઈ બેઠા હતા, એવામાં પ્રોફેસર ફેરજાજ આવી પહોંચ્યા અને સર્વને નમન કરીને બેઠા. પરસ્પર કુશળ-સમાચાર પૂછ્યા પછી પ્રોફેસર બોલ્યા:—

"આપને અદ્વૈત સિદ્ધાંત જ માન્ય હશે."

"હા." ગોવિંદભટ્ટે કહ્યું.

"શંકરાચાર્ય દુનિયામાં મહાન નર થઈ ગયા, એમની બુદ્ધિ તીવ્ર, વિચાર ગૂઢ અને શૈલી સુંદર—" પ્રો. ફેરજાજે કહ્યું.

"હા, પણ એમના મતમાં અને મારા માન્ય સિદ્ધાંતમાં ફેર છે, એઓ બ્રહ્મને અત્યંત નિર્ગુણ માને છે–" ગોવિંદભટ્ટ બોલ્યા.

"હા, અને વેદમાં એમ જ છે."

"વેદમાં બન્ને પ્રકારની શ્રુતિ છે. કઠમાં **अशब्दमस्पर्शमरूपमव्ययम्** । શબ્દ વગરનું, સ્પર્શ વગરનું, રૂપ વગરનું, ફેરફાર વગરનું; બૃહદારણ્યકમાં સ્થૂલ નહિ, અણુ નહિ, હ્રસ્વ નહિ, દીર્ઘ નહિ, એમ નહિ, એમ નહિ. **अस्थूलमनणुह्रस्वमदीर्घम्, नेति नेति** વગેરે નિર્ગુણ શ્રુતિઓ છે, તેમ જ કઠમાં **एको वशी सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति, भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः** । એક છે, વશ કરનાર છે, સર્વ પ્રાણીનો અંતરાત્મા છે, જે એક રૂપને બહુ પ્રકારે કરે છે, એના ભયથી અગ્નિ તપે છે, સૂર્ય એના ભયથી તપે છે, ઇન્દ્ર અને વાયુ અને પાંચમો મૃત્યુ એના ભયથી દોડે છે; તૈત્તિરીયમાં **सत्यं ज्ञानमनंतं ब्रह्म**, બૃહદારણ્યકમાં **स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानां राजा, यः पृथिवीमन्तरो यमयति, अरेऽयमात्माऽनुच्छित्तिधर्मा** ખરેખર આ આત્મા સર્વ પ્રાણીનો અધિપતિ છે, સર્વ ભૂતોનો રાજા છે, જે અંદર રહીને પૃથ્વીનું નિયમન કરે છે; અરે, આ આત્માના ધર્મોનો ઉચ્છેદ થઇ શકે એમ નથી; શ્વેતાશ્વતરમાં **सर्वतः पाणिपादं तत् सर्वतोऽक्षिशिरोमुखम् सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति सर्वस्य प्रभुमीशानं सर्वस्य शरणं बृहत्** ॥ તે સર્વત્ર હસ્ત અને ચરણવાળો છે; સર્વત્ર ચક્ષુ, શિર અને મુખવાળો છે, સર્વ તરફથી સાંભળે છે, લોકમાં સર્વને વીંટળાઇને રહ્યો છે, સર્વનો પ્રભુ છે, સર્વનો ઇશ છે, સર્વનો આશ્રય છે, મોટો છે; વગેરે સગુણ શ્રુતિઓ પણ છે." ગોવિંદભટ્ટ બોલ્યા.

"હા, પણ એ શ્રુતિઓની એકવાક્યતા કરવી જ જોઇએ, અને તેથી જ સગુણ શ્રુતિઓને ગૌણ માનીને શબલ બ્રહ્મ પરત્વે યોજી, પરબ્રહ્મને નિર્ગુણ માનવું એ ઉત્તમ પક્ષ નથી?" પ્રોફેસરે પૂછ્યું.

"નહિ જ. અમુક શ્રુતિ શબલબ્રહ્મ પરત્વે હોઈ ગૌણ છે અને અમુક મુખ્ય છે એમ વેદમાં ક્યાં કહ્યું છે? સગુણ એટલે માયિક, વસ્તુતઃ અસત્ય, અભાવવત્, એટલે એ શ્રુતિઓ જ ખોટી એમ ઠર્યું. જો એ શ્રુતિઓ ખોટી, તો બીજી શ્રુતિઓને પણ શા માટે ખરી માનવી? વળી નિર્ગુણ બ્રહ્મને વિષે તમે કાંઈ પણ કહી શકો નહિ, એટલે તે પણ વસ્તુતઃ અભાવવત્ જ. આથી તો વેદનો ઘાત થયો, અને બૌદ્ધ મતમાં પ્રવેશ થયો." ગોવિંદભટ્ટ બોલ્યા.

"સત્ય! પણ ત્યારે બીજી કોઈ રીતે વિરોધનો પરિહાર થઈ શકે છે ખરો?" પ્રોફેસરે પૂછ્યું.

"ઘણી સારી રીતે; વેદમાં કહેલી રીતિએ જ. પ્રાકૃત, લૌકિક, પ્રકૃતિના ગુણ બ્રહ્મમાં ન જ હોય, કેમકે પ્રકૃતિ અને તેના સત્ત્વ, રજસ્, તમસ્ ગુણો બ્રહ્મમાંથી જ ઉદ્ભવ પામે છે, માટે બ્રહ્મના ગુણ પણ બ્રહ્મ જ, બ્રહ્મથી અભિન્ન જ હોઇ શકે; એવા અપ્રાકૃત, અલૌકિક ગુણ જેવા કે સર્વજ્ઞતા, સર્વકર્તૃતા, ઈશાનતા, વશિત્વ, અધિપતિત્વ, રાજત્વ, વગેરે—બ્રહ્મમાં હોવાથી જ બ્રહ્મ સગુણ છે, અને પ્રાકૃત દશ્ય ગુણ ન હોવાથી બ્રહ્મ નિર્ગુણ છે. એમાં ક્લિષ્ટ વિચારો, ખોટા તર્કો, અને વેદને હાનિકારક યોજનાની બિલકુલ જરૂર નથી." ગોવિંદભટ્ટ બોલ્યા.

"**अत्युत्तमम्**! હું ધારું છું કે વેદમાં કહેલા બ્રહ્મના વિરુદ્ધ ધર્મોની સમજ પણ આમાંથી જ થઇ શકે." પ્રોફેસર બોલ્યા.

"નિર્ગુણ છતાં સર્વ ગુણોપેત, દૂર છતાં અંતિક, અણુથી પણ અણુ, છતાં મોટામાં મોટું, હાથપગ વગરનું, છતાં સર્વત્ર હાથપગવાળું વગેરે ગુણો અલૌકિક અપ્રાકૃત હોવાથી જ, પ્રકૃતિજન્ય મનબુદ્ધિને સમજ ન પડે તો પણ અનુભવ થતાં સુધી વેદવચન પર શ્રદ્ધા રાખી, તેવાં માનવાં એ સાત્ત્વિક બુદ્ધિનું લક્ષણ છે." ગોવિંદ-ભટ્ટે કહ્યું.

"**तथ्यम्** ! (ખરું છે.) વેદવ્યાસ પણ બ્રહ્મસૂત્રોમાં પ્રકૃતિને—માયાને—પ્રાધાન્ય આપતા જણાતા નથી." પ્રોફેસર બોલ્યા.

"નહિ જ. **अथातो ब्रह्मजिज्ञासा** (હવે બ્રહ્મનો વિચાર કરીએ) એમ પ્રતિજ્ઞા કરી બ્રહ્મનું પ્રથમ લક્ષણ જ **जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्** અર્થાત્ આ જગતના જન્મ વગેરે જેમાંથી થાય છે તે બ્રહ્મ, કેમકે શાસ્ત્રમાં તેનાં કારણો કહ્યાં છે એમ કહે છે, એમાં તો માયાનો ગંધ પણ નથી." ગોવિંદભટ્ટે કહ્યું. "જગતનાં જન્મ વગેરે બ્રહ્મમાંથી કહેવાથી જ સગુણત્વ પ્રાપ્ત થયું કે નહિ ? પ્રથમથી જ શબલ બ્રહ્મમાં—માયાવિશિષ્ટ બ્રહ્મમાં એ સૂત્રોને યોજવાં એ બ્રહ્મમીમાંસાનો ઘાત કે નહિ ? એમ જ કરવું હોત તો વેદવ્યાસ **अथातः शबलब्रह्म–मायाब्रह्मजिज्ञासा** એમ શા માટે ન કહેત ? આગળ ચાલતાં **तत्तु समन्वयात्**માં બ્રહ્મને જગતનું સમવાયી કારણ કહે છે. એ પણ બ્રહ્મનું જ લક્ષણ છે. માયા જગતનું સમવાયી કારણ નથી; શ્રુતિમાં, સૂત્રમાં, ગીતામાં, કોઈ પણ ઠેકાણે માયાને જગતનું સમવાયી કારણ કહ્યું નથી. વળી **सर्वधर्मोपपत्तेश्च** (૨–૧–૩૭), (સર્વ ધર્મ બ્રહ્મમાં ઘટી શકે છે), **विवक्षितगुणोपपत्तेश्च** (૧–૨–૨) (જે ગુણો કહેવા ઇચ્છીએ છીએ તે બ્રહ્મમાં ઘટે છે), **अंतस्तद्धर्मोपदेशात्** (૧–૧–૧૯) (અંદર દેખાય છે તે પરમાત્મા જ છે, કેમકે તેના ધર્મોનો જ ઉપદેશ છે), **आनन्दादयः प्रधानस्य** (૩–૩–૧૧) આનંદ, ઐશ્વર્ય વગેરે ધર્મો મુખ્ય (બ્રહ્મ)ના જ છે. વગેરે બ્રહ્મના ધર્મોનું ગુણોનું–સ્પષ્ટ રીતે સમર્થન કરે છે.'

"**अत्युक्तमम्** । અથાપિ માયાને જગતનું સમવાયી કારણ ન માનતાં **ब्रह्म**ને જ સમવાયી કારણ માનીએ તો કારણ નિત્ય હોવાથી કાર્ય નિત્ય થતાં દ્વૈતાપત્તિ થઈ જશે." પ્રોફેસર બોલ્યા.

"બ્રહ્મ જગતનું સમવાયી કારણ છે એમ તો વેદ અને સૂત્રો

કહે છે, તે ઉપર જણાવ્યું." ગોવિંદભટ્ટ બોલ્યા "જગત નિત્ય પણ તેથી જ, પણ એમાં અદ્વૈતનો ભં—"

"જગત નિત્ય? ગમનશીલ જગત નિત્ય? એ કેમ સંભવે? જગતશબ્દના ધાતુ પરથી જ તેની અનિત્યતા પ્રત્યક્ષ છે." પ્રોફેસર બોલ્યા.

"તો વર્ધનશીલ બ્રહ્મ નિત્ય કેમ સંભવે? (હસીને) **बृह्** ધાતુથી **ब्रह्म**ની અનિત્યતા નથી થતી?" પ્રોફેસરની સામે પોતાના વિશાળ તેજસ્વી ચક્ષુનો તીવ્ર પ્રકાશ નાખીને ગોવિંદભટ્ટ બોલ્યા.

"**अत्युत्तमम्**, પણ બ્રહ્મ તો અવિકૃત છે, અને તેથી નિત્ય છે." હસીને પ્રોફેસર બોલ્યા.

"તો જેમ **बृह्**ધાતુ છતાં **ब्रह्म** અવિકૃત અને નિત્ય છે, તેમ જ **गम्**ધાતુ છતાં જગત નિત્ય છે." ગોવિંદભટ્ટ બોલ્યા. "અવિકૃત બ્રહ્મ જગતનું કારણ છે એમ ડિંડિમનાદથી વેદની શ્રુતિઓ કહે છે, અને એ બ્રહ્મરૂપ કારણનું જગદ્રૂપ કાર્ય નિત્ય છે, બ્રહ્મમય છે. તેથી જ અદ્વૈ—"

"ત્યારે તો બે નિત્ય થયાં, અને અદ્વૈતનો ભંગ થયો!" પ્રોફેસર બોલ્યા.

"કારણરૂપ બ્રહ્મનું જગદ્રૂપ કાર્ય પણ નિત્ય, બ્રહ્મમય છે, અવિકારી બ્રહ્મનું અવિકારી પરિણામ છે. જેમ સુવર્ણનાં કટક, કુંડલ, મુદ્રિકા વગેરે અવિકારી પરિણામ છે, સુવર્ણથી અભિન્ન છે, તેમ જગત બ્રહ્મનું અવિકારી પરિણામ છે, અને બ્રહ્મથી અભિન્ન છે. જેમ વડના બારીક ટેટામાં અસંખ્ય ડાળ, પાંખડાં, થડ, વડવાઈ, અસંખ્ય વડના વડ રહ્યા છે, તેમ બ્રહ્મમાં અસંખ્ય જગત—બ્રહ્માંડ—રહ્યાં છે. સર્વ વસ્તુ અને સર્વ જીવો મળીને આખું જગત બ્રહ્મનો એક અંશમાત્ર છે—**विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्॥ गी. १०.४२॥** અર્થાત્ એક અંશથી આ આખા જગતને આવરીને હું જ રહેલો છું.

"જેમ ટેટાથી થડ, ડાળાં પાંખડાં, વડવાઈ વસ્તુતઃ ભિન્ન નથી, તેમ જગતના સર્વ પદાર્થો અને જીવ, વસ્તુતઃ બ્રહ્મથી ભિન્ન નથી જ." એમ કહી ગોવિંદભટ્ટે વળી આગળ કહ્યું. '**ब्रह्मजिज्ञासा**ની પ્રતિજ્ઞા કરતાં બ્રહ્મનું પ્રથમ લક્ષણ **जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्**, અને **तत्तु समन्वयात्** કહીને સૂત્રોમાં સૂત્રકારે જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનું કર્તૃ અને સમવાયી કારણ બ્રહ્મ કહ્યું છે, માયા કહી નથી. **स आत्मानं स्वयमकुरुत, आत्मा वा इदं सर्वम्, एकमेवाद्वितीयं ब्रह्म, नेह नानास्ति किञ्चन, यदिदं किञ्च तत्सत्यमित्याचक्षते** અર્થાત્ તેણે પોતે આત્માને કર્યો, ખરેખર આ સર્વ આત્મા છે, બ્રહ્મ એક જ અદ્વિતીય છે, અહીં કંઈ જુદું જુદું છે જ નહિ, જેમાં કંઈ છે તે સત્ય છે એમ કહે છે. આ અને એવી અનેક શ્રુતિઓથી સ્પષ્ટ થાય છે કે જગત નિત્ય છે, અને બ્રહ્મથી અભિન્ન છે, તેથી અદ્વૈતનો ભંગ થતો નથી."

"**अत्युत्तमम्**।" પ્રોફેસર બોલ્યા.

"જગતને અસત્ય માનતાં મોટી હાનિ થાય. જગત અસત્ય, તો જગતમાંની સર્વ વસ્તુ અસત્ય, હું, તમે, સર્વે અસત્ય. વેદ અને વેદની શ્રુતિઓ પણ અસત્ય, સર્વ શાસ્ત્ર અસત્ય, જીવ પણ અસત્ય, અને મોક્ષ પણ અસત્ય!" ગોવિંદભટ્ટ બોલ્યા. "વળી શાંકર મતમાં બ્રહ્મ નિર્ધર્મક તો છે જ, અને જગત પણ અસત્ય, એટલે સર્વતઃ સમૂલોચ્છેદન થઈ રહ્યું, મીંડું વળી ગયું! જ્યારે શ્રુતિ કહે છે કે **सर्वं खल्विदं ब्रह्म तज्जलान्**। આ સર્વ નક્કી બ્રહ્મ છે, તેમાંથી જ જન્મ્યું છે, તેમાં જ લય પામે છે, તેમાં જ શ્વાસોચ્છવાસ લે છે. વેદથી આવું અત્યંત વિરુદ્ધ માનવું મનાવવું એ કાંતો બુદ્ધિવિભ્રમ અથવા તો પ્રતારણા કહેવાય! એ બહુ ખેદની વાત છે. માટે સર્વ સત્ય હોવાથી જ—બ્રહ્મ હોવાથી જ—એક વિજ્ઞાનથી સર્વવિજ્ઞાનની પ્રતિજ્ઞા સફળ થાય છે. જો જગત અને તેમાંની સર્વ વસ્તુ સત્ય ન હોય તો એક

અસત્ય વસ્તુના વિજ્ઞાનથી સર્વ વસ્તુના વિજ્ઞાનનો સંભવ ક્યાંથી ?"

"પાશ્ચાત્ય સાયન્સ પણ કહે છે કે કોઈ પદાર્થનો સમૂળ નાશ છે જ નહિ," પુરુષોત્તમે કહ્યું.

"હા, નવજુવાન" પ્રોફેસરે કહ્યું. પછી ગોવિંદભટ્ટને સંબોધીને કહ્યું: "પંડિતજી, જીવ અને બ્રહ્મનો આપ શો સંબંધ માનો છો? પ્રતિબિંબ કે આભાસ તો તમે કહી ન શકો, કેમકે જીવને પણ તમે તો સત્ય માનો છો."

"અંશાંશીસંબંધ" ગોવિંદભટ્ટે કહ્યું "**ममैवांशो जीवलोके जीवभूतःसनातनः, अंशो नानाव्यपदेशात्; न तु ब्रह्मणो निरवयवत्वात् कथं जीवस्यांशत्वमिति वाच्यं, न हि ब्रह्म निरंशं सांशमिति वा क्वचिल्लोके सिद्धं, वेदैकसमधिगम्यत्वात्; सा च श्रुतिर्यथोपपद्यते तथा तदनुल्लङ्घनेन वेदार्थज्ञानार्थं युक्तिर्वक्तव्या, सा चेत् स्वयं नावगता, तपो विधेयं अभिज्ञा वा प्रष्टव्या इति, न तु सर्वविप्लवः कर्तव्यः ॥** અર્થાત્ મારો જ અંશ જીવલોકમાં સનાતન જીવ થઈને રહ્યો છે, જીવ અંશ છે કેમકે તે જુદા જુદા છે એવો ઉપદેશ છે. બ્રહ્મ તો અવયવ વિનાનું હોવાથી જીવ અંશ કેમ હોઈ શકે, એમ કહેવું નહિ. કેમકે બ્રહ્મ અંશ વગરનું છે કે અંશવાળું છે તે કોઈ પણ સ્થળે લોકમાં સિદ્ધ નથી. કેમકે તે તો એકલા વેદથી જ સમજાય છે. તે વેદ જેમ કહેતો હોય તેમ તેનું ઉલ્લંઘન કર્યા વિના વેદના અર્થના જ્ઞાનની યુક્તિ કહેવી જોઈએ. તે જો પોતાની મેળે સમજ ન પડે, તો તપ કરવું, અથવા જાણનારાઓને પૂછવું, સર્વ વિપ્લવ તો કરવો નહિ જ. માટે 'જીવ **अंश इव** અંશ જેવો છે, નિરવયવ બ્રહ્મનો મુખ્ય અંશ સંભવતો નથી' એમ કહેનારને સ્વરૂપનો અનુભવ નથી. **अंश इव** કહેવું હોત તો શ્રુતિ તેમ શા માટે ન કહેત? ગીતા શા માટે તેમ ન કહેત? સૂત્રમાં **इव** શા માટે ન મુકત? વસ્તુતઃ **सर्वं**

**खल्विदं ब्रह्म** એમ છે તો **जीव** પણ બ્રહ્મ જ છે. **द्वैत** મૂકવું એ તો ભ્રમમાત્ર છે."

"તો પંડિતજી, જીવ હાલની અજ્ઞાનદશામાં પણ બ્રહ્મ જ હોય તો પછી સ્વરૂપતઃ બ્રહ્મ હોવાથી કર્તવ્ય કંઈ ન રહ્યુ ?" પ્રોફેસરે પૂછ્યું.

"અંશાંશી સંબંધ વિચારી, સમજી, અનુભવી, તે પ્રમાણે વર્તવું, અને ઈંદ્રિયોથી દોરાઇ, લલચાઇ, કામક્રોધમાં ફસાઇ, સ્મૃતિ-વિભ્રમ અને બુદ્ધિનાશ ન કરતાં ઈંદ્રિયોને વિષયોથી દૂર રાખી, સ્વસ્વરૂપે રહેવું એ કર્તવ્ય, એ જ સંસારમાંથી મોક્ષ—**मुक्तिर्हित्वाऽन्यथारूपं स्वरूपेण व्यवस्थितिः**—એ પ્રમાણે વર્તન રાખનાર વિવેકી પુરુષ સમજે છે કે—

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ गी. १८.६१ ॥**
**तमेव शरणं गच्छ सर्वभावेन भारत —गी. १८. ६२ ॥**

અર્થાત્—હે અર્જુન, ઈશ્વર સર્વ પ્રાણીના હૃદયમાં રહે છે, અને પોતાની માયાથી (જાણે) યંત્ર પર ચઢાવી ભમાવે છે. હે ભરત-કુળમાં જન્મેલા, સર્વ ભાવથી તેને જ શરણે જા.

"સર્વ ભાવથી તેને (પુરુષોત્તમને) જ શરણ જવું એમ તે સારી રીતે સમજે છે." ગોવિંદભટ્ટ બોલ્યા.

"આપનો સિદ્ધાંત સીધો, સરળ અને શ્રુતિસિદ્ધ લાગે છે. એમાં પારમાર્થિક અને વ્યાવહારિક એમ જુદા અર્થ કરવા પડતા નથી." પ્રો. ફેરજજે કહ્યું. "સવિશેષ બ્રહ્મને માયાવિશિષ્ટ, વસ્તુતઃ અસત્ય કરવું પડતું નથી, માયા જેવી વિચિત્ર વસ્તુ કલ્પવી પડતી નથી, તેને પ્રાધાન્ય આપવું પડતું નથી, જગતને અસત્ય ઠરાવી સર્વનો વિપ્લવ કરવો પડતો નથી, જીવને ઘણું ઉચ્ચ સ્થાન સત્ય રીતે આપવામાં આવ્યું છે, અને વળી શ્રુતિને આધારે જ સર્વ વ્યવસ્થા ઘટાવી છે."

"અમારે એક અક્ષર કે માત્રા જેટલું પણ વેદવિરુદ્ધ જવું નથી. બ્રહ્મને અત્યંત નિર્ધર્મક–અભાવરૂપ–ઠરાવવું, ઇશ્વરને અસત્ય ઠરાવવા, જીવને આભાસમાત્ર ઠરાવવો, અને જગતને અસત્ય ઠરાવવું, વેદને અનિત્ય અને અસત્ય ઠરાવવા, અને શ્રુતિના શબ્દેશબ્દના અસત્ય અર્થ કરવા એ બુદ્ધિનો દુરુપયોગ કહેવાય. એ તામસ બુદ્ધિનું લક્ષણ છે." ગોવિંદભટ્ટજી બોલ્યા.

"બસ, બસ, આપ સત્ય કહો છો, આપના આ પ્રસંગથી અત્યાનંદ થયો. આ સિદ્ધાંતનો અભ્યાસ કરવાની મારી ઇચ્છા છે, બ્રહ્મને અત્યંત નિર્ગુણ માનવા કરતાં દિવ્યગુણવિશિષ્ટ માનવું એ વધારે ઉત્તમ પક્ષ છે. જીવને આભાસ કે પ્રતિબિંબ માનવા કરતાં અંશ માનવો એ જ સપ્રમાણ છે, અને સકળ બ્રહ્માંડને અસત્ય માની બ્રહ્મના માહાત્મ્યનો દેખીતો ભંગ કરવો એથી તો કંપારી છૂટે છે, અને બુદ્ધિ કબુલ કરતી નથી, માટે કૃપા કરી બ્રહ્મને દિવ્યગુણવિશિષ્ટ પ્રતિપાદિત કરતાં પુસ્તકોનાં નામ આપશો." પ્રોફેસર બોલ્યા.

"શ્રુતિ, સ્મૃતિ, અને સૂત્રો વાંચ્યા પછી **अणुभाष्य, प्रकाश, रश्मि निबंध, विद्वन्मंडन, प्रस्थानरत्नाकर, प्रहस्त, शुद्धाद्वैत-मार्तण्ड** વગેરે વાંચવાની આપને હું ભલામણ કરું છું. એ સર્વે પુસ્તકો મેં આપને સારુ કાઢી મૂક્યાં છે તે સ્વીકારશો." ગોવિંદભટ્ટે કહ્યું.

"આપનો ઘણો ઉપકાર થયો," પુસ્તકો લેતાં પ્રોફેસર બોલ્યા.

પછી પરસ્પર નમન કરી, ફેરન્જ સાહેબ ગયા. નીતિસેન અધું સાંભળતો, અર્ધો વિચારમાં પડ્યો હતો, તેના તરફ જોઈ ગોવિંદ-ભટ્ટજીએ પૂછ્યું.

"કેમ, ભાઈ, શા વિચારમાં છે?"

"હું એ વિચારું છું કે આજે મને જે દર્શન થયાં તે સ્વપ્ન કે સત્ય? ઘણી વાર મંદવાડમાં, અજીર્ણમાં, કાચી ઊંઘમાં અને

બીજાં ઘણાં કારણોથી વિચિત્ર સ્વપ્નાં આવે છે, પણ તે કાંઈ સત્ય હોતાં નથી." વિચારગ્રસ્ત સ્થિતિમાંથી ચમકીને નીતિસેને કહ્યું.

"અને—નજરે જોયેલું પણ ખોટું પડે છે, માટે આંતર તેમજ બાહ્ય ઇન્દ્રિયોનો પ્રત્યક્ષ પુરાવો નકામો છે! કંઈ પણ ન માનતાં 'અજ્ઞાની' થવું બહુ સારું! એ નવો પંથ છે!" હસતાં હસતાં પુરુષોત્તમે કહ્યું:

તેના વાંસા પર હાથ મૂકીને ગોવિંદભટ્ટ બોલ્યા: "ભાઈ નીતિસેન, તારું કહેવું સત્ય છે." "ઇન્દ્રિયો દગો દે છે, માટે તેના પર આધાર રાખવો નહિ, બુદ્ધિ પણ ભ્રાન્ત થવાનો સંભવ છે, પણ જ્યારે ઇન્દ્રિયો, બુદ્ધિ, તારો પોતાનો અનુભવ, જેને કંઈ સ્વાર્થ નથી એવાં નિકટનાં સગાંવહાલાં, તારો સત્યવક્તા નાનો ભાઈ, તારી નાની નિષ્કપટી બહેન, હું, ભગવાનના સર્વે સ્વાર્થરહિત ભક્તો, શાસ્ત્રો અને વેદ એકે અવાજે એક વસ્તુની સાક્ષી પૂરે, ત્યારે પણ એ વસ્તુ ન માનવી એ ડહાપણ નહિ, પણ મૂર્ખતા કહેવાય. અરે, કદાચિત તે વસ્તુ ખોટી—અસત્ય હોય તો પણ છેતરાઈને માનવી તે ન માનવા કરતાં—નાસ્તિક થવા કરતાં—વધારે સારું છે. હું તને ફરીથી કહું છું કે તને જે દર્શન થયાં છે તે સત્ય છે, એ જ રસ્તે જવામાં તારું કલ્યાણ છે."

નીતિસેનની આંખોમાંથી આંસુનાં ઉષ્ણ ટીપાં પડયાં, અને તેની સાથે તેના સર્વે સંદેહ ભસ્મસાત થયા. નિર્મળ, પવિત્ર, શ્રદ્ધાળુ થઈ તે બોલ્યો: "મારી ખાતરી છે કે આપ મને સત્ય કહો છો. હું આપના વચન પ્રમાણે ચાલીશ."

"પ્રભુ તારું કલ્યાણ કરો," ગોવિંદભટ્ટ બોલ્યા.

એટલામાં કુસુમ હસતે વદને સામેથી દોડતી દોડતી આવીને સર્વેની સામે જોઈ સુસ્વરથી કહેવા લાગી:

"પિતાજી સર્વેને બોલાવે છે."

નીતિસેને બધાથી આગળ જઈ તેને ઊંચકી લીધી, અને તેને આનંદથી કોટી કરી પૂછ્યું:

"કેમ, પિતાજી શું કહે છે?"

"ગાર્ગીબાએ હસતાં હસતાં પિતાજીને કહ્યું કે 'આજે નીતિસેનભાઈ પર પ્રભુનો અનુગ્રહ થયો છે. અને વળી કહેતાં હતાં કે... (કાનમાં) 'તે અનુગ્રહનું નિમિત્તકારણ હું છું!' (ડોકું નીચે નમાવી નીતિસેનના મુખની સામે નિર્મળ વદને જોઈને) એ ખરી વાત, હેં મોટાભાઈ?" કુસુમે પૂછ્યું.

"હા, બહેન!"

હર્ષથી નાની બહેનનો ઉપકાર કબૂલ કરતો હોય તેમ આલિંગન કરી નીતિસેન બોલ્યો.

# ૬ : શાંતિ, શુષ્ક વેદાંત

પ્રશાંત વૃત્તિના શાંતિલાલ શેઠનું ચિત્ત સંસારાસક્ત ન હતું. પોતાને ઘેર લાખ્ખો રૂપિયાની મિલકત હતી. વાડીવજીફા, બંગલા, ગાડીઓ, મોટરો, મિલો અને કરોડોનો વ્યાપાર હતો. પણ એ શેઠ સદાસર્વદા નિશ્ચિંત રહતા. શ્રીકૃષ્ણાસક્ત ચિત્તથી હાથમાં માળા ફેરવતા **श्रीकृष्णः शरणं मम** એ અષ્ટાક્ષર મંત્રનો જપ કરતા સર્વ કાર્યો શાંતિથી કરતા, અને દ્રવ્યવાન છતાં, વ્યવહારકુશળ છતાં, દ્રવ્ય અને ઉપાધિનો ભાર એમના મસ્તક પર લેશ પણ ન હતો. **જે શુદ્ધ અંતઃકરણથી પ્રભુવિરહથી દુઃખી હોઈ દેહ, પ્રાણ, ઇન્દ્રિય, અંતઃકરણ અને તેના ધર્મ, દારા, આગાર, પુત્ર, આપ્ત, વિત્ત, આ લોક તથા પરલોક સર્વ પોતાના આત્માની સાથે પ્રભુને સમર્પણ** કરે છે, અને જે પ્રભુનો **દાસ થઈ ઈશ્વરની આજ્ઞા પ્રમાણે ચાલે** છે અને તેનો જ થઈ રહે છે, તેને પોતાનું કાંઈ ન રહેવાથી કંઈ પણ સંસારની ઉપાધિ ન રહે, તેમાં નવાઈ શી ? શાંતિલાલ શેઠને પ્રભુકૃપાથી, સત્સંગથી, પ્રભુનું શરણ સિદ્ધ થયું હતું, અને તેથી જ **असंग**રૂપ દૃઢ શસ્ત્રથી એમના સંસારવૃક્ષનું સમૂળ છેદન થઈ ગયું હતું. અને ઉપનિષદમાં જે શાંતિઃ શાંતિઃનો ઉચ્ચાર શ્રુતિઓ કરી રહી છે. તે શાંતિ એમને ઘણા સમયથી પ્રાપ્ત થઈ હતી, એટલું જ નહિ, પણ એમની સમક્ષમાં આવનાર સર્વ સજીવ તથા નિર્જીવ વસ્તુમાં પણ એક પ્રકારની શાંતિ પ્રસરતી, નિરવધિ સુખનો અનુભવ થતો, અને સર્વની સમતા તથા બ્રહ્મતા સ્ફુરતી.

જે અભેદને માટે અનેક પ્રકારના જ્ઞાનીઓ તલસે છે, જે અભેદનો અનુભવ ન છતાં મારીમચડીને મનને સમજાવી પટાવવામાં જ કૃતાર્થતા માનવામાં આવે છે, તે અભેદ અહીં શાંતિલાલ શેઠના અનુભવમાં આવતો, એટલું જ નહિ, પણ તેની સમક્ષમાં આવનાર વિદ્વાન કે વિદ્યાહીન, દ્રવ્યવાન કે દ્રવ્યહીન, શુષ્ક કે રસાર્દ્ર સર્વને સહસા તેનો અનુભવ થતો, અને સજીવ તો શું, પણ નિર્જીવ વસ્તુને પણ તે અભેદના સુખનો ભાગ મળતો. આથી શાંતિલાલશેઠના સર્વ વ્યવહારમાં તેની સાથે સંબંધમાં આવનાર સર્વ પર એક પ્રકારની જાદુઈ અસર થતી, અને તેની સાથે દગોફટકો કરવાની, કે સાચુંજૂઠું સમજાવવાની, કે બહારની સફાઈથી કામ કાઢી લેવાની કોઈ ઇચ્છામાત્ર પણ કરતું નહિ.

શાંતિલાલ શેઠની મિલોનો માલ ઘણો મોંઘો હોવા છતાં તે એકદમ ઊપડતો, કેમકે વ્યાપારીઓને તેમાં દગાનો ભય ન હતો. સેક્રેટરીઓ, સેલ્સમેનો, મેનેજરો વગેરે નિષ્કપટથી સારું કામ કરતા, કેમકે શેઠ પોતે કોઈ પણ પ્રકારનો ખાનગી લાભ લેતા નહિ, પણ ખરીદી, વેચાણ વગેરેમાં મળતાં ખાનગી કમિશનો મિલના જ હિસાબમાં જતાં. કામદારો સંતુષ્ટ હતા, કેમકે બીજી મિલો કરતાં પગાર વધારે મળતો, અને શેરહોલ્ડરો સુખી અને સંતોષી હતા, કેમકે તેમને સારું ડિવિડંડ મળતું, અને શેરનો ભાવ આઠગણો થયો હતો, તેમાં પણ શાંતિમિલનો શેર તો સોનાનો કટકો જ ગણાતો, અને બજારમાં ભાગ્યે જ મળતો.

શાંતિલાલ શેઠના કોઈ કારભારી, નોકર કે કામદારને કોઈ પ્રકારનું દુઃખ પડતું અને શેઠના જાણવામાં આવતું, તો શેઠ તેને બોલાવી, દ્રવ્યથી, દયાથી, સારી સલાહથી તેના મનનું સમાધાન કરતા. તેમાં સેંકડો કે હજારો રૂપિયાનો વ્યય થાય તો તેની સહેજ પણ દરકાર કરતા નહિ, અને પોતે આપેલી મદદ ખાનગી જ રાખતા. એમ

ખાનગી રાખવા છતાં શાંતિલાલ શેઠના પરોપકારની કીર્તિ સર્વ સ્થળે પ્રસરી હતી, અને વગરમાગે લોકમાં તેમ સરકારદરબારમાં એમને બહુ સારું માન મળતું. આમ છતાં શાંતિલાલ શેઠને તો અપમાન અને સન્માન સરખાં જ હતાં, કેમકે એઓનું ચિત્ત પ્રભુમાં હોઈ એઓ તો માનાપમાન બંનેની અંદરથી ઉપેક્ષા જ કરતા.

શેઠને બે પુત્ર અને એક પુત્રી છતાં માત્ર પુત્રી પર, કુસુમ પર, આત્મીયપણાનો ભાવ હતો. કુસુમનું સરળ, નિર્મળ, આહ્લાદજનક, રસમય મુખ જોઈ શેઠનું મોં મલકાતું, અને તેને ખોળામાં લઈ, છાતીસરસી દાબી, તેના ગુલાબી ગાલ પર ફરીફરીને ચુંબન લેતાં શેઠ ધરાતા નહિ. આથી એમ ન સમજવું કે શેઠને સંસારમાં પુત્રીમાં આટલી આસક્તિ હતી. કુસુમ પોતાની પુત્રી હતી, કે બાળક હતી, કે સુંદર હતી, તેથી શેઠનું મન તેના પર લોભાતું એમ નહિ, પણ કુસુમનો દૈવી જીવ, સંસારથી વિભિન્ન હોઈ, અત્યંત નિર્મળ હોઈ, તેની લાવણ્યતા, સુંદરતા અને રસમયતા કોઈક દૂરના લીલામય પ્રદેશનું ભાન કરાવતું. તેનો અતિકોમળ દેહ, પ્રભુનાં દર્શન, મનન અને કીર્તનમાં તન્મય પવિત્ર ઇન્દ્રિયો, પ્રાણ અને અંતઃકરણ રસમય પુરુષોત્તમના મંદિરરૂપ થઈ રહ્યાં હતાં. તે મંદિરમાં શાંતિલાલ શેઠને પ્રભુનાં દર્શન થતાં, અને તેથી જ ઉપર કહ્યા પ્રમાણે તેના પર આત્મીયપણાનો ભાવ હતો. ઘણાં વર્ષ સુધી શેઠને મન નીતિસેન અને પુરુષોત્તમ તો હતા ન હતા જેવા જ હતા. જ્યારથી ગોવિંદભટ્ટજીના સહવાસથી પુરુષોત્તમનું મન પ્રભુની તરફ વળ્યું, જ્યારથી તે પ્રભુની સેવામાં તન, મન અને ધન સર્વસ્વ સમર્પણ કરવા લાગ્યો, ત્યારથી જ પુરુષોત્તમ પર પણ શેઠનો આત્મીયપણાનો ભાવ થયો હતો, અને બોલાવવો હોય ત્યારે 'પુત્ર' 'પુત્ર' કહી બોલાવતા. બે પુત્ર છતાં તેમને મન તો એક જ પુત્ર હતો, કેમકે તે ભગવદીય હતો, અને તેથી જ પોતાનો તેની સાથે સંબંધ હતો. આથી નીતિસેન પર તેમનો અભાવ કે દ્વેષ હતો એમ ન હતું. કેમ

કે જેમને સર્વ પર દયા હોય તેમને કોઈ પર દ્વેષ તો હોય જ નહિ, તેમજ તેને મિલકતમાંથી ઓછો ભાગ આપવો વગેરે વિચાર તેમને સ્વપ્નમાં પણ આવતા નહિ; કારણ કે મિલકત હોવી ન હોવી, ઓછીવધતી હોવી, વગેરે તેમને મન સરખું જ હતું,—માત્ર જે અલૌકિક સંબંધ એક ભગવદીયનો બીજા ભગવદીયની જોડે સ્વાભાવિક રીતે હોય છે તે સંબંધ આ પિતાપુત્રને ન હતો. સંસારનો સંબંધ તો ઉપર કહ્યા પ્રમાણે ક્યારનો અસંગશસ્ત્ર વડે તૂટી ગયો હતો, તેથી તેની તરફ બીજી સર્વ સંસારની વસ્તુની માફક ઉપેક્ષા હતી એટલું જ. વિચારશીલ, ડાહ્યો નીતિસેન આ સર્વ સમજતો, અને પોતાના આચારવિચાર અત્યંત ભિન્ન છતાં, પિતાની રહેણીકરણી અત્યંત ભિન્ન છતાં, અને તે પોતાને નીરસ અને શુષ્ક લાગતા છતાં, કોઈ કોઈ વાર તેને તેમાં કંઈક ઉચ્ચતમ દિવ્યપણાનો ભાસ થતો, ત્યારે તે દિઙ્મૂઢ થતો. પણ આ સર્વ તેને ક્ષણમાત્ર થતું, અને તેનું મન પાછું સંસાર સુધારવા તરફ જ દોડતું. તોયે થોડા વખતથી એના મનમાં ઘણો ફેરફાર થઈ ગયો હતો.

**પુરુષોત્તમનાં તીવ્ર વચનોથી એનું મન જાગ્રત અને સચેતન થયું, ગોવિંદભટ્ટજીની બ્રહ્મવિદ્યાએ તેમાં પ્રવેશ કર્યો, ગાર્ગીનાં મૃદુ, મીઠાં અને શ્રદ્ધામય વચનોથી તેમાં દૃઢતા આવી અને કુસુમે તો હદ જ વાળી. પુરુષોત્તમે એને માર્ગનું સૂચન કર્યું, ગોવિંદભટ્ટજી સાવચેતી તથા સાવધાનતાથી એને માર્ગ પર દોરી લઈ ગયા. ગાર્ગીએ મૃદુતાથી એ માર્ગની રમણીયતા દર્શાવી, રુચિ કરાવી, કુસુમે એ માર્ગનો ફળાસ્વાદ એની શક્તિ પ્રમાણે એને કરાવ્યો,** અને જો કે નીતિસેન પ્રથમથી જ દૈવી જીવ હતો, તોપણ આજનો કૃતકૃત્ય થયેલો નીતિસેન તો કોઈ બીજો જ હતો. કાલુંકાલું બોલતી, નિર્મળ બાળક કુસુમ જ્યારે એને તેડીને આવતી હતી, ત્યારે એની મુખમુદ્રા પર જે કોમળ ભાવ પ્રદર્શિત થતા હતા, તે એણે

પહેલવહેલા જ અનુભવ્યા હતા. દીવાનખાનાના ખંડમાં આવતાં નીતિસેનનો હાથ છોડી, કુસુમ દોડતી દોડતી પિતા પાસે ગઇ. અર્ધે પગે પિતાની સામે ઘૂંટણ પર બેઠી, નાનકડા કોમળ હાથથી પિતાનું મુખ સહજ ઊંચું કરી તેની સામે બરોબર જોયું. આંખેઆંખ મેળવીને, ઉમળકાથી પરોપકારના આનંદથી ઊભરાતા મનોભાવથી હસતે વદને કહેવા લાગી: "ખરી વાત, પિતાજી, ગાર્ગીબા કહેતાં હતાં તે ખરી વાત ! મોટાભાઈ પણ કબૂલ કરે છે !" (ડોકું પાછું ફેરવી નીતિસેન-ની સામે હસતાં હસતાં જોઈ) મોટાભાઈ આજથી આસ્તિક થયા ! (ફરીથી પિતાની સામે જોઇ) "ત્યારે પિતાજી, મને શું ઇનામ આપશો ! ?" શાંતિલાલ શેઠે કુસુમને ખોળામાં લીધી, અને એક ક્ષણ નીતિસેનની સામે જોઈ રહ્યા. એના ચક્ષુમાંથી સંસાર અને તેની ઉપાધિ નીકળી ગયાં હતાં, **પ્રભુ પર આવેલી શ્રદ્ધાથી ચક્ષુ-માં શાંતિએ સ્થાન કર્યું હતું, અને ભગવદ્‌ગુણોનો આવિ-ર્ભાવ કંઈક કંઈક થવાથી તેમાં ભગવત્તેજ પણ આવ્યું હતું.** ભગવદીયનાં આ લક્ષણોથી શાંતિલાલ શેઠને તે આજે આત્મીય લાગ્યો, અને પોતે બહુ પ્રસન્ન થયા. પ્રસન્ન વદને કુસુમના મુખ તરફ જોતા તે બોલ્યા: "બહેન, તારે શું જોઇએ છે ? પ્રભુએ તને શું નથી આપ્યું ?"

નિર્મળ વિશાળ નેત્ર આખાં ઉઘાડી પિતાના મુખ તરફ હસતે વદને જોઈ કુસુમ બોલી: "કહું ?! કહું ?!"

શાંતિલાલ શેઠ તેના ઉત્કંઠાથી ઊભરાતા વદન તરફ જિજ્ઞાસાર્થી જોઈ રહ્યા અને બોલ્યા: "બહેન, સુખેથી કહે."

"આપણે, ગયે વર્ષે ગોકુળ ગયાં હતાં ત્યાં મને ફરી તેડી જાઓ. ત્યાં મને સારું ગમે છે, અને આનંદ આવે છે. અહીંની હવા ગંદી, ભારે અને મલિન લાગે છે, અને ત્યાં તો હસ્યા જ કરવાનું. કેમ ખરું કેની ?" કુસુમ બોલી. "હા કહોની ! તમને પણ ત્યાં બહુ

ગમતું, ઠાકોરજીની વાતો મને કહેતા, મારી પાસે રોજ બેત્રણ કલાક વેણુ વગડાવતા, અને યમુનાજીના તીર પર અને વૃંદાવનમાં પ્રભુનાં કીર્તનો ગાતા, રાસ કરાવતા અને નવી નવી ગમ્મત રોજ કરાવતા, અને અહીં તો જાણે મલિનતાના ભાર નીચે દબાઈ મૂંગા મૂંગા માળા ફેરવ્યા કરો છો, કેમ નહિ વારુ? ત્યારે આપણે ક્યારે જઈશું? હેં પિતાજી?"

શાંતિલાલે તેને પોતાના ખોળામાં જોરથી દાબી, તેની સામે જોઈ રહ્યા, પોતાનો જે મનોભાવ હતો તે જ પુત્રીએ કહી સંભળાવ્યો, તેથી આનંદથી ગળગળા થઈ ગયા, અને એક ઉષ્ણ અશ્રુનું બિન્દુ તેમના ચક્ષુમાંથી પડ્યું. કુસુમે તેમની સામે જોયું, અને પોતાના વિચારને, પ્રશ્નને, સંમતિ મળેલી સમજી જઈ તેણે વિશેષ પ્રશ્ન કર્યા નહિ.

મુંબઈનું વાતાવરણ શાંતિલાલશેઠની પ્રકૃતિને રુચતું નહિ. ઈર્ષ્યાઈ, દોંગાઈ, કઠોરતા, સ્વાર્થ, પાપ, વિષયોના આકર્ષણની મલિનતા, કલેશ, દુઃખ વગેરેની દુર્ગંધથી ભરાતું વાતાવરણ શાંત પ્રકૃતિના શાંતિલાલશેઠને ઘણું જ દુઃખમય લાગતું, અને પોતે બહાર જતા જ નહિ. સર્વદા દીવાનખાનામાં બેસી માળા લઈ પ્રભુનું નામ-સ્મરણ કરતા, અને કોઈ સંસારી જન આવી વૃત્તિને ખિન્ન કરે તો બારીની આગળ ઊભા રહી, સામે પ્રસરેલા અગાધ, પવિત્ર, શાંત સમુદ્રની મોટાઈ જોઈ પોતાનું મન મોટું કરી પોતાને ખિન્ન કરનારને અને ખિન્નતાને વીસરતા, અને પ્રભુમાહાત્મ્ય વિચારી પાછા પ્રેમપૂર્વક નામસ્મરણમાં જ લીન થતા.

નીતિસેન અને કુસુમની પાછળ વાતો કરતા ધીરેધીરે ગોવિંદભટ્ટ તથા પુરુષોત્તમ આવતા હતા.

"પ્રોફેસર સ્વભાવનો સારો" ગોવિંદભટ્ટે કહ્યું.

"અલબત" પુરુષોતમે કહ્યું: "નહિ તો તકરાર અને વિતંડાવાદ કરવા મંડી જાય."

"પશ્ચિમના વિદ્વાનો અહીંના પંડિતોની સાથે બહુ વાદમાં ઊતરતા નથી. વિચિત્ર પ્રશ્નો પૂછી આપણી વિદ્વત્તા જાણવાની તેમની જિજ્ઞાસા હોય છે, અને ગમે તેટલા તેમના વિચાર આપણા વિચારથી વિરુદ્ધ હોય તો પણ આપણને માઠું લાગવા દેતા નથી." ગોવિંદભટ્ટ બોલ્યા: "ફેરજજમાં વિશેષ એ હતું કે ખરું જાણવાની તથા સમજવાની ઇચ્છા તેનામાં કુંઠિત થઈ ન હતી, તેથી તેણે એક શિષ્યને ઘટતી નમ્રતા તથા સરળતાથી જ પ્રશ્નો કર્યા અને જેમજેમ તેના ઉત્તર તેને મળતા ગયા, તેમતેમ પોતાને મળતો સંતોષ અને આનંદ સ્પષ્ટ રીતે પ્રદર્શિત કરતો ગયો."

"ત્યારે એને માયાવાદમાં સંતોષ નહિ થયો હોય?" પુરુષોત્તમે પૂછ્યું.

"માયાવાદથી બુદ્ધિને ભ્રમ થાય છે, તેથી મનુષ્ય ગુંચવાઈ જાય છે અને ત્યાં અટકી પડે છે, પણ સંતોષ મળી શકતો નથી. ઘણાં વર્ષ ભ્રમવાદમાં ભ્રાન્ત થયલી બુદ્ધિ પાછી ઠેકાણે આવવી કઠિન છે, તેથી તેવી બુદ્ધિની આગળ સરળ શુદ્ધાદ્વૈતબ્રહ્મવાદની તેની સરળતા તથા સ્પષ્ટતાને લીધે જ, અવગણના થાય છે. તીવ્ર બુદ્ધિની સાથે સ્વભાવની સરળતાની પણ બ્રહ્મવાદ સમજવામાં જરૂર છે. અમાનિત્વ, અદંભિત્વ, અહિંસા, ક્ષાન્તિ, આર્જવ વગેરે જ્ઞાનનાં પ્રથમ પગથિયાં છે." ગોવિંદભટ્ટે કહ્યું.

"એણે ભક્તિ, પ્રભુ, વગેરેને વિષે કંઇ જ પ્રશ્ન ન કર્યા?" પુરુષોત્તમે પૂછ્યું.

"એ માયાવાદનો પ્રતાપ છે. પાશ્ચાત્ય વિદ્વાનોને શાંકર વેદાંત તે જ 'વેદાંત' એવી ખબર હોય છે. રામાનુજ, મધ્વ, નિમ્બાર્ક તથા આપણા આચાર્યવિષે કશી પણ ખબર હોતી નથી. હાલમાં

રામાનુજવિષે કંઇક અભ્યાસ તેઓ કરે છે, અને તેના ભાષ્યના અભ્યાસથી તેની ઉત્તમતા તેમને લાગવા માંડી છે." એમ કહી ગોવિંદભટ્ટે કહ્યું: "શંકરના કરતાં રામાનુજનું સૂત્રભાષ્ય વ્યાસજીના અર્થને વિશેષ અનુસરતું છે એમ કંઇક તેઓ હવે સમજવા લાગ્યા છે. અભ્યાસ થાય ત્યારે જ ખબર પડે કેની? માયાવાદમાં બ્રહ્મ નિર્ગુણ, અને જગત તથા તદંતર્ગત જીવ મિથ્યા, એટલે કોણ કોની ભક્તિ કરે? ભક્તિના ઉચ્છેદક માયાવાદનો અભ્યાસ કરી તેમાં ભ્રાન્ત થયલી બુદ્ધિ પ્રભુ તથા ભક્તિને ઓળખે જ ક્યાંથી? તથા તે વિષે પ્રશ્ન પણ શું કરે?"

"અલબત, આતો બહુ ખોટું" પુરુષોત્તમ બોલ્યો, "પણ હવે તો પ્રભુકૃપાથી પુષ્ટિમાર્ગના ઘણા ગ્રંથો પ્રકટ થયા છે. અણુ-ભાષ્ય–પ્રકાશ–રશ્મિનાં ચૌદ વોલ્યુમ પ્રકટ થયાં છે અને તેમાં શંકર, રામાનુજ, મધ્વ, વિજ્ઞાનભિક્ષુ, નિંબાર્ક, શૈવ વગેરે પહેલાંના સર્વે ભાષ્યોની બહુ સારી નિષ્પક્ષપાત રીતે સમીક્ષા કરી છે, અને રશ્મિ-કારે તો જે ઉપનિષદ્‌ની ઋચાનો વિચાર થતો હોય, તે સમગ્ર ઉપનિષદ્‌નો સીધો, સરળ અર્થ શું છે, તે ઘણે સ્થળે આપ્યો છે, અને એ પ્રમાણે અવકાશ મળતાં સર્વ મુખ્ય ઉપનિષદના શુદ્ધ અર્થ સમજાવ્યા છે. એટલે જેને તુલનાત્મક અભ્યાસ કરવો હોય તેને બહુ જ સુગમ માર્ગ મળી જાય છે. વળી શ્રીસુબોધિની પણ લગભગ સર્વ સાહિત્ય સાથે પ્રકટ થઇ ગયાં છે, અને તેનાં ભાષાંતર પણ કેટલાંક પ્રકરણનાં થયાં છે. વળી **નિબંધ**ના શાસ્ત્રાર્થ પ્રકરણ, સર્વ-નિર્ણય પ્રકરણ અને ભાગવતાર્થ પ્રકરણ તેના સાહિત્ય સહિત છપાયાં છે, એટલે શ્રીવલ્લભાચાર્યનો સિદ્ધાંત શો છે, તેની જિજ્ઞાસા કરનારને માટે માર્ગ ખુલ્લો છે. વળી વિદ્વન્મંડન, શૃંગારરસ મંડન, અણુભાષ્ય, નિબંધ, ષોડશ ગ્રંથ, સહસ્ત્રશ્લોકીભાવના, વગેરેનાં ભાષાંતર પણ પ્રાપ્ત છે; એટલે પુષ્ટિમાર્ગીય પ્રભુનું સ્વરૂપ, પ્રભુનો માર્ગ, પ્રભુ-કૃપાનું સ્વરૂપ, વગેરે સમજવાને પુષ્કળ સાહિત્ય મળી શકે છે, એટલે

જોકે મોડું થયું છે, તોપણ આધુનિક જનો તેનો લાભ લેવા માગે તો તેમને અશક્ય નથી.

આ સાહિત્ય આટલું મોડું પ્રકટ થવાથી સંપ્રદાયને અન્યાય થયો છે, અને ખાસ કરીને ગુજરાતને બહુ નુકસાન થયું છે.

રા. રા. **હરિ હર્ષદ ધ્રુવ** અને **કેશવ હર્ષદ ધ્રુવ** એ અત્યુત્તમ રસિક લેખકો પરમ ભગવદીય **નાગજીભાઈના** વંશજ હતા. જો આ સાહિત્ય એમને દૃષ્ટિગોચર થયું હોત, તો મીરાં અને નૃસિંહની ભક્તિનું રહસ્ય સમજ્યા હોત, અને લૌકિક રસને બદલે અલૌકિક રસના ભોક્તા થયા હોત. તેમજ 'સરસ્વતીચંદ્ર'ના વિદ્વાન લેખક **શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી** પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ **માધવરામના** પુત્ર હતા, જેમણે મુંબઈની પોતાની વ્યાપારની પેઢીનું 'કૃષ્ણવાસુદેવ'ની પેઢી એવું નામ રાખ્યું હતું. એ ધુરંધર લેખકને જો આ સાહિત્ય મળ્યું હોત, તો લૌકિક શૃંગાર, ઘરસંસાર, રાજ્યખટપટ વગેરે અનિત્ય વસ્તુઓ, અને શુષ્ક ધર્મવિચારોને બદલે તેમણે ગુજરાતને ભગવાનનો સાક્ષાત્કાર કરાવી, ભક્તિરસમાં ગરકાવ કરી, પોતાની ઉજ્જ્વલ કીર્તિ સમગ્ર ભારતવર્ષમાં પ્રસરાવી હોત, તે મીરાંની માફક ગિરિધરવરને વર્યા હોત, તેમણે દયારામની માફક ભગવાનના નિશ્ચયના સહેલને ભૂતલ પર આણી ગુજરાતને ભગવદ્ધામ બનાવ્યું હોત, અને '**દયારામના અક્ષરદેહ**'માં યોગને બદલે શ્રીવ્રજરત્નોની ભક્તિના ગૂઢભાવો દર્શાવ્યા હોત. ટૂંકમાં ગુજરાતના પ્રખ્યાત લેખકોનો મોટો ભાગ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનાં બીજ હતાં, અને તેમના જન્મસિદ્ધ સંસ્કારોને ખીલવનાર સાહિત્યના અભાવમાં તેમને અને તેથી ગુજરાતને બહુ મોટું નુકસાન થયું છે. પણ સર્વત્ર સંપૂર્ણ રીતે ઈશ્વરેચ્છા સ્વીકારનારને શોકનું કાંઈ કારણ નથી. આપણને સમજ ન પડે, તોપણ ઈશ્વર તો સર્વદા સર્વનું સારું કરે છે જ."

× × × ×

પુરુષોત્તમનો જૂનો મિત્ર વિચિત્રવીર્ય તેને મળવા આવ્યો હતો. તે ઘરમાં દીવાનખાનામાં બેઠો બેઠો તેની વાટ જોતો હતો, અને કુસુમની જોડે વાતો કરતો હતો.

"આજે **મારા** વિક્ટોરિયા ગાર્ડનમાં તમને સર્વેને લઈ જવાનો મેં વિચાર કર્યો છે," વિચિત્રવીર્યે કહ્યું.

"પણ સિપાઈ તમને અંદર જવા દેશે કે?" હસતાં હસતાં કુસુમે પૂછ્યું.

"કુસુમબહેન! મારી એમ મશ્કરી ન કરો. હજુ તમને ખબર નથી. મારા જેવા સંભાવિત આબરૂદાર સદ્‌ગૃહસ્થો ઘરધણીને દર મહિને નવ રૂપિયા ભાડું રોકડું આપે નહિ, તો ઘરધણી કર ક્યાંથી ભરે? અને કર ન ભરાય તો મ્યુનિસિપાલિટી બાગની માવજતને સારુ પૈસા ક્યાંથી લાવે? મ્યુનિસિપાલિટી તે કોણ? **હું જ.**" એમ કહી વિચિત્રવીર્યે ચલાવ્યું: "અંગ્રેજીમાં તો એને 'સેલ્ફ-ગવર્નમેન્ટ' એટલે 'સ્વરાજ્ય' કહે છે. 'સ્વ' એટલે હું અને મારું, માટે **માળી, સિપાઈ તથા બાગના સર્વ નોકર મારા નોકર છે, બાગ મારો છે, તેમ જ આ સુંદર મુંબઈ શહેરના રસ્તા, એની ભવ્ય રોશની વગેરે સર્વ મારાં જ છે.** અરે! અમેરિકામાં તો રેલવે, ટેલિગ્રાફ, સ્ટીમરો વગેરે સર્વના માલિક મારા જેવા સમજુ માણસો જ છે!"

"અને આ ઘર પણ તમારું અને દુનિયા પણ તમારી!" વધારે હસીને કુસુમ બોલી.

"કુસુમબહેન, એમાં તે મેં શું ખોટું કહ્યું? આ ઘર **બ્રહ્મ**, દુનિયા **બ્રહ્મ**, અને હું પણ **બ્રહ્મ**. માટે આ સર્વ મારું, એમાં શું આશ્ચર્ય?" વિચિત્રવીર્યે કહ્યું.

**"ત્યારે તો તમે દુનિયાના ધણી પરમેશ્વર!"** હસતાં હસતાં કુસુમે કહ્યું.

"બહેન, તમે ખરી વાત કહી. જીવશિવમાં કંઈ ફેર નથી, વેદમાં તો પાને પાને, લીટીએ લીટીએ, અને અક્ષરે અક્ષરે કહ્યું છે કે '**अहं ब्रह्माऽस्मि !**' આ તો લોકોને મિથ્યા ભ્રમ થયો છે!" વિચિત્રવીર્યે કહ્યું.

"ત્યારે પરમેશ્વરને વળી ભાડું આપવું પડે કે?" હસતાં હસતાં કુસુમે પૂછ્યું.

"આખી દુનિયાના માલિકને તે વળી એક ઓરડીનું નવ રૂપિયા ભાડું આપવું પડે કે?" પુરુષોત્તમે પૂછ્યું.

વિચિત્રવીર્ય ગૂંચવણમાં પડી ગયો.

"અરે હા! વિચિત્રભાઈ ભાડું ન ભરે તો મુંબઈમાં દીવાબત્તી ન થાય, બધે અંધારું થઈ જાય! તેથી મુંબઈના લોકોની પર દયા કરીને ભાડું ભરે છે! એમની તો આખી દુનિયા ઉપર કૃપા છે!" હસતાં હસતાં કુસુમ બોલી.

"કુસુમબહેન, ખરું પુછાવો તો આ દુનિયા જ મિથ્યા છે!" વિચિત્રવીર્યે કહ્યું.

"**ત્યારે તો તમારો બાગ મિથ્યા!!**" ખડખડાટ હસીને કુસુમે કહ્યું.

"હા, બહેન હા. બાગ પણ મિથ્યા, ખાવુંપીવું પણ મિથ્યા, દુનિયા પણ મિથ્યા, અને આ શરીર પણ મિથ્યા," વિચિત્ર-વીર્યે કહ્યું.

"ત્યારે તો **તમારું મોં પણ મિથ્યા,** અને **બોલવું પણ મિથ્યા!**" હસતાં હસતાં કુસુમ બોલી.

"હા, બહેન, હા. આપણા વેદવેદાંતમાં તો એમ જ કહ્યું છે. જે દેખાય છે, તે તો માયા છે," વિચિત્રવીર્યે કહ્યું.

"તે માયા તો મિથ્યા નહિ ને?" પુરુષોત્તમે પૂછ્યું.

"તે તો સત્ય અને અસત્ય બંને," વિચિત્રવીર્ય બોલ્યો.

"એટલે વિચિત્રભાઈના જેવી વિચિત્ર!" હસતાં હસતાં કુસુમ બોલી.

"અરે, એ માયાના પ્રતાપથી તો આ દુનિયા ચાલે છે."

"વિચિત્રને વિચિત્રના ઉપર જ પ્રેમ હોય!" હસતાં હસતાં કુસુમ બોલી.

"ત્યારે બ્રહ્મ શું?" પુરુષોત્તમે પૂછ્યું.

"બ્રહ્મનું તો વર્ણન જ ન થાય, વર્ણન કર્યું કે બ્રહ્મ માયા થઈ જાય!" વિચિત્રવીર્ય બોલ્યો.

"દુનિયા તો બધી માયાથી થાય, ત્યારે બ્રહ્મ શું કરે?" કુસુમે પૂછ્યું.

"બ્રહ્મ શું કરે? કંઈ નહિ."

"બ્રહ્મ ઊંઘે અને નસકોરાં બોલાવે!" ખડખડાટ હસતાં હસતાં કુસુમે કહ્યું.

"ના, બહેન, ના. વિચિત્રભાઈનું વિચિત્ર બ્રહ્મ તો ઊંઘેયે નહિ અને જાગેયે નહિ, બોલેયે નહિ અને ચાલેયે નહિ. બ્રહ્મ વિષે કંઈ બોલ્યા કે જાદૂમંત્રથી તેની માયા થઈ જાય!" પુરુષોત્તમ બોલ્યો.

કુસુમ અને પુરુષોત્તમ બન્ને ખડખડાટ હસી રહ્યાં.

"તમે બંને ગમે તેટલું હસો, પણ જો વેદવેદાંત સત્ય હોય તો મારું કહેવું અક્ષરશઃ સત્ય છે," વિચિત્રવીર્યે કહ્યું.

"પણ દુનિયા મિથ્યા તો વેદવેદાંત સત્ય ક્યાંથી થયાં? તે પણ મિથ્યા જ!" હસતાં હસતાં પુરુષોત્તમે કહ્યું.

"વિચિત્રભાઈ, બધું મિથ્યા મિથ્યા કહી ઉડાવો નહિ. મારે તો તમારા બાગમાંનાં મેના, પોપટ, પેલી ઝીણીઝીણી હીંચકા ખાતી વલ્લીઓ, ઝીણાઝીણા ભાતભાતના છોડવા—બધું—જોવું છે," હસતાં હસતાં કુસુમ બોલી.

"તો હું નોકરને મોટર તૈયાર કરવા હુકમ આપું છું," વિચિત્રવીર્યે કહ્યું.

એમ કહી વિચિત્રવીર્ય નીચે ગયો. ગરીબ માબાપનો પુત્ર હોવાથી પુરુષોત્તમની ઉદાર મદદથી પુરુષોત્તમની સાથેસાથે ભણી એ ગ્રેજ્યુએટ થયો હતો, પણ એનું મગજ બહુ ઊંચા પ્રકારનું ન હતું. મોટા વિચારોમાં તે ઝંપલાવતો, અને બધાનો ખીચડો કરતો, તેથી હાસ્યપાત્ર થતો. મોટર તૈયાર થતાં પુરુષોત્તમ, કુસુમ અને વિચિત્રવીર્ય નીતિસેનને સાથે લઈ બાગમાં ગયાં.

## ૭ : ભાગવતધર્મ, ગોપિકા વિષે શંકા, સમાધાન

બાગના અંદરના દરવાજાની આગળ મોટર ઊભી રાખી સર્વે અંદર ગયાં. કુસુમ સર્વેથી આગળ દોડતી દોડતી ગઈ અને જમણી બાજુ તરફ વળી. બરફ જેવાં સફેદ બગલાં અને બીજાં પક્ષીઓને જોતી તે થોડી વાર ઊભી રહી. ત્યાં એક સુંદર વહેળો વહેતો હતો. તેની બંને બાજુ પર પુષ્કળ ઝાડો હતાં, અને સામી બાજુ પર જવાનો લાકડાનો નાનો સરખો પુલ હતો. તે ઉપર થઈ તે આનંદ-માં આગળ ચાલી. સામે જ પાંજરામાં કુસુમની વહાલી, સુંદર ભાત-ભાતના રંગની ઝીણી ચકલીઓ ચીંચીં કરી રહી હતી અને હીંચકા ખાતી હતી. જો કુસુમનું ચાલત તો એ પણ ચકલી થઈ પોતાની નાની સહિયરોની સાથે હીંચકા ખાવા અને કલકલ કરવા મંડી જાત. એ નિર્દોષ નાનાં પક્ષીઓ અને નિર્મળ કુસુમની વચ્ચે સ્વાભાવિક સામ્ય હતું, અને પોતાથી ચકલી થવાય એવું ન હોવાથી એ નિર્દોષ ચકલીઓને પોતાની સાથે રાખવાનું એને બહુ મન થતું. પહેલાં એણે પુરુષોત્તમને બેત્રણ વાર કહ્યું હતું કે આવી ચકલીઓ આપણા કૃષ્ણોદ્યાનમાં લાવો, પણ કૃષ્ણોદ્યાનની જોડે રેલવેની સડક હોવાથી, ગાડીના ઘોંઘાટમાં આ સુંદર પક્ષીઓને રાખવાનું પુરુષો-ત્તમને ગમતું ન હતું, તેથી તેણે એ વાત કાન પર ધરી ન હતી. આજે પાછી કુસુમે એ વાત કાઢી. વિચિત્રવીર્યની સામે જોઈ તે બોલી:

"વિચિત્રભાઈ, હું નાનાભાઇને કેટલીયે વાર કહી ચૂકી કે, આવી ચકલીઓ આપણા કૃષ્ણોદ્યાનમાં લાવો; પણ એ લાવતા જ નથી."

"બહેન, મને કહ્યું હોત તો હું જરૂર આણી આપત," નીતિસેન પ્રેમથી તેની સામે જોઈ બોલ્યો.

"કુસુમબહેન, ચકલીઓની સોબતમાં તમે પણ ઊડતાં શીખી ચકલી થઈ ઊડી જાઓ ત્યારે? માટે પુરુષોત્તમભાઈ ન લાવ્યા એ બહુ સારું કર્યું," વિચિત્રવીર્યે કહ્યું.

"હું તો એમ નથી લાવ્યો કે વિચિત્રવીર્ય આ **એમના બાગમાંથી** આ **એમની ચકલીઓ** આપણા બાગમાં મૂકી દેશે, એટલે બીજી આણવાની જરૂર જ નથી!" પુરુષોત્તમે કહ્યું.

"પુરુષોત્તમભાઈ, તમે એમ મને પજવો નહિ. તમારા કહેવા પ્રમાણે આ બધું બ્રહ્મ છે, નહિ વારુ?" વિચિત્રવીર્યે ખિજવાઈને પૂછ્યું.

"બેશક."

"ત્યારે હું પણ બ્રહ્મ અને આ ચકલીઓ પણ બ્રહ્મ."

"નિઃસંદેહ."

"ત્યારે એ ચકલીઓ વસ્તુતઃ મારી જ, એમાં શું આશ્ચર્ય?"

"શાબાશ! ઠીક કર્યું, વિચિત્ર!"

"ભાઈ વિચિત્રવીર્ય, એથી તો એમ થયું કે તું અને ચકલીઓ બન્ને બ્રહ્મ, એટલે તું અને ચકલીઓ બન્ને સરખાં. ચકલીઓ તારી, કે તું ચકલીઓનો, એવું કંઈ ઘટતું નથી. પુરુષોત્તમ! મનુષ્ય અને ચકલીઓ બન્ને સરખાં?" નીતિસેને પૂછ્યું.

"હા, બન્ને વસ્તુતઃ બ્રહ્મ છે, તેથી સરખાં. એ સરખાપણું જે સમજે અને અનુભવે તે જ બ્રહ્મવિદ કહેવાય," પુરુષોત્તમે કહ્યું. ગીતાના છટ્ટા અધ્યાયના ૨૯ મા શ્લોકમાં કહ્યું છે કે:

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥**

અર્થાત્ યોગથી યુક્ત જેનો આત્મા છે, જે સર્વત્ર સમતાનાં

દર્શન કરે છે, તે સર્વ પ્રાણીમાં પોતાના આત્માને અને પોતાના આત્મામાં સર્વ પ્રાણીને જુએ છે.

વળી પાંચમા અધ્યાયના ૧૯ મા શ્લોકમાં કહ્યું છે કેઃ—

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः॥**

અર્થાત્ જેમનું મન સમતામાં છે, તેમણે અહીં જ સર્ગને જીત્યો છે. બ્રહ્મ નિર્દોષ અને સમ છે, તેથી તે બ્રહ્મમાં જ રહ્યા છે.

અને એની જ ઉપરના ૧૮ મા શ્લોકમાં સ્પષ્ટ કહ્યું છે કે—

**विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि।**
**शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः॥**

અર્થાત્ વિદ્યા અને વિનયવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં અને ચાંડાળમાં પણ પંડિતો સમતાનું દર્શન કરે છે, માટે મનુષ્યો અને ચકલીઓ સમ—સરખાં—એમાં કંઈ પણ આશ્ચર્ય નથી.

જેમ સુવર્ણનાં કડાં, કંઠી, કુંડલ વગેરે અલંકાર બનાવીએ અને તેનાં જુદાંજુદાં નામરૂપ તથા ઉપયોગ છતાં વસ્તુતઃ તે સર્વે સુવર્ણ જ છે, તેમ મનુષ્ય, પશુપક્ષીઓ, વનસ્પતિ તથા સર્વે ભૌતિક પદાર્થોનાં નામરૂપ અને ઉપયોગ જુદાંજુદાં છતાં વસ્તુતઃ સર્વ બ્રહ્મ જ છે. એ સર્વે બ્રહ્મનાં અવિકારી પરિણામ છે. જેમ મૃત્તિકાનાં—માટીનાં—ઘડા, કોડિયું વગેરે સર્વ વસ્તુતઃ માટી જ છે, તેમ જડ, જીવ વગેરે સર્વે વસ્તુતઃ બ્રહ્મ જ છે. માટે હું, તું, બાગ, ચકલીઓ, પુણ્યવાન સાધુઓ તથા પાપી ચાંડાળ સર્વે એકસરખાં બ્રહ્મ છે, એમાં ઉચ્ચનીચ કોઈ નથી.'' પછી વિચિત્રવીર્યની સામે જોઈ તેણે કહ્યું: '' એમાંથી **ચકલીઓ તારી** એવો ભાવાર્થ નીકળતો નથી. જ્યાં સુધી **આ મારું ને આ તારું** એવો ભાવ રહે છે, ત્યાં સુધી આ બ્રાહ્મી સ્થિતિ અનુભવાતી નથી.''

આ વાતો આમ ચાલતી હતી, એટલામાં કુસુમ દોડતી દોડતી મોરના પાંજરા આગળ પહોંચી ગઈ અને ઊભા ઊભા મોર કળા

કરતા હતા તે જોવા લાગી. ત્યાંથી બધાને બૂમ પાડી તે આગળ લતામંડપમાં જઈ બાંકડા પર બેઠી. પાછળથી સર્વે ત્યાં આવી શીતળ પવનની લહેરમાં સામા સામા બાંકડા પર બેઠા. નીતિસેન વિચારમાં પડ્યો હતો, તે બોલ્યો:

"પુરુષોત્તમ! આ બ્રહ્મજ્ઞાનમાં તો બધું સરખું એટલે સુખદુઃખ, હર્ષશોક વગેરે કંઈ જ નહિ, તેથી હૃદયના ભાવો પણ દબાઇ જાય, હૃદય તો પથ્થરવત્ જડ થઈ જાય. કાલિદાસે '**वेदाभ्यासजडः कथं नु विषयव्यावृत्तकौतूहलः**' × વગેરેમાં વેદાભ્યાસથી જે જડતા પ્રાપ્ત થવાનું લખ્યું છે તે વાસ્તવિક લાગે છે."

એટલામાં સામેથી પુરુષોત્તમે પ્રો. ફેરજજને આવતા દીઠા. તેમને નમ્રતાપૂર્વક આદરસત્કારથી બન્ને ભાઇઓએ પોતાની પાસે બેસાડ્યા. બીજી પરચૂરણ વાતો કરી પ્રો. ફેરજજે ગોવિંદભટ્ટજીની ઘણી પ્રશંસા કરી. તેમના ઊંડા જ્ઞાન તથા અનુભવ વિષે પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો, અને બંને ભાઇઓને ઉદ્દેશીને કહ્યું:

"એમના જેવા ગુરુ મળવાથી તમને અત્યંત લાભ છે."

"હા, જી; પણ તેમની વિદ્યા શીખવાને યોગ્ય થવું એ મનુષ્યના હાથમાં નથી. મનુષ્યના સંસ્કારો તેને જ્યાં લઈ જાય, ત્યાં જ તે વશે કે કવશે જાય છે. કોઈ વ્યાકરણ, કોઈ ગણિત, કોઈ ઇતિહાસ એમ પોતપોતાના ઇષ્ટ વિષયોની તરફ પ્રાક્તન સંસ્કારથી તેમની બુદ્ધિને અનુસરી તેઓ જાય છે. પ્રભુએ અમને ગુરુ પણ આપ્યા, તથા તત્ત્વજ્ઞાન મેળવવાની ઉત્કંઠા આપી, તેથી તેમની મહાકૃપા અમારા પર છે," પુરુષોત્તમ બોલ્યો.

"સાહેબ, મારે સ્પષ્ટ કહેવું જોઇએ કે હું એટલો ભાગ્યશાળી નથી. મને હાલમાં જ તત્ત્વજ્ઞાન તરફ કંઇક વૃત્તિ થઈ છે, અને નવી

---

× વેદાભ્યાસથી જડ થઈ ગયેલો, અને વિષયમાંથી જેનું કુતૂહલ જતું રહ્યું છે.

નવી શંકાઓ મનમાં ઉત્પન્ન થાય છે. તત્ત્વજ્ઞાન હૃદયને જડ કરે છે એવી શંકા વિષે મેં હમણાં જ પુરુષોત્તમને વાત કરી," નીતિસેને કહ્યું.

"તે કેવી રીતે?" પ્રો. ફેરજજે પૂછ્યું.

"હું આપને કહું. નીતિસેનભાઈનું કહેવું એમ છે કે જો બધું બ્રહ્મ માનીએ, પંડિત તથા મૂર્ખ તરફ સમાનદૃષ્ટિ રાખીએ, સુખ-દુઃખ અને હર્ષશોક ન ગણીએ, તો પછી હૃદય જડ થઈ જાય. મૃદુતા અને કઠોરતા, કૃતજ્ઞતા અને કૃતઘ્નતા, સૌંદર્ય અને વિરૂપતા સર્વે સમાન ગણીએ, તો કળાકૌશલ્ય, કેળવણી, સર્વે નાશ પામે અને સર્વવિપ્લવ થાય. કેમ એમ જ કે નહિ, મોટાભાઇ?" પુરુષોત્તમે પૂછ્યું.

"હા, એમ જ," નીતિસેને કહ્યું.

"એ શંકા નિર્મૂળ નથી. શંકર એનો પરિહાર વ્યવહાર અને પરમાર્થને ભિન્ન માની કરે છે. એના કહેવા પ્રમાણે તો પ્રપંચ મિથ્યા છે, એટલે વાસ્તવિક રીતે—પરમાર્થતઃ—હૃદયને સ્થાન જ નથી. કોણ કોનો હર્ષશોક કરે? શા માટે? બીજી રીતે વિચારીએ તો યોગશાસ્ત્ર પણ ચિત્તવૃત્તિનો નિરોધ કરવાનું કહે છે. તેનો અર્થ પણ એમ કે સુખદુઃખથી સારાનરસાથી, અને મનની વૃત્તિ અને હૃદયને ચલાયમાન ન થવા દેવું, સમતા ધારણ કરવી. તો તેથી પણ જડતા-દોષ પ્રાપ્ત થવાનો જ. મારું પણ માનવું એમ છે કે હિંદુધર્મમાં હૃદયને સ્થાન નથી. આ જ કારણને લીધે કેટલાક ખ્રિસ્તીધર્મને હિંદુધર્મના કરતાં શ્રેષ્ઠ માને છે," વિચાર કરીને પ્રોફેસર ફેરજજ બોલ્યા.

પ્રોફેસરની સામે નમ્રતાપૂર્વક જોઈ પુરુષોત્તમે કહ્યું, "હું કાંઇ વિદ્વાન કે તત્ત્વવેત્તા નથી. પણ મેં એ બાબત પર કંઇક વિચાર કર્યો છે, અને મારું માનવું એથી તદ્દન ઊલટું જ છે. આપને ગોવિંદ-ભટ્ટજીની સાથે એ બાબતમાં કંઈ પ્રસંગ ન નીકળ્યો એ ખેદકારક છે, મને તે જ સમયે એ વિચાર આવ્યો હતો." પછી નીતિસેનની સામે

જોઇ તે બોલ્યોઃ “ભાઇ, તમારી શંકાનું મૂળ કાળિદાસની પંક્તિ છે તે તપાસીએ. વેદાભ્યાસથી હૃદય ખરેખર જ જડ થતું હોય તો તેવા હૃદયનો મનુષ્ય મનોહર સ્વરૂપ કેમ નિર્માણ કરી શકે? નહિ જ. વસ્તુતઃ વિશ્વામિત્રનાં મન અને હૃદય વેદાભ્યાસથી દૃઢ અને સમર્થ થયાં હતાં. સંસારમાંથી વિરક્ત થઇ જેનું મન પ્રભુમાં લીન થાય તેને પ્રભુના પ્રભુત્વ, ભગવત્ત્વ, આદિ સર્વે ગુણ પ્રાપ્ત થાય એમાં શું આશ્ચર્ય? એવા મનુષ્યોની, ઋષિમુનિઓની સંનિધિમાં મનુષ્યોને તો શું, પણ પશુપક્ષીઓને પણ અભય અને શાંતિ પ્રાપ્ત થાય છે.” હવે પ્રો. ફેરજજની ભણી જોઇ તેણે કહ્યું: “યોગાભ્યાસથી ચિત્ત જડ થતું નથી, પણ તે વીર્યવત અને દૃઢ થાય છે. સુંદરતા, કોમળતા, દયા, વગેરે ભાવો એવા દૃઢ હૃદયમાંથી જેવા ઉદ્ભવે છે તેવા સંસારી હૃદયમાંથી ઉદ્ભવતા નથી. હૃદયને જડ, કઠોર, નિર્દય કરવાથી વિરક્ત થવાતું નથી પણ જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ વગેરે દુઃખના દોષના અનુભવથી સંસારમાંથી સ્વાભાવિક વિરક્તિ પ્રાપ્ત થાય છે અને ચિત્ત પ્રભુમાં લીન થાય છે. તેથી તે વીર્યવત્તર થાય છે. અર્થાત્ ચિત્તવૃત્તિના નિરોધથી જડતા પ્રાપ્ત થાય એ ભ્રાંતિ છે, અને યોગશાસ્ત્ર અને વેદાંતશાસ્ત્ર ઉપરના આક્ષેપ નિર્મૂળ છે.”

“ત્યારે પંડિત અને મૂર્ખને સમાન ગણવા એનો અર્થ શો?” નીતિસેને પૂછ્યું.

“એ બંને મિથ્યા, માટે સમાન,” વિચિત્રવીર્ય વચમાં બોલી ઊઠ્યો.

“પંડિત અને મૂર્ખને સમાન ગણવાનો અર્થ એવો નથી કે તે બંનેનું તારતમ્ય ભૂલી જવું. સુખદુઃખને સરખાં ગણવાનો અર્થ એવો નથી કે હૃદયને જડ કરવું. પણ એનો અર્થ એમ થાય છે કે હું કોણ, આ સર્વ પ્રપંચ શું છે વગેરેનો વિચાર કરવો, તેનું મૂળ શોધવું, અને જ્યારે બહુ જન્મને અંતે ‘**वासुदेवः सर्वम्, सर्वं**

**खल्विदं ब्रह्म**' એમ તત્ત્વવિજ્ઞાન થઈ પ્રભુપ્રાપ્તિ થાય, ત્યારે જ સમતા સ્ફુરે. તે જ ખરી સમતા. આવી સમતા પ્રાપ્ત થાય ત્યારે જ આ સર્વ પ્રપંચ બ્રહ્મમાંથી તેની ઇચ્છા પ્રમાણે ઉદ્ભવે છે, અને તેમાં જ લીન થાય છે, અને હાલની સર્વ પ્રપંચની ઉચ્ચનીચ વસ્તુઓની સ્થિતિ બ્રહ્મની આવિર્ભાવતિરોભાવશક્તિથી જ છે એમ વિજ્ઞાન થાય, બ્રહ્મ સર્વેના નિયંતા છે, '**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति। भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया**' એમ વિજ્ઞાન થાય, ત્યારે જ ઇશ્વરે આપેલા સુખદુઃખમાં કંઈપણ હર્ષશોક ધરવાનું કારણ નથી, એમ સ્પષ્ટ થાય." આમ કહી પુરુષોત્તમે આગળ ચલાવ્યું:

"પંડિતતા અને મૂર્ખતાનું તારતમ્ય ભૂલી જવું એમ નહિ, સુખ અને દુઃખની ભિન્નતા ભૂલી જવી એમ નહિ, પણ તેનાં કારણ શોધવાં, અને શોધતાં શોધતાં છેક ઊંડા ઊતરી તેનું મૂળ મેળવવું, અને એ તારતમ્ય અને ભિન્નતાની છેક તળે રહેલી સમાનતા મેળવી, અનુભવી, શાંતિ પ્રાપ્ત કરવી, એનું નામ તત્ત્વજ્ઞાન. ભગવાન પોતે જ પોતામાંથી અંશરૂપ જીવોને વ્યુચ્ચરણ કરાવી, તેને ઉચ્ચનીચ લિંગ-દેહ મોક્ષની અવધિ પર્યંતનો આપી વિવિધ પ્રકારની ઉચ્ચનીચ ક્રીડા આનંદથી કરે છે, અને આમ સર્વ **आनंदमय** હરિની લીલા છે એમ સમજવું, એનું નામ શુદ્ધ તત્ત્વજ્ઞાન. એવું જ્ઞાન આપણા વડીલોએ પ્રાપ્ત કર્યું છે, અને તે પ્રાપ્ત કરવાનાં સાધન—શાસ્ત્રો—આપણે સારુ મૂકી ગયાં છે; એટલું જ નહિ, પણ હાલમાં પણ તે જ્ઞાન અને એવા તત્ત્વજ્ઞાની—બ્રહ્મજ્ઞાની—વિદ્યમાન——"

"શાબાસ, શાબાસ, પુરુષોત્તમ! ઠીક કર્યું. તારા જેટલી નાની વયમાં આવું જ્ઞાન પ્રાપ્ત કરવું, પોતે સ્પષ્ટ સમજવું, અને બીજાને બરોબર સમજાવવું અને તેની ભૂલો ખુલ્લી દર્શાવી આપવી, એ દુર્ઘટ કાર્ય તેં ઘણું સારી રીતે કર્યું છે. તને જોઇને મારું હૃદય બહુ પ્રફુલ્લિત થાય છે," પ્રો. ફેરજજે કહ્યું. "આર્યાવર્ત

તત્ત્વજ્ઞાનની ભૂમિ છે, એ તારા અલ્પ વયમાં મેળવેલા જ્ઞાનથી તેં સિદ્ધ કરી આપ્યું. વારુ, યોગ તથા વેદાંતશાસ્ત્ર ચિત્તને જડ કરતાં નથી પણ દૃઢ કરે છે એ હું સમજ્યો, પણ હૃદયના સુંદર ભાવો જે ક્રિશ્ચિયાનિટીમાં પ્રભુપરત્વે યોજવામાં આવે છે, તે યોગ તથા વેદાંતમાં છે? ક્રિશ્ચિયાનિટીની સુંદરતા, સરળતા, કોમળતા, પ્રેમ અને સ્નેહ હિંદુધર્મમાં છે?"

પ્રો. ફેરજજને નમન કરીને પુરુષોત્તમે દૃઢતાથી કહ્યું: "હા જી, છે. સાયન્સ અને આર્ટ, જ્ઞાન અને ક્રિયા, બંને પક્ષથી હિંદુ-ધર્મ એટલો તો સુંદર અને સંપૂર્ણ છે કે એવી સુંદરતા અને સંપૂર્ણતા અન્ય ધર્મમાં નથી. શુષ્ક, હૃદયશૂન્ય ગણિતશાસ્ત્રીને પણ હિંદુધર્મ મોક્ષદ્વાર દેખાડે છે, સામાન્ય સંસારી જીવને હિંદુધર્મ મુક્તિને રસ્તે દોરી લઈ જાય છે, મૃદુ રસિક મનુષ્યના હૃદયને સંપૂર્ણ રીતે ખીલવી, વિકાસ પમાડી, રસમય પ્રભુ સમક્ષ લઈ જાય છે અને સંપૂર્ણ સ્વરૂપાનંદનું દાન કરે છે. હૃદયની સુંદરતા જેટલી હિંદુધર્મમાં બિલકુલ સંકોચ વિના સંપૂર્ણપણે ખીલેલી છે, તેટલી ઇશ્કમાં મસ્ત સૂફીઓ પણ ખીલવી શક્યા નથી. (સૂફીઓની મસ્તી પણ ભરતખંડ-ની જ પ્રસાદી છે) એટલું જ નહિ, પણ હૃદયની બીજી આસુરી વૃત્તિઓ, અસૂયા, ઈર્ષ્યા, લોભ વગેરેને પણ હિંદુધર્મે મોક્ષપ્રાપ્તિમાં યોજી છે. હિંદુધર્મ જેવો, પંડિતને તેમજ બાળકને સર્વને માન્ય બીજો ધર્મ જડવો મુશ્કેલ છે."

"મને લાગે છે કે એ હિંદુધર્મ મારા જેવો જ વિચિત્ર હોવો જોઈએ!" વિચિત્રવીર્ય બોલ્યો.

"મને તારા બોલવામાં સત્ય કરતાં પક્ષપાત વધારે જણાય છે," નીતિસેને કહ્યું.

"તમને એમ લાગવાનું કારણ શાસ્ત્રનું અજ્ઞાન છે. હું સત્ય કહું છું કે પક્ષપાત કરું છું તે તમને શાસ્ત્રોનું અધ્યયન અને મનન

કર્યા વગર કેમ માલૂમ પડે? સાંભળો. ઘટપટની ખટપટ આપણાં શાસ્ત્રોમાં કોઈ પણ શુષ્ક તર્કશાસ્ત્રી અથવા ગણિતશાસ્ત્રીનું માથું ભાંગવાને પૂરતી છે એ સર્વને વિદિત છે. સૂક્ષ્મ બુદ્ધિને સંતોષ આપે એવા સર્વે ચમત્કાર આપણાં શાસ્ત્રોમાંથી મળશે," પુરુષોત્તમે વળી આગળ કહ્યું: "શૂન્યહૃદયના એવા શાસ્ત્રીઓ અણુ, દ્વયણુક, ત્ર્યણુકનો દીર્ઘ વિચાર કરતા કરતા, કાર્યકારણોની શૃંખલા યોજતા યોજતા, તત્ત્વોનો સૂક્ષ્મ વિચાર કરતા કરતા, કર્મોની વિચિત્રતા વગેરેનું મનન કરતા કરતા, પોતાના જેવા હૃદયજડ મનુષ્યોની સાથે દરરોજ તર્કના હથોડા ઠોકતા ઠોકતા, માત્ર આ પ્રકારના અભ્યાસ-થી જ સંસારથી વિરક્ત થઈ મુક્તિ મેળવે છે. સામાન્ય સંસારી જીવ સકામપણાથી પોતાને ગમતી પ્રભુની કોઈ પણ વિભૂતિમાં ચિત્તને લીન કરી, કામ્ય કર્મોનાં ફળ ભોગવતાં ભોગવતાં ધીમે ધીમે ઉચ્ચતર ગતિને પામે છે અને અંતે અક્ષરધામમાં મોક્ષપદ પ્રાપ્ત કરે છે. રાવણ, હિરણ્યકશિપુ, કંસ, શિશુપાલ વગેરેના હૃદયની આસુરી વૃત્તિઓની દ્વારા પણ તેમનાં ચિત્તનો નિરોધ પ્રભુમાં કરાવી હિંદુ-ધર્મ તેમને પણ મોક્ષ આપે છે. નંદ, યશોદા અને ગોકુળ જેવા ગામડાના સાદા, પ્રેમાળ હૃદયના મનુષ્યોની સાદી, સ્નેહાળ વૃત્તિઓ ખીલવી હિંદુધર્મ તેમને પણ પ્રભુધામમાં લઈ લે છે. ચકોર ગોપી-ઓનાં સુંદર, સ્નેહાર્દ્ર, પ્રેમપીડિત હૃદયોને ખીલવી શૃંગારરસની ઉચ્ચતમ કોટિમાં લઇ જઈ હિંદુધર્મ તેમને નિર્દોષ પૂર્ણગુણવાન રસમય પ્રભુ સાથે રાસક્રીડા કરાવી પ્રેમામૃતનું—સ્વરૂપાનંદનું—દાન કરાવે છે. અને આ બધું બીજો કયો ધર્મ આટલી સરળતાથી અને ચોખવટથી કરે છે તે મને બતાવશે?"

"શાબાસ, પુરુષોત્તમ, તને ધન્ય છે. ગોવિંદભટ્ટજીએ મને હિંદુશાસ્ત્રની બારીકીઓની સમજ આપી છે, પણ હિંદુધર્મ કેટલો વિસ્તારવાળો છે, તે સર્વને કેટલો ઉપયોગી છે, તે કેવો વિશ્વવ્યાપી છે, તે છતાં કેટલો ઊંડો છે, તે સમજવાની સહેલી પણ ખરી કૂંચી

તેં મને બતાવી છે. આ શરીરથી તો હિંદુ થવું અશક્ય છે, પણ મનથી તો તેં મને પૂરેપૂરો હિંદુ કરી દીધો છે, અને મારું હૃદય તારા જેવા શુદ્ધ સંસ્કારી હિંદુના સંબંધથી કેટલું દ્રવે છે તે હું કહી શકતો નથી," પ્રો. ફેરજજે કહ્યું. નીતિસેન તો વિચારમાં લીન થઈ ગયો હતો, તે તો કંઈ બોલ્યો નહિ, પણ છેક બોક્નું સમજનાર છોકરો વિચિત્રવીર્ય બોલી ઊઠ્યો:

"ત્યારે પુરુષોત્તમભાઈ, ગોપીઓ ધર્મશાસ્ત્રો સમજવા અને સમજાવવામાં સર્વથી ઉત્તમ, નહિ વારુ ? એ ઉત્તમ ગુરુઓને શાસ્ત્રો સમજવાનું સંસ્કૃત ગાયોએ શીખવેલું કે વૃષભોએ !"

"ભાઈ વિચિત્રવીર્ય, જેમ કોઈ ભાષાનું વ્યાકરણમાત્ર ભણવાથી જ તે ભાષા બોલતાં આવડતી નથી, પણ વ્યાકરણ ભણ્યા વગર જ સ્વાભાવિક રીતે નાનપણથી અશિક્ષિત બાળક સરળતાથી બોલી શકે છે, તેમ શાસ્ત્રો ભણ્યા વગર અશિક્ષિત પણ શુદ્ધ સરળ હૃદય ધર્મનાં તત્ત્વો સ્વાભાવિક રીતે સમજી શકે છે, અને બહુ શાસ્ત્રો ભણ્યા છતાં પંડિત બનેલું પણ કઠિન હૃદય તે સમજી શકતું નથી," પ્રો. ફેરજજ બોલ્યા.

વિચારમાં લીન થયેલો, અરધુંપરધું સાંભળતો નીતિસેન વિચારના ઊંડાણમાંથી સંમતિ આપવા લાગ્યો:—

"ઉથામ્યાં ધર્મશાસ્ત્રોને, ગણાયો જ્ઞાની પંડિતમાં,
ઠરી દૃષ્ટિ ન કો ઠામે, પ્રીતિ રીતિ અખંડિતમાં.
(મણિલાલ નભુભાઈ)

જર્મન કવિસમ્રાટ ગોએથે ઠીક જ કહ્યું છે કે:—પુષ્કળ શ્રમ લઈ હું તત્ત્વવિદ્યા, ધર્મશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર અને હે દેવ ! બ્રહ્મવિદ્યા પણ એક છેડેથી બીજા છેડા સુધી ભણી ચૂક્યો. અને હે મૂર્ખ જીવડા ! મારી બધી પંડિતાઈ છતાં હું પહેલાનાં કરતાં સહજ પણ વધારે સમજ્યો હોઉં એમ લાગતું નથી. હું મોટો માજિસ્ટ્રેટ, ના, ના, ડાક્ટર છું, અને દુ:ખિત હૃદયથી મારા વિદ્યાર્થીઓને આ દશ વર્ષો થયાં, સીધા કે

આડાઅવળા, ખરા કે ખોટા, મારી ધ્યાનમાં આવ્યું તેમ કાન પકડી દોરવ્યા છે. અને હું જાણું છું કે આ બધું શું છે તેની કંઈ સમજ પડે એમ નથી! **એ અજ્ઞાનના જ્ઞાને મને છેક નિરાશ કરી નાખ્યો છે.**"

"ભાઈ વિચિત્રવીર્ય, નિર્દોષ, પૂર્ણગુણવાન પ્રભુએ પોતે ગોપીઓનાં વખાણ કર્યાં છે, ઉદ્ધવના જેવા ભગવાનના પરમ ભક્તે તેમને—તેમના પગની રજને—શિરસાવંદ્ય ગણી છે. તો પછી મારા જેવા અધમને ગોપીઓ ઉત્તમ લાગે તેમાં શું આશ્ચર્ય?" પુરુષોત્તમે કહ્યું.

"વિચિત્રવીર્યની વક્રોક્તિનો આશય એવો છે કે, એ અજ્ઞાની ભરવાડણો કામભાવથી—જારભાવથી કૃષ્ણની પાસે ગઈ હતી, તેમને આવી ઉત્તમોત્તમ કેમ ગણી શકાય?" નીતિસેને કહ્યું.

"એમ જ, અને તેથી જ કેટલાક ડાહ્યાડમરા શાસ્ત્રીઓ તો ચોખ્ખું કહે છે કે સોળ હજાર ગોપીઓ એટલે નાડીઓ, અને કૃષ્ણ એટલે મન. અર્થાત્ વસ્તુતઃ ગોપીઓનો બચાવ તો એમને ઉરાડી દેવામાં જ છે. પુરુષોત્તમભાઈના જેવા ભણેલાગણેલા અને ધર્માત્મા પુરુષોને વ્યભિચારી સ્ત્રીઓનો બચાવ કરતા સાંભળતાં મને તો ગમ્મત આવે છે. કોઈક વાર ઘણો વિચાર કરવાથી મગજ ચસકી જાય છે તેનું આ દૃષ્ટાંત!"

આમ કહી વિચિત્રવીર્યે સંમતિને સારુ નીતિસેન તથા પ્રો. ફેરજજની તરફ જોયું.

"ભાઈઓ, પુરુષોત્તમે તમારી શંકાનો ઉત્તર ક્યારનોય આપી દીધો છે. જો દ્વેષથી, વૈરભાવથી રાવણ, કંસ વગેરેની મુક્તિ થઈ, તો કામભાવથી ગોપીઓને પ્રભુપ્રાપ્તિ થાય, એમ માનવામાં કંઈ પણ ખોટું નથી. જેમ વૈરદ્વેષ રાવણકંસ વગેરેમાં હતાં, પ્રભુમાં ન હતાં, તેમ ભાગવતકાર સ્પષ્ટ કહે છે કે કામ ગોપીઓમાં હતો, કૃષ્ણમાં ન હતો, એટલે ભગવાનમાં પણ દોષ આવતો જ નથી. વળી કામ કેટલો બળવાન છે એ આપણે જાણીએ છીએ, તેથી તત્કૃત નિરોધ

બહુ જ બળવાન હોવો સ્વાભાવિક છે. એ દૃઢ નિરોધને લીધે જ ગોપીઓને ઉદ્ધવે તથા શાસ્ત્રકારોએ વખાણી છે," પ્રો. ફેરજ્જે કહ્યું.

વિચિત્રવીર્ય તો સંમતિની આશા રાખતો હતો, તેને બદલે ફેરજજ સાહેબનું આવું બોલવું સાંભળી એ તો આભો જ બની ગયો, અને ગભરાયેલે મોઢે આમતેમ જોઈ કંઈ નહિ ગોઠવાથી ત્યાંથી વિકળની માફક ગબરડી મૂકી દોડી ગયો.

"ભાઈ નીતિસેન, તમારા નીતિના વિચારોને આઘાત થાય છે તે હું સમજું છું. વ્યભિચારી સ્ત્રીઓને ઉત્તમોત્તમ કેમ કહેવાય—એ શંકા તારા મનમાંથી ખસતી નથી," પુરુષોત્તમે કહ્યું.

"હા, પ્રભુને દૂષણ ન લાગે, વ્યભિચારના ઉત્કટ ભાવથી નિરોધ થઈ ગોપીઓની મુક્તિ થાય એ બધું ઠીક, પણ એથી જેમ કંસ-રાવણ વગેરેમાં દૂષણ રહી જાય છે, તેમ ગોપીઓમાં પણ દુષ્ટવાસના-રૂપ દૂષણ રહી જાય છે, એ મારી શંકા છે," નીતિસેને કહ્યું.

"હા, બરોબર. હવે વ્યભિચાર તે શું ? અને તે શા માટે ન કરવો ? તે વિચાર." એમ કહી પુરુષોત્તમે ચલાવ્યું: "પોતાના ધણીને અથવા સ્ત્રીને મૂકી પરપુરુષ અથવા પરસ્ત્રીની સાથે પ્રીતિ કરવી તેનું નામ વ્યભિચાર. અને તે ન કરવો, કેમકે મુક્તિ મેળવવામાં એટલે પરમાત્મા પાસે જવામાં એ બાધક છે. પણ અહીં તો પ્રભુ સર્વના ધણી છે, સર્વના હૃદયમાં રહે છે, સર્વેને પ્રભુની પાસે જ જવાનું છે, અને તેનું ઉત્તમોત્તમ સાધન અષ્ટાદશ અધ્યાયના ચોસઠમા શ્લોકમાં કહ્યા પ્રમાણે એ જ છે કે, 'મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારું યજન કર, મને નમસ્કાર કર, **તું મારી પાસે જ આવશે, હું તને સત્ય પ્રતિજ્ઞા કરી કહું છું, કારણ કે તું મને પ્રિય છે.**' ગોપીઓએ સંસારના સર્વ વિષયનો ત્યાગ કર્યો, અને ભગવાનનાં ચરણકમળમાં પોતાનું મન અર્પણ કર્યું, પ્રભુ પાસે ગઈ, અને એ જ પ્રકારે સર્વ સ્ત્રીપુરુષોએ સંસારના સર્વ વિષયોનો ત્યાગ કરી, ગોપીઓનું ઉત્તમ દૃષ્ટાંત લઈ, પ્રભુમાં મનનો નિરોધ કરવાનો

છે. ત્યારે જ પ્રભુ પાસે જવાય છે. પ્રભુ પાસે જવું એને વ્યભિચાર કહેવાય જ નહિ, એ તો મોક્ષ કહેવાય. **मामेवैष्यसि** એ તો ફળ છે.

ગોપીઓ સર્વ વિષયનો ત્યાગ કરી પ્રભુ પાસે ગઈ, એટલે ગોપીઓનો સંસાર તો ત્યાં જ છૂટયો. **પ્રભુ પાસે જવું, એ જ મોક્ષ.** પોતાના ધણીની, પુત્રની, ઘરબારની, સર્વેની દરકાર કર્યા વગર ગોપીઓ પ્રભુ પાસે ગઈ, એમ જ આપણે સર્વેએ દાર, આગાર, પુત્ર, આપ્ત, વિત્ત, આ લોક, પરલોક સર્વેની દરકાર કર્યા વગર પ્રભુની પાસે જવાનું છે."

"એ બધું તો ઠીક, પણ પછી પ્રભુની સાથે વ્યભિચાર કર્યો તેનું કેમ ?" નીતિસેને પૂછયું.

"અરે અંધ! મોક્ષ મળ્યા પછી, પ્રભુ પાસે ગયા પછી, ચૌદ લોકના નાથ પાસે ગયા પછી, તે પ્રભુની સાથે દિવ્ય, આનંદમય, સ્વરૂપમય, રસાત્મક ક્રીડા કરવી, તેને તું વ્યભિચાર કહે છે ? કોની સાથે વ્યભિચાર કર્યો ? પ્રભુની સાથે ? ધર્મ સંસ્થાપનાર્થે અવતાર ધારણ કરનાર પ્રભુ વ્યભિચારરૂપી અધર્મ કરે એ તારી મતિને સંભવિત લાગે છે ? પ્રભુ યોગેશ્વરના પણ ઈશ્વર છે, આત્મારામ છે, ઊર્ધ્વરેતસ છે તે તને ખબર છે ? ગોપીઓ પોતે પણ પ્રભુને જાર તરીકે ગણતી ન હતી," એમ કહી પુરુષોત્તમે આગળ કહ્યું:

"સાંભળ, તેઓ પોતે શું કહે છે ?

**न खलु गोपिकानन्दनो भवान् ।**
**अखिलदेहिनामन्तरात्मदृक् ।**
**विखनसार्थितो विश्वगुप्तये**
**सख उदेयिवान् सात्त्वतां कुले** ॥ भा. १०–२८–४ ॥

અર્થાત્ ખરેખર તમે માત્ર ગોપિકાઓને આનંદ આપનાર નથી, પણ સર્વ દેહધારીના અંતરાત્માને જોનાર છો. વિશ્વનું રક્ષણ કરવાની પ્રાર્થના બ્રહ્માએ કરવાથી, હે સખે ! સાત્ત્વતોના કુળમાં તમે ઉદય પામ્યા છો.

પ્રભુ પોતે કોણ છે? સાંભળ. **रसो वै सः। रसं ह्येवायं लब्ध्वानन्दी भवति।** અર્થાત્ તે ખરેખર રસ છે. રસ પ્રાપ્ત કરીને જ આ આનંદી થાય છે. પ્રભુ પોતે રસરૂપ છે. એ રસને જીરવનાર ગોપિકાઓના સિવાય ભૂતળ પર બીજું કોઈ થયું છે? એ રસ યોગીઓને સર્વથા અલભ્ય છે, એ રસ મોક્ષમાત્ર ઇચ્છનાર મર્યાદા-ભક્તને સર્વથા અપ્રાપ્ય છે. જેને કંઈ જોઈતું નથી, જેને આ લોક પરલોક કશાની ઇચ્છા નથી, જેને મોક્ષનીય અપેક્ષા નથી, પણ ઊલટો જેને મોક્ષ પણ બાધક છે, એવા ઉત્કટ રસિક જ આ રસના ભોક્તા છે—**सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता। तै. २. १।** અર્થાત્ તે ચતુર બ્રહ્મની સાથે સર્વ કામ ભોગવે છે.

રાસલીલા એ વિષયભોગ નથી, પણ વિષયને જીતવાનું ઉત્તમ સાધન છે. આ હું જ કહું છું એમ નથી, પણ શ્રીભાગવતકાર પોતે કહે છે. કારણ સ્પષ્ટ છે. **साक्षात् मन्मथमन्मथ**માં જેનું ચિત્ત છે, કોટિકંદર્પલાવણ્યની સાથે જેને લગની લાગે છે, તેને કામ બાપડો શું કરે?"

"શાબાશ, પુરુષોત્તમ, આટલી નાની વયમાં તેં ઘણું મેળવ્યું છે. તારું કહેવું હું સમજ્યો છું, તોપણ ગોવિંદભટ્ટજીની સાથે એ વિષય પર વિશેષ ચર્ચા થાય એવી મારી ઇચ્છા છે. મારાથી અહીં વધારે રહેવાય એવું નથી, માટે કાલે બપોરે બે વાગે હું ગોવિંદભટ્ટ-જીને શ્રમ આપવા આવીશ. એ સમય એમને અનુકૂળ ન હોય તો મને કૃપા કરી ખબર કરશો," પ્રો. ફ્રેરજજે કહ્યું.

"જરૂર. પણ હું ધારું છું કે એ સમયે ગોવિંદભટ્ટજીને અવ-કાશ મળશે જ, માટે આપે આવવાનો જરૂર વિચાર રાખવો," પુરુષોત્તમે કહ્યું.

મોડું થઈ જવાથી પ્રો. ફ્રેરજજ પરસ્પર વંદન કરીને ગયા. મોટરમાં બેસતાં બેસતાં પુરુષોત્તમે વિચિત્રવીર્યને કહ્યું:

"તું પણ આવજે."

# ૮ : કૃષ્ણ અને ગોપીઓની અગાધ પવિત્રતા

ગોવિંદભટ્ટજીને પુરુષોત્તમે પ્રો. ફેરજજ વિષે સર્વ વાત કહી. તેઓ બહુ પ્રસન્ન થયા, અને ગાર્ગીને બન્નેએ સર્વ વિદિત કર્યું. બીજે દિવસે બે વાગે બહાર પુસ્તકશાળામાં પ્રો. ફેરજજની વાટ જોઈ બેઠા. આજનો પ્રસંગ સુંદર હોવાથી અને પ્રો. ફેરજજ નિખાલસ હૃદયનો ધાર્મિક સજ્જન હોવાની ખાતરી થવાથી ગાર્ગી પણ કુસુમને લઈ આવી બેઠી. પ્રો. ફેરજજ આવી પહોંચ્યા, તેનો સત્કાર કરી બેસાડ્યા પછી તે બોલ્યોઃ—

"ગોવિંદભટ્ટજી, આપના પ્રસંગથી મને બહુ આનંદ થયો હતો, પણ આપના આ બાલશિષ્યે તો અવધિ કરી છે. **गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः।** અર્થાત્ ગુણીજનોના ગુણો જ માનઆદરને યોગ્ય છે. તેની ઉમ્મર અને જાતિ (સ્ત્રી કે પુરુષ)ને કંઈ સંબંધ નથી, એ એના વિષયમાં બરાબર લાગુ પડે છે." એમ જણાવી પ્રો. ફેરજજે કહ્યું: "કોઈ પણ નિષ્પક્ષપાતી સજ્જનને એની સાથે ચર્ચા કર્યા પછી હિંદુધર્મની ઉત્તમતાને માટે શંકા રહે નહિ. તેમાં જ્યારે એણે ગોપિકાઓના ભાવની અને સ્વરૂપની સમજ આપી ત્યારે તો હું છક જ થઈ ગયો. તે છતાં ગોપિકાઓ કામી હતાં કે નહિ, કામથી એઓની મુક્તિ માનવી કે નહિ, એ બાબતમાં વિશેષ ઊહાપોહ થાય તો બહુ સારું, એ ઇચ્છાથી આજે આપને શ્રમ આપવો ઉચિત ધાર્યો છે."

"બહુ સારું," વિચિત્રવીર્યની સામે જોઈ ગોવિંદભટ્ટ બોલ્યા—"તું ગોપિકાઓને કેવી ધારે છે?"

વિચિત્રવીર્ય આભો બન્યો. ગાર્ગી અને કુસુમ ન હોત તો તો તરત ઉત્તર આપત, પણ અહીં તો એક તરફ ગાર્ગી અને કુસુમ બેઠાં હતાં, બીજી તરફ ગોવિંદભટ્ટજી અને પુરુષોત્તમ બેઠા હતા, અને ફેરજજ સાહેબ પણ એનાથી વિરુદ્ધ મતના હતા. ગાર્ગીને તો એ ઘણું જ માન આપતો, સાક્ષાત્ દેવી તરીકે ગણતો, અને પુરુષોત્તમ અને કુસુમ એની કૃપાથી જ આટલાં સુંદર, ઉચ્ચાશયવાન, પરોપકારી, ભલાં અને સદ્‌ગુણી થયાં હતાં એમ પોતે માનતો. વળી પોતે ગમે તેવો છતાં પુરુષોત્તમના એના પર ચારે હાથ હતા, અને સુંદર કુસુમ પણ એની સાથે નિર્દોષ વાર્તાલાપ કરતી. ગોવિંદભટ્ટની આગળ એ અદબમાં રહેતો, અને પુરુષોત્તમ એને પોતાનો મિત્ર ગણતો, તે છતાં એના નીચ વિચારોને લીધે એની ઠેકડી કરતો, તે એને લાગી આવતું. વળી ફેરજજ સાહેબના જેવા પણ પુરુષોત્તમથી અંજાઇ ગયા હતા, એટલે આવી મંડળીમાં પોતે શો ઉત્તર આપવો તે એને સૂઝયું નહિ, પણ પ્રશ્ન ઉડાવાય તેવો ન હતો.

"તું ગોપીઓને કેવી ધારે છે?" એ પ્રશ્ન પોતે પોતાના મનમાં ફરીથી બોલ્યો, અને ગાર્ગી, કુસુમ, ગોવિંદભટ્ટ અને પુરુષોત્તમની સામે એણે સામટી નજર કરી. શો ઉત્તર આપે? પોતાથી હજાર દરજ્જે વધારે સદાચારી, પરોપકારી, ઉચ્ચાશયવાન, નિષ્કલંક, નીતિમાન, ધર્મવાન, અને પ્રભુમાં આસક્ત ચિત્તવાન આ સજ્જનોનો સમૂહ ગોપીઓને અત્યંત ઉચ્ચ કોટિમાં મૂકે છે, શ્રુતિનો અવતાર માને છે, તેમના પગની રજને પણ શિરસાવંદ્ય ગણે છે, તેમના નિરવધિ સુખનો કંઇક અંશ પોતાને મળે તો પોતાનું અહોભાગ્ય સમજે છે,—એવાની આગળ પોતે શો ઉત્તર આપે?

વિચિત્રવીર્ય આ સરળ પ્રશ્નનો ઉત્તર થોડીક વાર સુધી આપી શક્યો નહિ. પોતાના નીચ વિચારની અધમતા તેણે અનુભવી. આ ઉત્તમ ધાર્મિક સજ્જનો જે ગોપીઓમાં નીતિ, શ્રેષ્ઠતા અને સુંદરતા

જુએ છે, તે જ ગોપીઓને પોતે વ્યભિચારિણી, નીચ, અને તુચ્છ માને છે. માટે ગોપીઓ નીચ નહિ, પણ પોતે જ નીચ છે, જે હૃદયમાં એ વિચાર ઉદ્‌ભવ્યા તે હૃદય જ નીચ અને મલિન છે, અને તે હૃદયને ધારણ કરનાર મનુષ્ય હું પોતે મલિન અને પાપી છું એમ એને પ્રત્યક્ષ થયું. તેની દૃષ્ટિ પોતાની સામેની જમીન ઉપર પડી, અને જમીન ઉપરના કાંકરા ગણતો હોય તેમ દિઙ્‌મૂઢ થઈ ઊભો.

સર્વ મંડળની નજર વિચિત્રવીર્યના મોં સામે હતી, અને તેનો ઉત્તર સાંભળવા તેઓ તત્પર હતાં, ત્યારે વિચિત્રવીર્ય આમ નીચી દૃષ્ટિએ કાંકરા ગણતો હતો. તે કાંકરા ગણતો ન હતો, પણ મૂઢ થઈ ગયો હતો, જાણે કે આ બધાએ એના પર ભૂરકી નાખી હોય નહિ શું? પાંચ મિનિટે માંડમાંડ તે આ પાશમાંથી છૂટતો હોય એમ તેને લાગ્યું. તેનું હૃદય બળ કરવા લાગ્યું, અને તેણે નીતિસેનની સામે આડી નજર કરી. ગઈ કાલે નીતિસેન પોતાનો પક્ષ કરી ઉત્તર આપતો [illegible], તેમ આજે પણ આપે તો પીડા ટળી, એવો વિચાર તેના મગજમાં દાખલ થયો. પણ નીતિસેનની નજર પણ જમીન તરફ હતી, અને તે પણ એ પ્રશ્નનો ઉત્તર શોધતો હોય, અને શોધતાં શોધતાં ન જડવાથી પોતે જ ભૂલો પડ્યો હોય એવો દેખાયો. એટલામાં ગોવિંદભટ્ટજીએ ફરીથી પ્રશ્ન કર્યો.

"ભાઇ વિચિત્રવીર્ય, ગોપીઓને વિષે તારો શો મત છે?"

વિચિત્રવીર્યે ફિક્કે મોઢે ગોવિંદભટ્ટની તરફ જોયું, પણ તેનાં વિચક્ષણ, તેજસ્વી ચક્ષુ તથા પવિત્ર સુંદર ઓજસ્વી મુખની સામે એની મલિન વિચારથી કલુષિત દૃષ્ટિ તે ટકવી શક્યો નહિ, અને મૌન જ રહ્યો.

વાચક! વિચિત્રવીર્ય ગમે તેટલો અધમ વિચારવાન હોય, પણ તું તેનો તુચ્છકાર કરીશ નહિ. તું ઉદાર વૃત્તિ રાખજે. તે ગરીબ હતો, કંઇક અંગ્રેજી સંસ્કૃત વગેરે ભણ્યો હતો, પણ તેનું મગજ

વિચિત્ર હતું, અને બધાનો ખીચડો કરી ગોટાળો કરતું. વળી તે પુષ્ટિમાર્ગીય પણ ન હતો, અને એ ધર્મનાં તત્ત્વો સમજતો ન હતો. પરંતુ જેઓ દુનિયામાં શાસ્ત્રી અને પંડિત મનાય છે, ખાસ કરીને જેઓ પોતાને પંડિત અને શાસ્ત્રજ્ઞ માને છે, જેઓએ વેદ, ગીતા ભાગવત વગેરે કંઈક અંશે પણ વાંચ્યાં હશે અથવા વાંચ્યાં હોવાં જોઈએ, તેઓમાં પણ તેં આવા અધમ વિચારનાં મનુષ્યો જોયાં નથી? તેમાં પણ જેઓ પોતાને પુષ્ટિમાર્ગના પંડિત તથા શાસ્ત્રી કહેવડાવે છે એવાઓ પણ ગોપિકાઓનાં નામમાત્રથી ભીરુ થઈ ડરતા તેં જોયા નથી? ગોપિકાઓને ગુરુ કહેતાં તેઓ શરમાઈ જાય છે, તેમને લાજ લાગે છે, એ તેં અનુભવ્યું નથી? **रासलीलैकतात्पर्यः । कृपयैतत्कथाप्रदः । रासस्त्रीभावपूरितविग्रहः** । વગેરે શ્રીમહાપ્રભુજીનાં નામો દરરોજ તેઓ જપતા હોવા તો જોઈએ, તે છતાં તેનો કંઈક પણ આશય તેઓ સમજ્યા હોય એમ તને લાગે છે? શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધના પૂર્વાર્ધના ૪૪ (૪૭-૩)મા અધ્યાયના પચીસમા શ્લોકમાં શ્રીઉદ્ધવજીએ કહ્યું છે કે—

**भगवत्युत्तमश्लोके भवतीभिरनुत्तमा ।**
**भक्तिः प्रवर्तिता दिष्ट्या मुनिनामपि दुर्लभा** ॥ २५ ॥

અર્થાત્ ઉત્તમશ્લોક ભગવાનને વિષે ઉત્તમોત્તમ, મુનિઓને પણ દુર્લભ એવી ભક્તિ તમે પ્રવર્તાવી એ આનંદની વાર્તા છે.

**कौण्डिन्यो गोपिकाः प्रोक्ता गुरवः साधनञ्च तत्** ॥

એ પ્રકારે શ્રીમહાપ્રભુજીએ 'સંન્યાસનિર્ણય'ગ્રંથમાં ગોપીઓને 'ગુરુ' કહી છે. શ્રીગુસાંઈજીએ દશમ પૂર્વાર્ધના ૨૬ (૨૯-૩) મા અધ્યાયની ટિપ્પણીમાં કહ્યું છે કે—

**एवं सति अस्मिन् मार्गे स्वामिन्यः एव गुरवः इति ज्ञापितं भवति** ।

અર્થાત્ એમ હોવાથી આ માર્ગમાં સ્વામિનીઓ જ ગુરુ છે

એમ જણાવેલું છે. લાલુભટ્ટજીએ 'પ્રમેયરત્નાર્ણવ' નામના સુંદર ગ્રંથમાં ત્રીસમે પાને કહ્યું છે કે—

**एतद्भक्तिप्रवर्तिका व्रजभक्ता एव ॥**

અર્થાત્ આ ભક્તિપ્રવર્તિકાઓ વ્રજભક્તો જ છે.

આવાં આવાં ગોપીઓને વિષે અનેક ઉત્તમ વચનો આ પંડિતો અને શાસ્ત્રીઓએ વાંચ્યાં તો હોવાં જોઇએ, તે છતાં તેઓ ગોપીઓના દ્વેષી છે, તેમનાં જડ હૃદય એ ઉત્તમતા સમજી શકતાં નથી, તેમનાં કામાસક્ત મલિન હૃદય પોતાના કામ અને મલિનતાનો આરોપ ગોપિકાઓની ઉપર કરે છે, ત્યારે બિચારા વિચિત્રવીર્યનો શો દોષ કાઢવો ? માટે ઉદાર વૃત્તિ રાખ. તેમના ઉપર રોષ ન કરતાં દયા આણ, પ્રભુ તેમના હૃદયની કામાસક્તિ અને મલિનતા નિવૃત્ત કરો, અને તેમાં પ્રેમ અને આસક્તિ ભરો એવી પ્રાર્થના કર.

જ્યારે કંઈ લાગ ન ફાવ્યો ત્યારે ઉત્તર આપવો જ પડશે એવું ધારી, મનમાં ગોઠવતો ગોઠવતો વિચિત્રવીર્ય બોલ્યો:

"હોય,......સ્ત્રીજાત,...... તેમાં પણ ભરવાડણ,,...... અજ્ઞાની...હોય,......દુનિયા એમ જ ચાલે છે......વ્યભિચાર અને પાતિવ્રત્ય બધુંએ એઅને સરખું."

બોલતાં બોલ્યો તો ખરો, પણ નીચેથી ઊંચું જોવાયું નહિ. ગોવિંદભટ્ટજીને એની અધમ હૃદયવૃત્તિની તરફ દયા આવી, તોપણ જે ઢાંકપિછોડો એને કરવો પડ્યો હતો તેથી પવિત્ર વિચારોને—પ્રેમની સુધાને—ભવિષ્યમાં એના હૃદયમાં સ્થાન મળવાનો સંભવ છે એ વિચારથી કંઈક પ્રસન્ન થયા. કંઈક હસતા, વિચિત્રવીર્યને કંઈક દયાપાત્ર ગણતા, ફરી તેને પૂછ્યું: 'ત્યારે ભાઈ, કૃષ્ણ વિષે તારો શો અભિપ્રાય છે ?"

વિચિત્રવીર્ય ખિજવાયો. તેને આ પ્રશ્નોત્તર બહુ કઠિન લાગ્યા. પોતાના હૃદયની મલિનતા તેના મોંની આગળ ખડી થઈ ગઈ. આ

સર્વ આપ્તમંડળે તે જોઈ. પોતાની આબરૂ ગઈ, પોતાનું સર્વસ્વ ગયું, એમ તેને લાગ્યું. વસ્તુતઃ તેને આ પ્રકારના હૃદયનિરીક્ષણથી લાભ થયો હતો, અને ભવિષ્યમાં વિશેષ થવાનો હતો, પણ તે કંઈ એને હાલ સૂઝયું નહિ. આ પ્રસંગ ઉપર જ તેને કંટાળો આવ્યો, અને વિચાર કર્યા વગર પોતાના મનમાં બહુ વખતથી જે હતું તે બોલી ઊઠ્યો:

"કૃષ્ણ વળી એક ગોવાળિયો, છેલબટાઉ, જરા ટીખળી, પનઘટ ઉપર જઈને આંખમીંચામણાં કરે, કાંકરા મારીને યુવતીઓના ઘડા ફોડે, લાગ ફાવે તો છેડો પકડે, વખતે ગાળો પણ ખાય, અને માર પણ પડે. જુવાની બધાની એવી જ હોય, કોઈ ઢાંકેલા અને કોઈ ઉઘાડા."

બોલી નાખ્યું, અને મનનો ઊભરો કાઢ્યો. પછી ઊંચું જોયું અને કુસુમની તરફ એની દૃષ્ટિ પડી. તે પવિત્ર, નિષ્કલંક, સુંદર મુખારવિંદની તરફ જોતાં પોતે ઝેરી કાળો નાગ હોય એમ તેને લાગ્યું. પોતે બોલ્યો હતો તે કાળું હળાહળ ઝેર ઓક્યો હતો, એમ તેને સ્પષ્ટ થયું. અંતે જેમ નાગ સંકોચાઈ કૂંડાળું વળી બેસી રહે, તેમ એ નીચું જોઈ સંકોચાઈ બેસી રહ્યો, અને આ સુંદર પવિત્ર મંડળીનાં નેત્રોમાંથી જે અમૃત વર્ષતું હતું તેનું જાણ્યાજોયા વગર પાન કરવા લાગ્યો.

"ભાઈ નીતિસેન, ગોપીઓને વિષે તારો શો મત છે તે કહે," ગોવિંદભટ્ટજી નીતિસેનની તરફ જોઈને બોલ્યા.

ગઈ કાલના પ્રસંગથી નીતિસેનને સંતોષ વળ્યો ન હતો, તે પુરુષોત્તમને ઉત્તર આપી શક્યો ન હતો, પણ તેથી કંઈ તેના મનનું સમાધાન થયું હતું એમ ન હતું. તેની શંકા તો એવી અને એવી જ રહી, અને જ્યારે ગોવિંદભટ્ટે પ્રશ્ન કર્યો ત્યારે પોતે કેવી મંડળીમાં બેઠો હતો, તેનું ભાન છતાં, પોતે બોલશે તે કંઈક અયોગ્ય જ થશે

એવું કંઇક લાગવા છતાં, પોતાની નીતિના બળનો આશ્રય લઇને હું જે મને સત્ય લાગે છે તે બોલું છું એવા વિચારથી સત્યનું અવલંબન કરીને બોલ્યો :

"હું ધારું છું કે ગોપીઓ ગામડાની સાધારણ સ્ત્રીઓ જેવી હતી, પ્રેમાળુ હતી, અને તેમનું ચિત્ત કૃષ્ણમાં બહુ આસક્ત હતું. પરંતુ તે જારભાવથી હતું એમ શાસ્ત્ર પણ કહે છે. કૃષ્ણમાં આસક્તિને લીધે તેમનો મોક્ષ થયો, પણ તેથી ગોપીઓ ઉત્તમ કેમ તે મારી સમજમાં ઊતરતું નથી.

'કૃષ્ણ વિષે તારો શો મત છે?' ગોવિંદભટ્ટે પૂછ્યું.

"કૃષ્ણને હું વિચિત્રવીર્યની માફક વિષયી માનતો નથી. ગીતાના કહેનાર કૃષ્ણ એવા હોય જ નહિ. આખો આર્યાવર્ત જે કૃષ્ણને માને છે, આખી દુનિયા જેનાં વચનોથી મોહિત થઈ ગઈ છે, તે ગીતાના વક્તા પૂર્ણાવતાર પ્રભુ છે, એમનાથી કોઈ ઊંચું નથી (**मत्तः परतरं नान्यत् किञ्चिदस्ति**), એઓ પોતે સાક્ષાત્ પુરુષોત્તમ છે, એવાં એમનાં પોતાનાં પણ બહુવચન છે, અને મને તે સર્વે સર્વાંશે માન્ય છે," નીતિસેને કહ્યું.

"ત્યારે એવા પૂર્ણાવતાર પ્રભુને જાર તરીકે કોઈ સ્ત્રીઓ ગણી શકે? બીજી કોઈ સ્ત્રીઓએ પ્રભુને પોતાના જાર તરીકે ગણ્યા છે?" ગોવિંદભટ્ટે પૂછ્યું.

"ઘણી જ થોડી. મીરાંબાઈ એવી એક ખરી, પતિનો ત્યાગ કરીને પ્રભુની પાસે ગઈ," વિચાર કરીને નીતિસેન બોલ્યો.

"મીરાંને તું ઉત્તમ માને છે?" ગોવિંદભટ્ટે પૂછ્યું.

"હા."

"શા માટે?"

"મીરાંના જેવી સ્ત્રી પોતે તરે, અને પતિ તથા સર્વે સંબંધીને તારે."

"મીરાં તો સવારનું માંગલિક નામ," વિચિત્રવીર્યે કહ્યું.

"ત્યારે તારા માનવા પ્રમાણે ગોપીઓએ કૃષ્ણ પર જારભાવ કર્યો અને મીરાંએ પણ કર્યો. જો મીરાં ઉત્તમ, તો ગોપીઓ પણ ઉત્તમ," ગોવિંદભટ્ટ બોલ્યા.

"હા—ના,—હા—" વિચાર કરતો કરતો નીતિસેન બોલ્યો.

"તારા મનમાં શું ભાંજગડ થાય છે, સ્પષ્ટ કહે," ગોવિંદભટ્ટ બોલ્યા.

"મીરાં પ્રભુને પ્રભુ જાણતી હતી. ગોપીઓને તો માત્ર જારભાવ જ હતો, પ્રભુભાવ હતો જ નહિ, માટે ગોપીઓ કરતાં મીરાં ઉત્તમ."

"તારી ભૂલ છે, ગોપીઓને પણ પ્રભુભાવ હતો એમ શાસ્ત્ર–"

"હા, કાલે જ પુરુષોત્તમે એક શ્લોક તો કહ્યો હતો. (વિચાર કરીને) ત્યારે તો હું ધારું છું કે મારી ભૂલ છે. મીરાં અને ગોપીઓ બન્ને સરખાં ગણાય."

"મીરાંના ચારિત્ર્યમાં તને દોષ લાગે છે?"

"ના, લેશમાત્ર પણ નહિ."

"કેમ? સ્ત્રીઓએ પતિસેવા કરવી એ જ ધર્મ નથી? સ્વપતિ છતાં પ્રભુને પતિ માનવા, તેમની સાથે પ્રેમ કરવો, અને પતિનો ત્યાગ કરવો, એ દોષ નહિ?"

"ના, ના. મને તો શું પણ આખી દુનિયાને મીરાંનું ચારિત્ર્ય તો પવિત્ર અને સુંદર લાગે છે."

"તેનું કારણ શું? મીરાંએ નીતિશાસ્ત્રનો ભંગ ન કર્યો?"

"ના, ના. આટલી નાની વયમાં સંસાર છોડી પ્રભુમાં મન પરોવવું એ અત્યંત કઠિન કાર્ય છે. ધણી, રાજ્યવૈભવ વગેરે છોડી દેવાં એ સહેલું નથી."

"પણ રાજા જેવો ઉત્તમ ધણી છોડી પ્રભુની સાથે પ્રીતિ બાંધી, એટલે મીરાંમાં કામ તો રહ્યા કે નહિ? અને કામ રહ્યા તો ઉત્તમ કેમ કહેવાય?"

"મીરાંમાં કામ રહ્યો કહેવાય નહિ. કામ હોય તો સંસારનો ત્યાગ થાય નહિ, અને પ્રભુમાં ચિત્ત પરોવાય નહિ," વિચાર કરી નીતિસેને કહ્યું.

"પણ મીરાં પોતાનાં ગીતોમાં કહે છે કે 'પ્રભુ મારો ધણી છે, હું તેની સાથે સર્વ કામ ભોગવું છું, મને કશા વૈભવની ખોટ નથી.' તેનું કેમ? મીરાંનાં શૃંગારભક્તિનાં પદ વાંચ્યાં નથી?" ગોવિંદભટ્ટે પૂછ્યું.

"બહુ વાંચ્યાં છે."

"ત્યારે એવો સ્ત્રીપુરુષની વચ્ચેનો શૃંગાર તે કામ નહિ તો શું?"

"તે—તે કામ કોઈક બીજો—કોઈક દિવ્ય—દૈવી—હોવો જોઈએ," વિચાર કરતો નીતિસેન બોલ્યો.

"તે દૈવી, દિવ્ય, પણ કામ જ કે નહિ? અને કામ સર્વથા ત્યાજ્ય નથી?" ગોવિંદભટ્ટે પૂછ્યું.

**"તે મીરાં જાણે, મને કંઈ સમજ પડતી નથી.** મીરાં કામી વા વિષયિણી નહિ હતી એ નક્કી, તે પવિત્ર હતી," વિચાર કરીને નીતિસેન બોલ્યો.

**"તું અંગ્રેજી અને સંસ્કૃત ભણેલો, ઊંડા ઊંડા વિચાર કરનારો, પરોપકારી સજ્જન હોવા છતાં મીરાંનાં પદ ન સમજે એમ હોય?** એમાં શબ્દો તો કઠિન નથી, ત્યારે તને શું સમજ પડતી નથી?" ગોવિંદભટ્ટે હસીને પૂછ્યું.

"મીરાંની તો સૃષ્ટિ જ કંઈ જુદી છે, એના વિચાર આ દુનિયાની બહારના છે," નીતિસેન વિચાર કરીને બોલ્યો.

"પણ તે બીજી દુનિયા મીરાં ક્યાંથી ઉપજાવે—સૂજે—છે?"

"એના ઉચ્ચ આશયના પવિત્ર હૃદયમાંથી."

"પણ એ પવિત્ર હૃદયમાંથી ઉત્પન્ન થતી બીજી સૃષ્ટિમાં પણ કામ—વિષય—ખરો?"

"ના, ના, બિલકુલ નહિ."

"પણ એ પ્રભુને સ્વામી—ધણી—કહે છે તે શબ્દ કામ-સૂચક નથી?"

"ના, ના. તે પ્રેમથી, સ્નેહથી," નીતિસેન બોલ્યો.

"પ્રેમ શું તે તું સમજે છે?" ગાર્ગીએ પૂછ્યું.

"કંઈક સમજું છું."

"તે કહે."

"પુરુષોત્તમ અને કુસુમ તમને વહાલાં છે, તેટલો હું નથી! મારા ઉપર તમારો પ્રેમ કંઈક ઓછો છે."

(હસીને) "એ પ્રેમ ક્યાં રહે છે?"

"હૃદયમાં."

"એ પ્રેમનું બળ કેટલું છે તે તને ખબર છે?"

"હા, પ્રેમની મેં ઘણી વાતો વાંચી છે. અઘરામાં અઘરાં, અશક્ય લાગતાં કામ પ્રેમ કરાવી શકે છે. પ્રેમી પોતાનું શિર પણ આનંદથી આપવા તૈયાર થાય છે."

"એવો પ્રેમ તને કોઈના ઉપર છે?"

"કુસુમના ઉપર મને પ્રેમ છે, મારું હૃદય એને જોઈને પ્રસન્ન રહે છે, એ ન હોય ત્યારે મને ગમતું—ગોઠતું—નથી," વિચાર કરીને નીતિસેન બોલ્યો. પછી મનમાં બોલ્યો: "આજે સવારે જ એને માટે ચકલીઓ લાવ્યો છું."

"તને કુસુમના ઉપર આટલો પ્રેમ છે તેનું કારણ શું?" ગાર્ગીએ પૂછ્યું.

"એના હૃદયની સુંદરતા અને પવિત્રતા! મને તો એ કોઈ સુંદર દેવી જેવી લાગે છે. તમને જોઇને પણ મારું હૃદય.—"

"શું?"

"કંઈ નહિ. કુસુમની પવિત્રતા અને સુંદરતા એ તમારી સુંદરતા અને પવિત્રતાનો માત્ર અંશ—માતાનો પુત્રીમાં હોય તેવો જ—છે."

"આપણાં સર્વનાં શરીર નાશવંત છે, નહિ વારુ?"

"હા."

"પ્રેમપાત્રનું–પ્રેમી જોડામાંથી એકનું અનિત્ય શરીર પડે ત્યારે બીજાની શી સ્થિતિ થાય?"

"તેનું હૃદય ચિરાય, તે ભાન વગરનો રઝળે, ટવળે, અને મરે."

"ત્યારે અનિત્ય અને મલિન શરીર પ્રેમને લાયક છે?"

"ના, પણ ઉપાય શો?"

"એવા ઉત્તમોત્તમ પ્રેમને પાત્ર વસ્તુ નિત્ય જોઇએ, નહિ વારુ?"

"હા."

"વળી તે સર્વ પ્રકારે શ્રેષ્ઠ અને સુંદર જોઇએ, નહિ?"

"હા."

"એવી નિત્ય, ઉત્તમોત્તમ, સુંદર વસ્તુ તેં ક્યાંય જોઈ છે?"

નીતિસેનને કુસુમનો પ્રસંગ યાદ આવ્યો, કુસુમના સુંદર હૃદયમાં એને પ્રભુનાં દર્શન થયાં હતાં તેનું સ્મરણ થયું. વૃંદાવન, વ્રજભક્તો, સર્વેનાં દર્શન કર્યાં છતાં, આ તે સત્ય કે સ્વપ્ન એવી શંકા એને થઈ હતી. તેનું કારણ પોતાની અયોગ્યતા, હૃદયની મલિનતા, એમ હવે એને સ્પષ્ટ થયું. આ સુંદર મંડળમાં ગાર્ગીના સુંદર પ્રશ્નોત્તરથી પોતાનું હૃદય પવિત્ર કરતો પ્રભુનું સ્મરણ કરતો તે બોલ્યો.

**"હા, કુસુમે તે વસ્તુ મને બતાવી છે, તમે તે વસ્તુ પ્રાપ્ત કરવાનો ખરો માર્ગ મને બતાવ્યો છે."**

ગાર્ગી શાંત થઈ.

નીતિસેન વધારે પ્રશ્ન કરી શક્યો નહિ. સર્વેને શાંત જોઈ પ્રો. ફેરજજ ગાર્ગીની તરફ જોઈને બોલ્યોઃ—"આપના પ્રશ્નોત્તરથી એમ પ્રાપ્ત થયું કે પ્રભુની ઉપર પ્રેમ કરવો. મીરાં અને ગોપીઓ બંને ઉત્તમ, તેમણે પ્રભુની ઉપર પ્રેમ કર્યો, પણ એમાં કંઈ શૃંગાર અવશ્ય પ્રાપ્ત થતો નથી. મીરાંનાં ઉઘાડાં શૃંગારનાં પદ શુદ્ધ ભક્તિને, શુદ્ધ પ્રેમને, કંઈ હાનિકારક નથી? કંઈ મલિન કરતાં નથી?"

"બિલકુલ નહિ." હસીને ગાર્ગી બોલી. "તમારો પ્રશ્ન હૃદયની દુર્બળતા અને મલિનતાનો સૂચક છે. વસ્તુતઃ હું તો મીરાંનો પ્રેમ પણ ઓછો માનું છું!"

"તેનું કારણ મને સમજાવશો?" નીતિસેને પૂછ્યું.

"સ્વાર્થની ખાતર પોતાના હૃદયના સ્વામીને પ્રેમી બિલકુલ શ્રમ આપતો નથી, એ પ્રેમતત્ત્વ તું સમજે છે?"

"હા, મારા કાંઈ પણ સ્વાર્થને માટે હું સુંદર કુસુમને કંઈ પણ શ્રમ ન આપું, મારું જોઈએ તે થાય."

"કુસુમને બદલે તારા હૃદયનો સ્વામી પ્રભુ—ઈશ્વર—હોય તો તેને તું તારા સ્વાર્થ ખાતર શ્રમ આપે ખરો?"

"ના, સ્વાર્થની ખાતર સહેજ પણ શ્રમ આપવો એ શુદ્ધ પ્રેમમાં ખામી છે."

"માટે જ મીરાંને અને નૃસિંહમહેતાને અમે મર્યાદામાર્ગીય કહીએ છીએ. શુદ્ધ પ્રેમમાર્ગમાં એવાઓને તો અવકાશ પણ નથી. **शुद्धाः प्रेम्णाऽतिदुर्लभाः ।** શુદ્ધ પ્રેમી ભક્ત બહુ દુર્લભ છે, એમ શ્રીવલ્લભાચાર્ય પોતે 'પુષ્ટિપ્રવાહમર્યાદા' ગ્રંથમાં કહે છે તે સત્ય છે."

નીતિસેન શાંત થયો.

"શૃંગાર ભક્તિનો પોષક છે, બાધક નથી, તેનાં કંઈ પ્રમાણ બતાવશો?" પ્રો. ફેરજજે પૂછ્યું.

"પ્રમાણ મારું પોતાનું હૃદય, મારો પોતાનો અનુભવ, વ્રજ-સીમંતિનીઓનાં હૃદય, અને તેમનો નિર્દોષ પૂર્ણગુણ અનુભવ." ગાર્ગી બોલ્યાં.

"હૃદય કંઈ શાસ્ત્ર નથી" હસીને પ્રો. ફેરજજ બોલ્યા.

"હૃદય અને બુદ્ધિના અનુભવ સિવાય શાસ્ત્રમાં બીજું શું લખ્યું હોય છે? અલંકારશાસ્ત્રમાં પરમ પ્રમાણ શું છે?" ગાર્ગીએ પૂછ્યું.

પ્રો. ફેરજજ મૂંગો રહ્યો.

"પણ તમારું હૃદય જે અનુભવની સાક્ષી પૂરતું હોય તે અનુભવ બીજાના હૃદયને ન થાય ત્યારે મોટાનાં હૃદયનો જે અનુભવ શાસ્ત્રોમાં વર્ણવ્યો હોય અને પંડિતોએ પણ માન્ય કર્યો હોય તેનું પ્રમાણ આપવું જ જોઇએ," ગોવિંદભટ્ટે ગાર્ગીને કહ્યું.

"તો **रसो वै सः। रसं ह्येवायं लब्ध्वानंदी भवति को ह्येवान्यात् कः प्राण्याद् यदेष आकाश आनंदो न स्यात्** અર્થાત્ 'તે રસ છે. આ (જીવ) રસ મેળવીને જ આનંદી થાય છે. જો આ આકાશ આનંદરૂપ ન હોત, તો કોણ શ્વાસ લેત, કોણ પ્રાણ ધારણ કરત?' ઇત્યાદિ શ્રુતિ સ્વતઃ એ અનુભવનું ગાન કરી રહી છે, અને એનાથી બીજું શું શ્રેષ્ઠ પ્રમાણ જોઈએ?" ગાર્ગીએ પૂછ્યું.

"શૃંગારમાં કામશાસ્ત્રની સર્વ ક્રિયાઓ થાય છે, ભક્તિમાં તેને સ્થાન નથી. દર્શન, સ્પર્શન, આલિંગન, ચુંબન વગેરે શૃંગારમાં સંભવે, ભક્તિમાં નહિ," પ્રો. ફેરજજે કહ્યું.

"શા માટે નહિ? પ્રભુનાં દર્શનસ્પર્શન વગેરે અમે નિત્ય કરીએ છીએ. એક માતા પણ પ્રેમપૂર્વક નીરખીને પુત્રનાં દર્શન કરે

છે, તેના અંગનો પ્રેમથી સ્પર્શ કરે છે, તેને સ્નેહભર આલિંગન કરે છે, તેને પ્રીતિથી ચુંબન કરે છે, તેના વિરહથી પીડાય છે, અને મૂર્છાપર્યંતની અવસ્થા અનુભવે છે. ભક્તને પણ કંઈક તેવો જ અનુભવ થાય છે," ગોવિંદભટ્ટે કહ્યું.

"કેટલેક અંશે એ ક્રિયાઓનું સામ્ય ચાલ્યું આવે, પણ શૃંગારની અંતિમ ક્રિયા જે સંભોગ તે શુદ્ધ પ્રેમમાં, માતાપુત્રના પ્રેમમાં, ભાઈબહેનના પ્રેમમાં, કેમ સંભવે? પ્રભુની ભક્તિમાં તેનો શો સંભવ?" પ્રો. ફેરજજ બોલ્યા.

"શા માટે નહિ?"

"ભાઈબહેનનો, અને માતાપુત્રનો સંભોગ' એ શબ્દો સાંભળી તેમનો અર્થ વિચારી, કંપારી આવે છે."

"શા માટે?"

"ભાઈબહેનના, માતાપુત્રના પ્રેમમાં, સંભોગને સ્થાન છે?"

"અવશ્ય. જો સામસામા હૃદયોના રસના ઉછાળાને તમે સંભોગ માનતા હો, તો એવા સંભોગને ભાઈબહેનના, માતાપુત્રના, તેમજ પતિપત્નીના પ્રેમમાં સ્થાન છે, પણ જો માત્ર ઇન્દ્રિયજન્ય સંયોગને જ તમે સંભોગ માનતા હો તો તેને સ્થાન નથી. પુત્રના ચિરકાળના વિરહથી પીડિત માતાને પુત્રદર્શન થતાં અકાળે પણ સ્તનમાંથી દૂધની ધારા છૂટે છે. એ માતૃઆનંદને તમે સંભોગાનંદ નહિ તો શું કહેશો?"

"પણ એમાં કામ—વિષય ક્યાં છે?"

"ચિરકાળના વિરહથી પીડિત પત્ની વિષયવાસનાની તૃપ્તિને અર્થે જ પતિની ઝંખના કરે છે? તેને નિઃસ્વાર્થ શુદ્ધ પ્રેમ હોતો નથી? તેનો વિરહતપ્ત હૃદયરસ પતિના મુખચંદ્રના દર્શનથી ઉછળી તેને સહસ્ર હસ્તથી સર્વશઃ આલિંગન કરતો નથી?"

"પ્રેમ હોય છે, પણ પત્નીમાં સાથે સાથે વિષયવાસના પણ હોય છે, અને તેથી જ પતિપત્નીનો પ્રેમ વિશુદ્ધ કહેવાય નહિ."

"વિષયવાસનાથી અમલિન, નિષ્કલંક પ્રેમ પત્નીમાં હોતો નથી? (હસીને) ભારતવર્ષની આર્ય સતીઓની નિઃસ્વાર્થતા અને પવિત્રતાનું તમને ભાન નથી! પતિના શબને ખોળામાં લઈને પોતાના જીવતા શરીર સાથે આનંદથી અગ્નિમાં બાળીને પવિત્ર કરતી સતીના પવિત્ર પ્રેમની તુલના ભૂતળ પર બીજો કયો પ્રેમ કરી શકશે?"

"અલબત, એવો પ્રેમ વિશુદ્ધ જ છે. અહીં તો મારાથી વિષયવાસના કહી શકાય નહિ."

"એવી વિશુદ્ધ સતી ચિરકાળના પતિવિરહથી પીડિત હોય, અને પછી પતિસંયોગ થતાં બંનેનો સુંદર રમણીય આનંદસંભોગ મચી રહે, તે વિષયતૃપ્તિ કહેવાય?"

"એ વિશુદ્ધ પ્રેમસંભોગ છે, એને સર્વાત્મભાવ કહે છે, અને માતાપુત્રના પ્રેમસંભોગથી પણ વધારે ઉત્કટ છે. વિષયવાસનાની તૃપ્ત્યર્થે જે સ્ત્રી તલસે છે તેમાં અને આ સતીમાં આસમાનજમીનનો ફેર છે. વિષયવાસનામાં પ્રેમનો અંશ પણ નથી, અને હૃદયની કોમળતા પણ નથી. એમાં ક્ષુદ્ર, બાહ્ય, મલિન, ઇન્દ્રિયજન્ય વાસનાની તૃપ્તિનો સ્વાર્થ જ હોય છે. કોઇકવાર વિષયવાસના અને કંઇક હૃદયની કોમળતા મિશ્રિત હોય છે. સાધારણ સ્ત્રીઓમાં કોઇક આવી મળી આવે છે, અને તેથી જ વિષય અને પ્રેમનો સંભ્રમ થાય છે, પણ ઉત્કટ સર્વાત્મભાવ તો વિષયવાસના અને અન્ય સર્વ વાસનાઓને બાળીને ભસ્મ કરે છે, અને પ્રિયની શાશ્વત નિઃસ્વાર્થ ઝંખનાથી—પ્રેમજન્ય આસક્તિ અને વ્યસનથી—કીટભ્રમરન્યાયે સતીને—પ્રિયાને—પ્રિયરૂપ પણ કરી નાખે છે," ગોવિંદભટ્ટે કહ્યું.

પ્રો. ફેરજાજ થોડી વાર શાંત બેસી રહ્યો. તે નિરુત્તર રહ્યો, પણ તેનો સંશય ટળ્યો નહિ. થોડી વાર પછી તે પાછો બોલ્યોઃ

"મને તો લાગે છે કે પ્રભુભક્તિમાં શૃંગારને—કામને અને વિષયને—સ્થાન નથી, ભક્તનો પ્રભુની ઉપરનો પ્રેમ માતાપુત્ર તથા ભાઈબહેનના પ્રેમ જેવો જ નિર્મળ અને તેથી પણ વધારે ઉચ્ચ પ્રકારનો હોવો જોઈએ. વસ્તુતઃ શૃંગાર—કામ—સ્વતઃ દોષિત છે, દોષથી જ એનો જન્મ છે, અને પ્રભુભક્તિની સાથે તેની સંગતિ ભક્તિને કલુષિત કરે છે, એમ મારું માનવું છે. જેમ ભાઈબહેનનો પ્રેમ પવિત્ર છે, માતાપુત્રનો પ્રેમ પવિત્ર છે, અને તેમાં વિષયનાં અંકુર બિલકુલ નથી, તેટલો જ નિર્મળ, નિષ્કામ અને તેથી પણ વિશેષ પવિત્ર પ્રભુ ઉપરનો પ્રેમ હોવો જોઈએ. દોષિત કામનો—વિષયનો—અંકુર એ પ્રેમમાં અસ્થાને છે."

કુસુમ મૂંગી મૂંગી બેસી રહી હતી, અને આ મંડળની વાતચીત ધ્યાન વગર, રસવગર, સાંભળતી હતી, એને તેમાં બહુ સમજ પડતી ન હતી. પ્રો. ફેરજજ બોલી રહ્યો કે એના મનમાં કોણ જાણે શુંએ થઈ આવ્યું, અને પ્રો. ફેરજજને સસ્મિત વદને પૂછ્યું.

"તમે પ્રભુને ઓળખો છો? તમે પ્રભુનાં દર્શન કર્યાં છે?"

પ્રો. ફેરજજે આ પ્રશ્ન સાંભળી, કુસુમના સુંદર અને નિર્મળ વદન તરફ સાનંદાશ્ચર્યવડે જોયું, અને વહાલથી બોલ્યોઃ

"ના, બહેન!"

"ત્યારે પ્રભુને શું ગમે છે અને શું નહિ, તેની તમને શી ખબર? બાપુજી તો રોજ પ્રભુની સેવા કરે છે, અને જાણે છે તે કહે છે, તે તમે કેમ માનતા નથી?" કુસુમે પૂછ્યું.

પ્રો. ફેરજજે તેના સુંદર, ઊંચા કરેલા મુખારવિંદ તરફ જોયું. તે તેનો કોમળ ઉપાલમ્ભ સમજ્યો, હસ્યો, અને બોલ્યોઃ

"બહેન, તારા જેટલી શ્રદ્ધા પ્રભુએ મને આપી નથી!"

"તમારી આંખમાં પ્રભુ છે જ ક્યાં કે પ્રભુ તમને શ્રદ્ધા આપે?" કુસુમ બોલી.

કુસુમનું આ કથન ખરેખરું હતું. પ્રો. ફેરજજ તે સમજ્યો, તથાપિ કંઈ પણ ઉત્તર આપી શક્યો નહિ.

જ્યારે કુસુમ પ્રશ્ન કરતી હતી, ત્યારે સર્વ મંડળી ઉત્સાહથી તેની તરફ જોતી હતી. ગાર્ગીએ આનંદથી કુસુમને પોતાના ખોળામાં લીધી, તેની કોમળ ડોક ઊંચી કરી, સુંદર વદન પર એક કોટી કરી, અને કુસુમના જ પ્રશ્ન ચાલુ રાખતી હોય તેમ પોતાના પવિત્ર અને પ્રભાવશાળી વદનથી પ્રો. ફેરજજને પૂછ્યું:

"માતાપુત્રનો, ભાઈબહેનનો પ્રેમ તમે કર્તવ્ય માનો છો ? તે દોષિત નથી ?"

"એ પ્રેમમાં શો દોષ હોય ? નથી જ. માટે જ એ પ્રેમ હું કર્તવ્ય અને પવિત્ર માનું છું," હસીને પ્રો. ફેરજજ બોલ્યા.

"અને પતિપત્નીના પ્રેમને દોષિત, અકર્તવ્ય અને અપવિત્ર માનો છો !" હસીને ગાર્ગીએ પૂછ્યું.

"હા, કેમકે એમાં દોષિત કામનો અંકુર છે."

"દોષિત કામનો પ્રશ્ન પછી લઈશું. પણ માતાપુત્રનો અને ભાઈબહેનનો પ્રેમ વસ્તુતઃ અકર્તવ્ય વા દોષિત નથી ?" હસીને ગાર્ગીએ પૂછ્યું.

"માતાપુત્રનો, ભાઈબહેનનો પ્રેમ દોષિત ? તમે તો નવાઈની વાત કરો છો!" આશ્ચર્યથી ભ્રૂકુટિ ઊંચી કરીને પ્રો. ફેરજજ બોલ્યા.

"શુદ્ધ જ્ઞાનમાં એ પ્રેમ બાધક નથી ?"

"શુદ્ધ પ્રેમને હું જ્ઞાનનો બાધક માનતો નથી, પણ સહાયક માનું છું."

"જ્ઞાન શું તે કહેશો ?"

"આપના પ્રશ્નનો ભાવાર્થ હું સમજી શકતો નથી." વિચાર કરીને પ્રો. ફેરજજ બોલ્યા.

"કોઈ પણ મનુષ્યને જ્ઞાન થયું ક્યારે કહેવાય? એ મારો પ્રશ્ન છે."

"હું સમજી શકતો નથી, મને જ્ઞાન થયું નથી, હું કહી શકતો નથી."

"બહેન, જ્ઞાન થયું ક્યારે કહેવાય તેનાં લક્ષણ કહી જા," કુસુમને ખોળામાં બે હાથે ડાબીને ગાર્ગી બોલ્યાં.

કુસુમે કોમળ કંઠથી સુસ્વરથી ગાવા માંડયું:—

**अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।**
**आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥**
**इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।**
**जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥**
**असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।**
**नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥**
**मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।**
**विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥**
**अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।**
**एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥**

**॥ गीता १३ । ७–११ ॥**

અર્થાત્ અમાનિત્વ, અદંભિત્વ, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યોપાસના, શુદ્ધિ, સ્થિરતા, ઈંદ્રિયોનો આત્મામાં નિગ્રહ, ઈંદ્રિયોનો વિષય તરફ વૈરાગ્ય, અનહંકાર, જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા, વ્યાધિ વગેરે દુઃખોના દોષનો અનુભવ, પુત્ર, દાર, ગૃહ વગેરેમાં અનાસક્તિ અને તેમનો અસંગ, ઇષ્ટ અને અનિષ્ટ પદાર્થોની પ્રાપ્તિમાં સર્વદા સમચિત્તતા, પ્રભુને વિષે અનન્ય અસ્ખલિત ભક્તિ, એકાંત દેશનું સેવન, જનસમૂહ ઉપર અપ્રીતિ, અધ્યાત્મજ્ઞાનમાં નિરંતર નિષ્ઠા, અને તત્ત્વજ્ઞાનના અર્થનું દર્શન, **'આ જ્ઞાન છે.' એનાથી જે જે વિરુદ્ધ તે અજ્ઞાન.**

**एतज्ज्ञानम्** એ શબ્દો કુસુમ ભાર દઇને બોલી, અને તેણે પ્રો. ફેરનજીની સામે જોયું.

પ્રો. ફેરનજીએ ગીતાની આ સુંદર પંક્તિઓ કાંઈ આજે જ પહેલવહેલી સાંભળી ન હતી, સેંકડોવાર પોતે વાંચી હતી, અને મોટી મોટી ટીકાઓ પણ જોઈ હતી, પણ જ્યારે આમાંના એકેક શબ્દ એણે કુસુમના કોમળ કંઠમાંથી નીકળતા સાંભળ્યા, ત્યારે એના મગજ પર નવીન અસર થઈ. **असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु**× એ સાંભળતાં વાર જ એના હૃદયમાં નિશ્ચય થયો કે માતાપુત્રનો, ભાઇબહેનનો પણ પ્રેમ પોતે ધારતો હતો તેમ કર્તવ્ય નથી, એ તો અજ્ઞાન છે, અને એ આસક્તિ અને સંગ શુદ્ધ જ્ઞાનથી વિરુદ્ધ છે, અજ્ઞાનમય છે. (**मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी**)* એ સાંભળતાં જ પોતે માત્ર શબ્દપંડિત છે, કુસુમના કહેવા પ્રમાણે એને પ્રભુનાં દર્શન થયાં જ નથી, એમ પણ એના હૃદયની ખાતરી થઇ. તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોના ઘણા વર્ષોના લાંબા અભ્યાસ પછી પોતે માત્ર કંઇક શબ્દજ્ઞાન વિના બીજું કશું જ મેળવ્યું નથી, એમ એને પ્રતીત થયું. જ્યાં સુધી અંતરની સર્વે શંકાનો નિરાસ ન થાય ત્યાં સુધી ખરું જ્ઞાન મળવું મુશ્કેલ છે એ એણે અનુભવ્યું. પોતાનો સર્વ અહંકાર છોડી દઈ નિરભિમાનથી મનમાં ઉદ્‌ભવતી શંકા સહજ પણ સંતાડ્યા વગર તે બોલ્યો:

"પુત્ર, સ્ત્રી વગેરેની ઉપર પ્રેમ અકર્તવ્ય છે એમ શાસ્ત્રાજ્ઞા છે, પણ એ પ્રેમ કેમ અકર્તવ્ય છે તે હું સમજી શકતો નથી. જો એ જ્ઞાનમાં બાધક હોય તો સ્ત્રી, પુત્ર, વગેરે પ્રભુ આપે છે શું કરવા?"

"પુત્ર, સ્ત્રી, ગૃહાદિ વસ્તુતઃ શું છે? જ્ઞાનીને મન તે શું હોવાં જોઇએ?" ગાર્ગીએ પૂછ્યું.

---

× પુત્ર, સ્ત્રી, ગૃહ વગેરેમાં અનાસક્તિ અને તેમનો અસંગ.

* મારે વિષે અનન્ય યોગથી, નિરંતર ભક્તિ.

"તે સર્વ **ब्रह्म** છે, **सर्वं खल्विदं ब्रह्म**। આ સર્વ બ્રહ્મ છે," પ્રો. ફેરજજે કહ્યું.

"તો બ્રહ્મસ્વરૂપને અન્યથા માનવું, અને તેની સાથે—પુત્ર, સ્ત્રી વગેરે સાથે—અજ્ઞાનમૂલક પ્રેમ અને આસક્તિ કરવાં, તે જે બ્રહ્મ છે, તેમને પોતાની ઇન્દ્રિયોના ભોગના વિષય કરવા, અને પ્રભુને—હૃદયમાં સર્વદા બિરાજમાન પ્રભુને—ભૂલી જવા એ અજ્ઞાન નહિ? એવી પ્રેમાસક્તિનો નિષેધ કરવો ઉચિત નથી?" ગાર્ગી બોલ્યાં.

પ્રો. ફેરજજે પોતાની ભૂલ સ્વીકારી, તોપણ તેની શંકાનો નિરાસ થયો નહિ, અને શુદ્ધ મનથી, સરળતાથી બોલ્યોઃ "ત્યારે આપ પતિને પતિ માનતાં નથી?" આ પ્રશ્ન કરીને તે ગાર્ગી અને ગોવિંદભટ્ટજીનાં પ્રભાવશાળી વદનો તરફ ઉત્સુકતાથી જોવા લાગ્યો.

ગાર્ગી હસી પડી, પ્રો. ફેરજજની સરળતાથી આનંદ પામી, અને બોલીઃ

"**આપણાં સર્વનાં શરીર પ્રભુનાં મંદિર છે; તેના અંતરંગ સ્થાનમાં—હૃદયમાં—પ્રભુ સર્વદા બિરાજે છે, તેની પવિત્ર સેવામાં નિત્ય તત્પર રહેવું, અનન્ય ચિત્તથી તે પ્રભુમાં પ્રેમ અને આસક્તિ કરવી, અને માતાપુત્રે, ભાઈ-બહેને, પતિપત્નીએ એકેકને પ્રભુસેવામાં, પ્રભુની આજ્ઞા પાળવામાં, સહાય કરવી એ કર્તવ્ય છે, નહિ કે એકેકના શરીરની ઉપર મિથ્યા મોહ કરી, વિષયાસક્ત થઈ, પતિત થવું.** માતાએ પુત્રના શરીરની ઉપર પ્રેમાસક્તિ રાખવી એ મોહ છે, બહેને ભાઇના શરીર પર પ્રેમ અને આસક્તિ રાખવાં એ પણ મોહ છે, અને પત્નીએ પતિના શરીરની ઉપર આસક્તિ રાખવી એ પણ મોહ છે. એ સર્વે જ અજ્ઞાનમૂલક છે."

પ્રો. ફેરજજ છેક ઝંખવાણો પડી ગયો. ગાર્ગીનું દિવ્ય, તેજસ્વી, સુંદર, અને પવિત્ર વદન અને તેનાં તીક્ષ્ણ, સર્વદર્શી, તલસ્પર્શી,

હૃદયભેદક, ભવ્ય ચક્ષુની અસરથી તે ચકિત થઇ ગયો. ગાર્ગીના સુંદર પણ કોમળ ઉપાલમ્ભગર્ભિત શબ્દો તેના હૃદયમાં તીરની માફક સોંસરા પેઠા, અને તેમણે તેના હૃદયના પાપને પકડીને ભેદ્યું. માલ સહિત પકડાયેલો ચોર આમતેમ મિથ્યા ફાંફાં મારે, તેમ પ્રો. ફેરજજ વિહ્વલ થઇ જોવા લાગ્યો. એમ પાંચ મિનિટ વીતી ગઇ, એટલામાં ગોવિંદભટ્ટજી બોલ્યા—"**હિંદુશાસ્ત્રમાં લગ્ન વિષયવાસના તૃપ્ત કરવાનો કંટ્રાકટ નથી,** પણ પતિપત્ની એકેકના સહાયક થઈ ભગવદર્થે ધર્મક્રિયાઓ કરીને—પ્રભુસેવા કરીને—મોક્ષ મેળવવાનું ઉત્તમ સાધન છે." ઇંદ્રિયતર્પણ હિંદુશાસ્ત્રમાં અધર્મ ગણાય છે. ઇંદ્રિય-સંયમ જ સર્વથા ઇષ્ટ છે."

નિસ્તેજ વદનથી પ્રો. ફેરજજે ગોવિંદભટ્ટની સામે ઊંચું જોયું. તેના મનમાં લગ્નસંબંધી, પતિપત્નીના વાસ્તવ સંબંધ વિષે, ઘણા પ્રશ્ન ઊઠ્યા, અને જે પાપિણી શંકા એના મનમાં હતી તેનો સ્પષ્ટ ઉચ્ચાર કરતાં એને બહુ વસમું લાગ્યા છતાં, ધીમે ધીમે બોલ્યો.

" પતિપત્ની ધર્મક્રિયા—પ્રભુસેવા—ભલે કરે, પણ—વસ્તુતઃ—(ઘણે જ ધીમેથી)—વિષયવાસના તૃપ્ત કરવી એ પતિપત્નીનો મુખ્ય આશય હોતો નથી? નહિ તો પુરુષને સ્ત્રીની અને સ્ત્રીને પુરુષની શી જરૂર?"

"હિંદુધર્મ સંતાનોત્પત્તિની મના કરતો નથી, પણ ગર્ભાધાન-વિધિ હિંદુશાસ્ત્રમાં વિષયવાસનાની તૃપ્ત્યર્થે નથી, એ તો ધર્માર્થે અથવા મોક્ષાર્થ જ છે. વિષયવાસના તો સર્વથા હેય જ—ત્યાજ્ય જ છે. મનુષ્ય ત્રણ ઋણ સાથે જન્મે છે—દેવઋણ, પિતૃઋણ અને ઋષિઋણ. તેમાં પિતૃઋણ પુત્રોત્પત્તિથી મટે છે," ગોવિંદભટ્ટ બોલ્યા.

"ત્યારે વિષયવાસના સર્વદા મનુષ્યને હાનિકારક જ છે? તેમાં કંઈ પણ ફાયદો નથી?" પ્રો. ફેરજજે પૂછ્યું.

"એમાં શો શક? શમ, દમ વગેરે ષટ્સંપત્તિ ઉન્નતિકારક છે, વિષયવાસના અધોગતિને પહોંચાડનાર છે. જ્યાં સુધી વિષયનો આવેશ દેહમાં હોય ત્યાં સુધી પ્રભુનો આવેશ થતો જ નથી. **विषयाक्रान्तदेहानां नावेशः सर्वदा हरेः।** એમ શ્રીમદ્વલ્લભાચાર્યજી 'સંન્યાસ-નિર્ણય' ગ્રંથમાં સ્પષ્ટ આજ્ઞા કરે છે." ગોવિંદભટ્ટ બોલ્યા.

"ત્યારે પ્રભુએ સ્ત્રીરૂપ વિષયની ઉત્પત્તિ કરી જ શું કરવા?" પ્રો. ફેરજજે પૂછ્યું.

**"સ્ત્રી સ્વત: વિષય નથી, તે પણ બ્રહ્મ જ છે, પ્રભુનું જ મંદિર છે. માત્ર મનુષ્યના હૃદયમાં સંતાઈ રહેલી પાપિણી વાસના જ તેને વિષય કરે છે; જે વાસના તો દુષ્ટ હોવાથી સર્વથા ત્યાજ્ય જ છે.** જેમ મનુષ્યને પ્રભુએ સ્વસેવાને માટે પ્રકટ કર્યો છે, તેમ સ્ત્રીને પણ સ્વસેવાને માટે જ પ્રકટ કરી છે, અને તેમ જ ઝાડ, ફળ, ફૂલ, પશુ, પક્ષી સર્વેને પ્રભુએ સ્વસેવાર્થે જ ઉત્પન્ન કર્યાં છે. મનુષ્યે તેમાં આસક્તિ કરીને સ્વત: જ ઉપયોગ કરવાનો નથી," ગોવિંદભટ્ટે કહ્યું.

"ફળાદિ, ધાન્ય, વગેરે મનુષ્યને ખાવાને માટે પ્રભુએ ઉત્પન્ન કર્યાં નથી? અને તે ખાવાનું સુખ પણ આપ્યું નથી? તેમ જ સ્ત્રીને મનુષ્યના ઉપભોગને માટે સરજી નથી?" પ્રો. ફેરજજ બોલ્યા.

"નહિ જ. ફળ અને ધાન્ય વગેરેનો પણ પ્રભુએ પોતાની સેવાને—લીલાને—માટે જ આવિર્ભાવ કર્યો છે. એમાંની કોઈ પણ વસ્તુનો ઉપભોગ મનુષ્ય જિહ્વાને અધીન થઇને કરે છે તો તે પાપ કરે છે. ગીતાના ત્રીજા અધ્યાયના તેરમા શ્લોકમાં કહ્યું છે કે **भुञ्जते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात्.*** તેમજ ઉપસ્થને અધીન થઇ જે પુરુષ સ્ત્રીનો ઉપભોગ કરે, તો તે પણ પાપ જ કરે છે. તમને

---

* જેઓ પોતાને માટે રાંધે છે, તે પાપીઓ તો પાપનો ભોગ કરે છે.

ગીતાના તૃતીય અધ્યાયનું વિસ્મરણ થયું લાગે છે, નહિ તો આવા પ્રશ્ન ન કરો," ગોવિંદભટ્ટ બોલ્યા.

"હું ભૂલી ગયો નથી, પણ જ્યાં સુધી એ શંકાઓ હૃદયમાંથી ખસતી નથી, ત્યાં સુધી એ અધ્યાયોનું હાર્દ મગજમાં ઊતરતું નથી. જો મનુષ્ય ફળ, ધાન્ય વગેરે ખાય નહિ, તો જિવાય કેમ ?" પ્રો. ફેરજજે પૂછ્યું.

"મનુષ્ય મરી શકે ખરો ?" હસીને ગોવિંદભટ્ટે પૂછ્યું.

**"न जायते म्रियते वा कदाचित् ।**
**नायं भूत्वा भविता वा न भूयः ॥**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो ।**
**न हन्यते हन्यमाने शरीरे ॥ गीता ॥ २—२०॥**

અર્થાત્—આ કદાપિ જન્મતો નથી, અથવા મરતો નથી. ઉત્પન્ન થયેલો, અથવા ફરીથી થવાનો નથી—આ અજન્મા છે, નિત્ય છે, અનંત છે, પુરાણો છે; આ શરીરના મરવાથી મરતો નથી.

મનુષ્ય મરી જાય છે, એ ભય અજ્ઞાનીને છે, જ્ઞાનીને નથી."

"ત્યારે પ્રભુએ મનુષ્યને મુખ શું કરવા આપ્યું ?" પ્રો. ફેરજજે પૂછ્યું.

"પ્રભુનાં ગુણગાન કરવાને માટે જ" ગોવિંદભટ્ટ બોલ્યા.

પ્રો. ફેરજજ વિચારમાં પડ્યો. ગોવિંદભટ્ટ અને ગાર્ગીની સામે આભારની દૃષ્ટિથી જોવા લાગ્યો. એના મનમાં એ બંને કોઈ અત્યુત્તમ કોટિનાં મનુષ્ય ભાસવા લાગ્યાં. **એ માત્ર 'કામ'ને જ 'વિષયવૃત્તિ' સમજતો હતો, પણ આ બંને મહાત્મા તો ખાવું પીવું એ પણ વિષયવૃત્તિ, પશુવૃત્તિ ગણે છે, અને એમનાં આચરણ પણ એમના ઉચ્ચ વિચારને અનુકૂળ જ છે,** એમ એમના પ્રસંગથી એની ખાતરી થઈ ગઈ. એ દૈવી જીવો અલૌકિક છે, લોકોત્તર છે, એમ એનું હૃદય સમજ્યું, અને આભારથી એ બંને

મહાત્માઓની આગળ નમ્યું. ગોવિંદભટ્ટજીએ કૃપા કરીને આગળ ચલાવ્યું: "શ્રુતિ કહે છે કે પ્રભુ અને જીવ એ જૂના મિત્રો, વૃક્ષની શાખા ઉપર બેઠા છે. એક સ્વાદિષ્ટ ફળ ખાય છે, છતાં પ્રકાશતો નથી, બીજો ખાતો નથી છતાં સર્વદા પ્રકાશે છે. વસ્તુતઃ પ્રભુએ પોતાના આત્મામાંથી રમણાર્થે આ સૃષ્ટિ પ્રકટ કરી. દરેક મનુષ્યના હૃદયમાં પોતે બિરાજે છે, અને પોતાની સેવાને માટે મનુષ્યને હાથ, પગ, ચક્ષુ, કર્ણ વગેરે સર્વ ઇંદ્રિયો આપી છે. પ્રભુસેવા ન કરતાં એ ઇંદ્રિયો સ્વતઃ પ્રભુની વસ્તુઓની ચોરી કરીને આપણને પ્રભુથી વિમુખ ન કરે એની મનુષ્યે ખાસ સંભાળ લેવાની છે.

**यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः।**
**इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥२।६०॥**

અર્થાત્–હે કૌંતેય, વિદ્વાન્ પુરુષ યત્ન કરે છે, તે છતાં બળવત વેગવત ઇંદ્રિયો તેનું મન એકદમ હરે છે. (પ્રભુથી વિભિન્ન કરે છે.)

**तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः।**
**वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता॥२।६१॥**

અર્થાત્–તે સર્વે ઇંદ્રિયોનો સંયમ કરીને, મારું ધ્યાન કરીને, ચિત્ત **મારામાં** યોજીને બેસવું. જેની ઇંદ્રિયો વશ છે, તેની બુદ્ધિ સ્થિર છે.

જે મુખ પ્રભુનાં ગુણગાન કરતું નથી, તે પાપી છે, અને પ્રભુપ્રસાદ ન લેતાં પ્રભુની વસ્તુ સ્વતઃ ખાઇ જાય છે તો વિશેષ પાપ કરે છે.

જે ચક્ષુ પ્રભુનાં દર્શન કરતાં નથી, તે પાપી છે, અને સુંદર દૃશ્ય ચીજો હૃદયસ્થ પ્રભુને અર્પણ ન કરતાં સ્વતઃ ઉપયોગ કરે છે, તો વિશેષ પાપ કરે છે.

જે કર્ણ પ્રભુનાં કીર્તનનું શ્રવણ કરતા નથી, તે પાપી છે, અને સુંદર શ્રાવ્ય વસ્તુ હૃદયસ્થ પ્રભુને અર્પણ ન કરતાં સ્વતઃ ઉપ-

ભોગ કરે છે તો વિશેષ પાપ કરે છે. એ પ્રકારે સર્વે ઇન્દ્રિયોનું સમજવું. એક પણ ઇન્દ્રિય બરોબર વશ ન હોય, તો પુષ્કળ ઘોંઘાટ મચાવી મૂકે છે, અને હૃદયમાં બિરાજમાન પ્રભુથી વિખૂટા પાડી દે છે, માટે સર્વે ઇન્દ્રિયોનો, સંયમ કરીને બાહ્ય વસ્તુથી—વિષયથી—વિરક્ત રહીને તેમને પ્રભુસેવામાં યોજવી એ એક મોટું કર્તવ્ય છે.”

પ્રો. ફેરજજના મોં આગળ નવી સૃષ્ટિ ખડી થઈ. **अजो नित्यः** વગેરે શબ્દ સાંભળતાં જ તેની ખાતરી થઈ ગઈ કે નિત્ય જીવને ખાવાને માટે પ્રભુ મુખ આપે એ વાસ્તવિક નથી, ખાવું એ આવશ્યક નથી, પણ સદાસર્વદા પ્રભુનાં ગુણગાન કરવાં એ જ વસ્તુતઃ કર્તવ્ય છે. તેમ જ ચક્ષુ પ્રભુનાં દર્શન માટે જ છે, એમાં પણ એનો સંશય ટળ્યો. તે વિચાર કરવા લાગ્યોઃ—

“ચક્ષુને પ્રભુના કરતાં બીજી કઈ વધારે સુંદર વસ્તુ મળશે? હસ્તચરણ વગેરેનો પણ પ્રભુસેવાના કરતાં બીજો કયો સદુપયોગ થઈ શકે? વળી સર્વથી નિકટ, અંતરંગ, હૃદયસ્થિત આત્માના આત્મા પ્રભુ જ છે, તેને મૂકી અન્યત્ર ભટકવામાં શો લાભ?” અંતે તે બોલ્યોઃ—

“માતાપુત્રનો, ભાઈબહેનનો, પ્રેમ વસ્તુતઃ અજ્ઞાનમૂલક છે, અને દોષિત છે,” એ હું બરોબર સમજ્યો. મનુષ્યે પોતાનું મન અને સર્વે ઇન્દ્રિયો બાહ્ય વસ્તુઓમાં જતાં અટકાવીને તોફાન શાંત કરીને પ્રભુસેવામાં યોજવાનાં છે એ પણ હું સમજ્યો. હવે કૃપા કરીને શૃંગારભક્તિનું રહસ્ય શું છે તે સમજાવશો?

“હજી તમને શૃંગારભક્તિ બાધક લાગે છે?” ગોવિંદભટ્ટે પૂછ્યું.

“હા.”

“આશ્ચર્ય!”

“હું એમની શંકાનું નિવારણ કરીશ,” ગાર્ગીએ પ્રો. ફેરજજને કહ્યું. “વર્ષની છ ઋતુ હિંદુશાસ્ત્રમાં કહી છે તે આપને ખબર હશે.”

"હા."

"તેમાંની શિશિરઋતુ વનસ્પતિનાં પાંદડાં ખેરવી નાખે છે, તેમને વૃદ્ધ કરી મૃતપ્રાય કરી નાખે છે, નહિ વારુ?"

"હા."

"ત્યારે એ સર્વનો સંહાર કરનાર ઋતુ દોષિત, પાપમય નથી?"

**"એ તો એનો સ્વભાવ છે, એમાં દોષ શો?"**

"ગ્રીષ્મ સર્વ સૃષ્ટિને અસહ્ય તાપથી બાળે છે, તે પણ સ્વતઃ દોષિત નથી?"

"મને તો એ સર્વે **તે તે ઋતુના સ્વભાવ લાગે છે,** એમાં પાપ શું?"

"વસંત વસ્તુમાત્રને નવયૌવન આપી, જીવનના નવાં અંકુર મૂકી, શૃંગાર સજાવી, કામસિંચન કરી, નવાં પત્ર, નવાં ફૂલ, અને નવી સુંદરતા અર્પે છે, તે સ્વતઃ કામથી દોષિત નથી?"

**"એ વસંતનો સ્વભાવ છે, એમાં કંઈ દોષ નથી."**

"તેમ જ મનુષ્યની બાલ્ય, યૌવન અને વૃદ્ધાવસ્થા પણ સ્વાભાવિક નથી?"

**"અલબત, તે સ્વાભાવિક છે, એમાં સ્વતઃ કંઈ દોષ નથી."**

"તેમાં વૃદ્ધાવસ્થામાં ઇન્દ્રિયનિગ્રહ સુગમ છે, નહિ વારુ?"

"હા જ તો. નિર્બળ ઇન્દ્રિયોનો નિગ્રહ સુગમ હોય જ."

"અને યુવાવસ્થામાં ઇન્દ્રિયો ઘણી જ વધારે બળવાન હોય છે, નહિ?"

"હા, એ અવસ્થામાં ઇન્દ્રિયનિગ્રહ બહુ વિકટ છે, પણ તે કરવો આવશ્યક છે."

"અને એ બલવાન ઇન્દ્રિયોનો સંયમ કરી, તેને પ્રભુની અભિમુખ કરી પ્રભુના વિનિયોગમાં યોજવી જોઇએ, નહિ વારુ?"

(આશ્ચર્યથી) "અવશ્ય."

"પણ જે યૌવન મનુષ્યમાં નવીન જીવન, નવીન હાવભાવ, નવી સુંદરતા, નવી સૃષ્ટિ, નવો શૃંગાર, નવો કામ ઉત્પન્ન કરે છે, તે સ્વતઃ દોષિત નથી?"

"ના, તે તો યૌવનનો સ્વભાવ છે, યૌવનની સ્વાભાવિક સુંદરતા છે."

"ત્યારે શૃંગાર—કામ—સ્વતઃ જન્મથી જ દોષિત નથી?"

"ના!"

આ ઉત્તરની સાથે પ્રો. ફેરજજના હૃદયની સર્વે મલિનતા નાશ પામી, અને તેની શંકાનું તેના અંતઃકરણમાં સંતોષકારક સમાધાન થઈ ગયું.

એટલે ગાર્ગી હસીને બોલ્યાં: "તે યૌવનની સ્વાભાવિક સુંદરતા છે?!"

"હા!"

"વળી મનુષ્યનો જીવાત્મા વૃદ્ધ થાય છે?"

"ના, તે નિત્ય સદાસર્વદા સર્વગુણ અને સર્વબળસંપન્ન હોય છે."

"ત્યારે એ સર્વગુણસંપન્ન સુંદર જીવાત્મા, એ યૌવન, એની સ્વાભાવિક સુંદરતા, એનો શૃંગાર, એની બળવાન ઇન્દ્રિયો એ સર્વેનું મનુષ્યે શું કરવું ઉચિત છે?"

"જેમ ઉપર કહ્યું તેમ બહારની સર્વે વસ્તુમાંથી, સર્વે વિષયોમાંથી, સંપૂર્ણ રીતે સંયમ કરીને હૃદયસ્થ પ્રભુના વિનિયોગમાં યોજવાં એ જ કર્તવ્ય છે. પણ તે અત્યંત કઠિન છે, કોઈ વિરલ મનુષ્ય જ કરી શકે."

"ત્યારે એવી રીતે પોતાનો સર્વગુણસંપન્ન જીવાત્મા, યૌવન, તેની સ્વાભાવિક સુંદરતા, શૃંગાર અને બલવત

ઇન્દ્રિયો જે મનુષ્ય બાહ્ય સર્વે વસ્તુને—વિષયને—તૃણવત્ ગણી, શુદ્ધ અંતઃકરણથી પૂર્ણસંયમસહિત સંપૂર્ણ નિરોધથી, માત્ર હૃદયસ્થ જ નહિ, પરંતુ તીવ્ર આર્તિથી બહિઃ પણ પ્રકટ, સાક્ષાત્ પ્રભુના વિનિયોગમાં લઈ શકે તે ઉત્તમ અને પૂજ્ય નહિ ?"

( આહ્લાદિત હૃદયથી ) "બેશક ઉત્તમોત્તમ, પરમપૂજ્ય !"

"એવાં મનુષ્યો તમે જોયાં—સાંભળ્યાં છે ?"

( આનંદાશ્રુસહિત ) "ગોપિકાઓ !—મીરાં."

"ગોપીજન સુંદર છતાં, યુવાન છતાં, ખરા અંતઃકરણથી સંસારના સર્વ વિષયોનો સંપૂર્ણ ત્યાગ કરીને, સર્વાત્મભાવથી, હૃદયસ્થ ઉત્કટ આર્તિથી, બહિઃપ્રકટ પ્રભુની પાસે, રસમાત્રના શૃંગ, અગ્રગણ્ય, શૃંગારરસના અધિષ્ઠાતા શ્રીકૃષ્ણની પાસે જઈ શક્યાં, પોતાના સુંદર જીવાત્માને લઇ જઈ શક્યાં,—અરે ! ત્વરાથી અસ્તવ્યસ્ત વસ્ત્રાલંકારસહિત દોડી ગયાં, તે સુંદર, યુવતી, નિષ્કલંકિત, સંપૂર્ણ રીતે ઇન્દ્રિયના નિરોધવતી, સર્વાત્મભાવવતી, વ્રજસીમંતિનીઓનો તે હૃદયસ્થ બહિઃપ્રકટ, સુંદર રસમય, કોટિકંદર્પલાવણ્યમય પ્રભુએ અંગીકાર કર્યો, તે આત્મારામ, ઊર્ધ્વરેતસ રસમય પ્રભુએ તે સંયમી, સર્વાત્મભાવવાન, સુંદર ભક્તોસહિત નિર્મળ, પવિત્ર સ્વરૂપભોગ, રસભોગ કર્યો, અને ચૌદ લોકને પવિત્ર કરનાર, કોટિ કામદેવના સમૂહને પણ ઝંખવાણા કરી નાખે એવો રાસ રચ્યો, એ રાસની બલિહારી, સુંદરતા, નિર્મળતા પવિત્રતા, રસમયતાનું કંઈક ભાન તમને થાય છે ?" ગાર્ગીએ પૂછ્યું.

જેમ સામાન્ય મનુષ્યો નાટકનો પડદો ખુલતાં તેનાં પાત્રો, તેની સીનસીનરી વગેરેમાં ઉત્સુકતાથી તલ્લીન થઈ જાય છે, જેમ

પ્રભાતમાં ઊંચા પર્વતોની ઉપર ફરતો કોઈક રસિક મનુષ્ય ઘડીઘડીમાં નવીનતા ધારણ કરતા સૃષ્ટિસૌંદર્યનું પાન કરવામાં તલ્લીન થઈ જાય છે, તેમ પવિત્ર થયેલા હૃદયવાળો, ઉત્સુક થયેલો પ્રો. ફેરજજ ગાર્ગીના મુખારવિંદમાંથી સ્રવતા સુંદર શબ્દોની ગૂઢ રસિકતાનું પાન કરવામાં તન્મય થઇ ગયો. એના હૃદયનું અવશેષ રહેલું આવરણ એકદમ ખૂલી ગયું, અને એને રાસસ્થ પરમાત્માનાં, સુંદર વ્રજ-સીમંતિનીઓનાં અને દિવ્ય રાસલીલાનાં દર્શન થયાં. એના પવિત્ર થયેલા હૃદયમાં સર્વ લીલાસૃષ્ટિ ખડી થઈ ગઈ, અને એનો અંત-રાત્મા એ લીલાનું પાન કરવામાં લીન થઈ ગયો. એ દિવ્ય અલૌ-કિક દર્શન કરતાં એનો આત્મા ધરાયો નહિ, અને બાહ્ય સર્વ મંડળીનું, સર્વ વસ્તુનું, અનુસંધાન ભૂલી તે અર્ધો કલાક સુધી અંતર્મુખ થઇ ધ્યાનસ્થ—સમાધિસ્થ—થઈ બેસી રહ્યો.

× × × ×

આ પવિત્ર દર્શન પ્રો. ફેરજજને એકલાને નહિ, પણ તે મંડળી-માંનાં સર્વેને થયાં. એક માત્ર વિચિત્રવીર્યને જ ન થયાં, તોપણ તેના હૃદયમાં ઘણા નવા નવા વિચારો આવ્યા. અને પવિત્રતાનો, સુંદરતાનો જે ભાસ એને આજે થયો, અને તેનાથી એના પોતાના હૃદયને પવિત્રતાનો જે પાસ લાગ્યો, તે કોઈ કાળે પણ ભુસાય એવો તો ન જ હતો.

અંતે ગાર્ગીએ પ્રો. ફેરજજને પૂછ્યું, "હવે તમારે કંઇ પૂછવાનું છે ?"

પ્રો. ફેરજજનાં ચક્ષુમાંથી આભારનાં અને આનંદનાં અશ્રુ પડ્યાં. તેણે ગાર્ગી અને ગોવિંદભટ્ટને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને કહ્યું : "મારું જીવન આજે તમે સફળ કર્યું, તમે મને કૃતાર્થ કર્યો."

"એમાં અમે કંઇ પણ વિશેષ કર્યું નથી. તમને જે કંઇ મળ્યું, તે તમારા આર્જવને—સરળતાને—લીધે જ છે."

# ૯ : મનની નિર્બળતા, વાસનાની પ્રબળતા

બહુ મોડું થઇ ગયું હતું, તેથી પ્રો. ફેરજાજ ત્યાંથી રજા લઇ ઊઠ્યો, પણ એને ઊઠવાનું મન ન હતું. જ્યાં સંસારની કૂથલી ભૂલી જવાતી હોય, જ્યાં નિર્મળ, પવિત્ર, ઉચ્ચાશયી સજ્જનોના સત્સંગનો અલભ્ય લાભ મળતો હોય, જ્યાં હૃદયમાં ઘર કરી બેઠેલી સર્વ શંકાનો સમૂળ નિરાસ થતો હોય, જ્યાં બ્રહ્મવિદ્યાની ગુવાર્તા થતી હોય, જ્યાં પ્રભુનાં ગુણગાન થતાં હોય, અને જ્યાં પ્રભુની લીલાનાં સાક્ષાત્ દર્શન થતાં હોય, ત્યાંથી કયા દૈવી જીવને ઊઠવું ગમે ? તોપણ મોડું થવાથી નછૂટકે ઊઠ્યો, અને સમુદ્રતટ પર થઇને પોતાને ઉતારે પાછા બંદર પર આવેલી 'પ્રીન્સ હોટેલ' તરફ ચાલવા માંડ્યું. રાસલીલાનાં આનંદમય દર્શન એને થયાં હતાં, તેથી એનું હૃદય આનંદમય બની ઊભરાઇ જતું હતું. તે ઊભરાતો આનંદ એની આસપાસના સર્વ સ્થળ પર પ્રસરી જતો હતો, અને એની પાસેની સર્વ વસ્તુમાં આનંદાંશ પ્રકટ થતો એને લાગતો હતો. આકાશમાંના શ્વેત ઝીણા તારા એને જોઇ આનંદથી હસતા હતા, એની સાથે આંખમિચામણાં કરતા હતા, અને તેમના અધિષ્ઠાતા દેવ એની સાથે છૂપી ગોષ્ઠી કરતા હતા. આકાશમાંનો શ્વેત ચંદ્ર મંદ હાસ્ય કરી એના માનસચંદ્રની સાથે ક્રીડા કરી આનંદની રેલમછેલ ઉડાવતો હતો. મહાસાગરની ઘૂઘૂ કરતી ઊંડી ગર્જનામાં એ બ્રહ્મનાદ સાંભળતો હતો, અને તેનો લય એના પંચપ્રાણના અનહદ નાદના લય સાથે એકત્ર થતો હતો. આ વખતે આનંદ અને આનંદમયની લીલા સિવાય સૃષ્ટિમાં બીજું કંઇ ન હતું. એના ઉદ્દઘાટન પામેલા (ઊઘડેલા) હૃદયમાં આધિભૌતિક જગત અને આધિદૈવિક બ્રહ્મનાં—આનંદનાં—એક જ સ્વરૂપે દર્શન થતાં હતાં. સચ્ચિદાનંદ પરમાત્માના સદ્રૂપ,

ચિદ્રૂપ અને આનંદરૂપનાં આહ્લાદજનક શુદ્ધ અદ્વૈતરૂપે એને દર્શન થતાં હતાં.

જોકે એ રસ્તા પર ચાલતો હતો અને એનાં ચક્ષુ ઉઘાડાં હતાં, છતાં તેઓ બાહ્ય વસ્તુઓ ન જોતાં, એના હૃદયની અંદર જ જોતાં હતાં. એ હૃદયની અંદર આનંદની મૂર્તિ પણ એની સાથે ખિજવાયેલી કુસુમનું એને સ્મરણ થયું, અને તે બોલ્યો:

"કુસુમ, કુસુમ, સુંદર કુસુમ, તું હદ કરે છે.

'પ્રભુને શું ગમે છે અને શું નહિ તેની તમને શી ખબર?'

"નહિ જ. મને શી ખબર? હું પ્રભુને જ ઓળખતો નથી, તો તેમને શું ગમે છે એ કેમ જાણું?

'બાપુજી તો રોજ પ્રભુની સેવા કરે છે.'

"ખરી વાત, કુસુમ, ખરી વાત. તારા બાપુજી પ્રભુની સેવા કરે છે, તે જડ મૂર્તિની સેવા કરવાનો ઢોંગ કરતા નથી, રમત રમતા નથી, એ મેં આજે જ જાણ્યું. 'જાણે છે તે કહે છે.' હા બહેન, હા, તે જાણે છે, તે કહેતા નથી કે 'હું જાણું છું,' પણ તે જાણે છે એ નક્કી. 'તમે કેમ માનતા નથી?' (હસીને) હું માનતો ન હતો, કેમકે હું જાણતો ન હતો! અને હું જાણતો ન હતો, કેમકે શ્રદ્ધા ન હતી! પણ તેં ખરી કસોટી કરી. 'તમારી આંખમાં પ્રભુ છે જ ક્યાં કે પ્રભુ તમને શ્રદ્ધા આપે?' "ખરી વાત, ખરી વાત. હૃદયમાં હોવા છતાં પ્રભુને હું ઓળખતો નહોતો જ, અને જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં સુધી આંખમાં અંધારું જ દેખાય! જ્યારે હૃદય ખૂલે, આ શરીર પર હૃદયસ્થ પ્રભુનું સામ્રાજ્ય સ્થપાય, ત્યારે જ હૃદયદ્વારમાં—ચક્ષુમાં—પ્રભુનાં દર્શન થાય! અહા! માટે જ શ્રુતિમાં કહ્યું છે કે 'અક્ષિમાં જે પુરુષ દેખાય છે, તે બ્રહ્મ છે.' કુસુમ, એ શ્રુતિનો અર્થ તેં મને સમજાવ્યો! હું તો ધારતો હતો કે આંખમાંની કીકીને અસજ્ઞના અજ્ઞાની લોકો બ્રહ્મ—પુરુષ—કહેતા હશે! શી આ હૃદયની જડતા! શું અજ્ઞાન!" તે છેક દીન

થઈ ગયો, પણ તે જ દીનતાની સાથે તે હૃદયમાં વધારે ઊંડું જોવા શક્તિમાન થયો. તે શરીરને આત્માથી ભિન્ન જોવા લાગ્યો, અને બોલ્યો:—

"અહા! આ શરીર જ બાહ્ય, અનિત્ય છે, તો શરીરસંબંધી સ્ત્રી, પુત્ર, વગેરે સર્વ બાહ્ય, અસંબંધી હોય તેમાં શું આશ્ચર્ય!" **ખરો પ્રેમ, ખરો સંબંધ, પ્રભુસાથે જ હોઈ શકે છે,** એમ એની ખાતરી થઈ. માતાપુત્ર, સ્ત્રીપુરુષ અને ભાઈબહેનના સર્વ પ્રેમ, જીવ અને પ્રભુના સંબંધ અને પ્રેમથી હેઠા છે—બાહ્ય છે—તેની એને દૃઢ પ્રતીતિ થઈ.

ગાર્ગીની પવિત્ર, પ્રભાવશાળી મૂર્તિ એની દૃષ્ટિ આગળ ખડી થઈ. તેના મુખારવિંદના એકેએક અણુ એને જ્ઞાનથી ભરપૂર દેખાયા. એના પ્રશ્નોત્તર એના મગજમાં પાછા તરવરી આવ્યા: "**सर्वं खल्विदं ब्रह्म**" ખરી વાત. સ્ત્રી, પુત્ર, મિત્ર, સર્વેના સંબંધમાં, એ સર્વે બ્રહ્મ છે એ ભૂલવું ન જ જોઈએ, **એમને ભોગના વિષય ન જ કરવા જોઈએ. આપણે આ જગતમાં પ્રભુની સેવાર્થે આવ્યા, ઇંદ્રિયો પણ તેની સેવા માટે જ લાવ્યા, અને તેમાં મદદ માટે સ્ત્રી, પુત્ર, મિત્ર, વગેરે સર્વે મળ્યાં, તો તે પ્રભુની સેવા વિસારી આપણા જ ઉપયોગમાં તેમને લેવાં, એ કેવી મૂર્ખાઈ?** ગાર્ગી, તને, તારા જ્ઞાનને ધન્ય છે! પણ હું કેવો પાપી? મેં શું કહ્યું? 'આપ પતિને પતિ માનતા નથી?' એટલે એમ કે પતિની વિષયવાસનાને તેવી જ વિષયવાસનાથી તમે વશ થતા નથી? હે અધમ મન! તું આવું પાપી વચન આ પવિત્ર મૂર્તિની આગળ કેમ બોલી શક્યું? ધિક્કાર છે તને, ધિક્કાર છે તારા દુષ્ટ વિકારને."

"પણ હે દેવી, હે પુણ્યાત્મન્, તું સહજ પણ ગુસ્સે થઈ? ના, ના, તું તો ઊલટું હસી, તેં તો માત્ર મને, મારા પાપને, દયાપાત્ર જ ગણ્યું. તેં જે શબ્દો, જે પવિત્ર શબ્દો, મારા પ્રશ્નના ઉત્તરમાં,

તેના બદલામાં, ઉચ્ચાર્યો, તે મારા હૃદયમાં હંમેશાં કોરી રાખવા જેવા છે: '**આપણાં સર્વેનાં શરીર પ્રભુનાં મંદિર છે, તેના અંતરંગ સ્થાનમાં—હૃદયમાં—પ્રભુ સર્વદા બિરાજે છે. તેની પવિત્ર સેવામાં નિત્ય તત્પર રહેવું, અનન્ય ચિત્તથી તે પ્રભુમાં પ્રેમ–આસક્તિ કરવી, અને માતાપુત્રે, ભાઈબહેને, પતિ-પત્નીએ એકેકને પ્રભુસેવામાં, પ્રભુની આજ્ઞા પાળવામાં સહાય કરવી એ કર્તવ્ય છે, નહિ કે એકેકના શરીર ઉપર મિથ્યા મોહ કરી, વિષયાસક્ત થઈ પતિત થવું.** માતાએ પુત્રના શરીરપર પ્રેમ–આસક્તિ રાખવી એ મોહ છે, બહેને ભાઈના શરીરપર પ્રેમ–આસક્તિ રાખવી એ પણ મોહ છે, અને પત્નીએ પતિના શરીર ઉપર પ્રેમ–આસક્તિ રાખવી એ પણ મોહ છે, એ સર્વે જ અજ્ઞાનમૂલક છે.' અહાહા! ધન્ય છે, ગાર્ગી, ધન્ય છે. હું તને સાષ્ટાંગ પ્રણામ કરું છું. હું પાપી છું એ જ શિક્ષા મને બસ છે."

ગોવિંદભટ્ટજીની ભવ્ય, તેજસ્વી મૂર્તિ એના મોં આગળ આવી ઊભી. એના મસ્તકમાંના વિચાર ચાલુ જ રહ્યા: "'**હિંદુ શાસ્ત્રમાં લગ્ન વિષયવાસના તૃપ્ત કરવાનો કંટ્રાકટ નથી.**' હું જેમજેમ હિંદુધર્મનો વધારે વિચાર કરું છું, જેમજેમ હું વધારે ઊંડો ઉતરું છું, તેમ તેમ તેની ઉત્તમતા, તેનું સત્ય અને તેનું સૌંદર્ય, વધારે અને વધારે મને માલૂમ પડે છે. '**સંતાનોત્પત્તિની મના નથી, તેની તો આજ્ઞા છે, પણ વિષયવાસના ત્યાજ્ય છે.**' અહાહા! ગોવિંદભટ્ટજી, વકીલ બૅરિસ્ટરોને પણ આ તારતમ્ય જડે નહિ, પશ્ચિમ તરફનાં મહારાજ્યોનાં તંત્ર ચલાવનાર પ્રધાનોને, અને ત્યાંના ધર્મગુરુઓને પણ આ તત્ત્વ જડયું નથી. ફ્રાન્સ, ઈંગ્લંડ, અમેરિકા, વગેરે હાલના સુધારાની ટોચે ચઢેલા દેશોમાં વિષયવાસનાની તૃપ્તિ એ કાર્ય, અને સંતાનોત્પત્તિ એ અકાર્ય ગણાય છે, તેથી ત્યાંના વિચારશીલ પુરુષો વિચારમાં પડ્યા છે કે હવે શું કરવું? અને તેથી સંતતિનિયંત્રણના ઉપાયો યોજાયા છે. તમારું કહેવું

યથાર્થ છે. **धर्माविरुद्धो कामोऽहं।** એમ ગીતામાં કહેનાર કૃષ્ણનો ભાવાર્થ પણ આ જ જણાય છે." ગીતાના શુદ્ધ સરળ જ્ઞાનની આગળ આખી દુનિયાના શાસ્ત્રોનું જ્ઞાન એને ક્ષુલ્લક વા દુર્બળ લાગ્યું.

આમ વિચાર કરતો કરતો તે ચાલતો હતો, પણ તે ચાલતો હતો તેનું એને ભાન ન હતું. આખરે તે 'ક્વીન્સ હોટેલ'ના દરવાજાની આગળ આવ્યો અને તે બંધ દીઠા ત્યારે જ એને ખબર પડી કે ઉતારે આવી પહોંચ્યો છું. બટન દાબતાં દરવાજા ઊઘડી ગયા, અનેતે માળ પર પોતાના રુમમાં ગયો. વેટરે કહ્યું: "સા'બ ડિનર રેડી હૈ.' (ખાણું તૈયાર છે.) 'નહિ ચૈતા,' એમ કહી વેટરને રજા આપી, ડ્રેસ બદલી, તે પોતાના બિછાનામાં પડ્યો. પણ તેનું ચિત્ત તો પોતે તે દિવસે જે જે સુંદર વચનામૃત સાંભળ્યાં હતાં તેના વિચારમાં ગૂંથાયેલું હતું, અને હૃદય, કુસુમ, ગાર્ગી, પુરુષોત્તમની અને ગોવિંદભટ્ટની પાસે હતું. તેને ઊંઘ આવી નહિ, અને મનમાં તરંગ આવવા લાગ્યા. 'હવે મારે બર્લિન જઇને શું કરવું છે? મારી સ્ત્રી ન્યુફેન્સીને સંસાર ગમે છે, સોસાયટીમાં મઝા આવે છે. ભલે તે તે આનંદ ભોગવે. જેનું ચિત્ત મારા દશ વર્ષના સમાગમથી વિષયથી નિવૃત્ત થઇ શક્યું નહિ, તે હવે સુધરે એમ લાગતું નથી. તેને સારુ પુષ્કળ દ્રવ્ય છે. ભલે તે સંસારની મઝા ભોગવે. તેણે મને પોતાના હાવભાવથી ભોળવી મારી સાથે લગ્ન કર્યાં. પણ શરીરલગ્નથી કંઇ હૃદયલગ્ન થઇ શક્યાં નથી.' તે ઊઠ્યો અને નીચે પ્રમાણે પોતાની સ્ત્રી પર એક પત્ર લખ્યો:

"મારી વહાલી **ફેન્સી,**

"ગયા મેલમાં તને પત્ર લખ્યા પછી વિશેષ એટલું જ કે આર્યાવર્તના ઉચ્ચાશયી, સાત્ત્વિક, બ્રહ્મવિત સજ્જનોનો સમાગમ ઇશ્વરકૃપાથી મને પ્રાપ્ત થયો છે, અને હું તેમના સમાગમનો અલભ્ય લાભ છોડી પાછો તારો સંગ કરવા જર્મની આવવા ઇચ્છતો નથી. તારા ઉપયોગ માટે પુષ્કળ દ્રવ્ય મેં તને સોંપ્યું છે, એટલે તારી

સ્વેચ્છા પ્રમાણે સોસાયટીમાં પોલકાં અને ફૂલકાં પહેરીને મહાલજે, બોલમાં, ડૅન્સમાં, અને થિયેટરમાં જજે, અને એ બધાથી ધરાય, અને રાગ ઓછો થઈ વિરાગ થવા લાગે, અને કોઈ એવી વસ્તુની તને જરૂર જણાય કે જે બજારમાં અને સોસાયટીમાં ન મળે પણ આર્યાવર્તના શુદ્ધ સાત્ત્વિક પ્રદેશમાં જ મળતી હોય, તો મને લખજે, મારી પાસે ચાલી આવજે, હું તને ખુશીથી તે મેળવી આપવા પ્રયત્ન કરીશ.

લિ. તારા અસંગમાં આનંદ માનનાર, **જજ.**"

પત્ર લખ્યો, કવરમાં મૂકી, બંધ કર્યો, અને બટન ઊંચું કરી દીવો હોલવી સૂઈ ગયો. મગજ કંઈક શાંત થયું, પણ વિચારશ્રેણી ચાલુ જ રહી. 'ગ્રીન્સ હૉટેલ' કંઈ ધર્મનું સ્થાન ન હતું, કે ત્યાં ધાર્મિક વિચારોને પુષ્ટિ મળે. ત્યાંના વિકારી વાતાવરણની એના ચિત્ત પર જેમ જેમ વધારે અસર થતી ગઈ, તેમતેમ ભવ્ય દર્શન, ઉચ્ચ વિચારો, અદૃશ્ય થતા ગયા, અને તેના ચિત્તમાં મલિનતા પ્રસરવા લાગી. અર્ધજાગ્રત અવસ્થામાં અંતે મલિનતાના ભારથી દબાયેલું મન મલિન શંકાઓ કરવા લાગ્યું.

"મને રાસલીલાનાં દર્શન થયાં ખરાં પણ એમાં શું ! આખા જગતમાં, વિશાળ વ્યોમમાં, સર્વત્ર વ્યાપી રહેનાર પરમેશ્વર ક્યાં ? અને આ લીલાતનુ ક્યાં ? એ સુંદર છે તેમાં શું થયું ! બે હાથ, બે પગ, બે આંખો, મુખ, નાસિકા, એ સર્વ દેહીને જ હોય છે, પણ પરમેશ્વરને એવા નાશવંત દેહ સાથે શો સંબંધ ! માટે એ કૃષ્ણ પરમેશ્વર તો હોઈ જ ન શકે. દેવકીના ગર્ભમાં ઉત્પન્ન થનાર, યશોદાના ઉત્સંગમાં બેસનાર, ગોકુળની ગોપીઓની સાથે સ્વૈરક્રીડા કરનાર, બળરામનો ભાઈ, વસુદેવનો પુત્ર, કંસને મારનાર—આ સર્વ—મનુષ્યત્વસૂચક છે. ભલે કૃષ્ણ મોટા યોગી હોય, ભલે તેણે સિદ્ધિઓ પ્રાપ્ત કરી હોય, પણ તેથી તે જગતના મૂળ કારણરૂપ સર્વત્ર વ્યાપક પરમેશ્વર હોઈ જ કેમ શકે ? અમુક દેશકાળમાં સંકુચિત કોઈ પણ

વસ્તુ કે મનુષ્યને પરમેશ્વર કેમ કહેવાય? તે તો દેશકાળને અધીન છે. વળી યાદવોના નાશ સાથે કૃષ્ણનો દેહ પણ પડ્યો, માટે કૃષ્ણને પરમેશ્વર માનવો એ તો કમઅક્કલ કહેવાય. પરમેશ્વરને દેહ અને તે દેહ પણ વળી પડ્યો સાંભળ્યો છે? વળી પરમેશ્વરને બીજો કાંઈ ધંધો નથી કે સ્ત્રીઓ સાથે રાસડા રમે? અને તે પણ મધ્યરાત્રે જંગલમાં! આખા નભોમંડળમાં અગણિત તારા છે, તે સર્વમાં આ પૃથ્વી તો ઘણી જ નાની છે. તેમાંનો એક નાનો સરખો દેશ તે ભરતખંડ, તેમાં આખી સૃષ્ટિનો કર્તા બાળક તરીકે જન્મે, અને છોકરીઓની અને સ્ત્રીઓની સાથે ખેલે, એ માનવું—મનાવવું એ ગાંડપણ નહિ તો શું? ખ્રિસ્તીઓ ઇસુને પરમેશ્વરનો દીકરો માને છે, મુસલમાનો મહમ્મદને ઈશ્વરનો પેગમ્બર માને છે, પારસીઓ જરથોસ્તને ઈશ્વરનો અવતાર માને છે, પણ એ બધાનો સારાંશ એ જ કે મનુષ્યના સાંકડા મનને હાથપગવાળો, હસતો, બોલતો પરમેશ્વર જોઇએ છે. મનુષ્યની ટૂંકી બુદ્ધિ પરમેશ્વરની મહત્તા બરાબર સમજી શકતી નથી. અસલના આર્યોએ પરમેશ્વરને ‘બ્રહ્મ’સંજ્ઞા આપી, અને વેદે ‘નેતિ નેતિ’ કહી બ્રહ્મમાં સર્વ ગુણનો નકાર કહી બતાવ્યો, પણ સાધારણ મનુષ્યો આ બારીકી નહિ સમજવાથી રામ, કૃષ્ણ, વગેરે મનુષ્યોને જ દેવ તરીકે પૂજે છે, એમાં તેમનો બહુ વાંક નથી, પણ તેથી રામ, કૃષ્ણ, વગેરે પરમેશ્વર થઈ શકતા નથી.”

આવા વિચારોમાં તેનું મસ્તક ગૂંચવાયું, અને તે પાછો વિચારના વમળમાં પડ્યો. તે ખિન્ન થયો, ચિડવાયો, અને ગુસ્સે થયો, પણ આવા ફેરફારનું કારણ સમજી શક્યો નહિ. તેની સાત્ત્વિક સમજશક્તિ ઢંકાઈ જઈ તેની ઉપર શંકાનાં અને મલિનતાનાં પડ બંધાયાં હતાં. તે મલિનતાને કાઢનાર કંઈ ન હતું એટલે એને શી સમજ પડે? અર્ધો ઊંઘતો, અર્ધો જાગતો તે પડી રહ્યો, અને મલિનતા તેના મસ્તકમાં વધારે અને વધારે પ્રસરવા લાગી. તેને સ્વપ્ન દેખાવા લાગ્યાં. ગાર્ગી, કુસુમ, ગોવિંદભટ્ટ અને પુરુષોત્તમની

મૂર્તિઓ પાછી તેના મોં આગળ આવી, પણ તેના વિકારી ચિત્તની આગળ તે ખાલી ખોખા જેવી તરવરતી ઊભી. અંતે તે પણ જતી રહી, અને તેની સ્ત્રી ન્યુરેન્સીની મૂર્તિ તેની સામે આવી ઊભી. તે મોડી રાત્રે નાચપાર્ટીમાંથી આવી હતી. શરીર પર ઘણો જ કિમતી ઝીણો 'ગાઉન' પહેર્યો હતો. તેની સુંદર લાંબી ગ્રીવામાં બોર જેવડાં મોટાં સફેત મોતીની માળા આવી રહી હતી. તેના એકેકના ઉપર બરાબર બેઠેલા નાના રાતા ઓઠ બોકી કરવાને તલપી રહ્યા હોય એવા લાગતા હતા. કંઈક મદિરાપાનથી રક્ત અને કંઈક ઊંઘથી ઘેરાયલી તેની લાલ આંખો જોનારને કામવશ કરતી હતી, અને તેના મસ્તકની ઉપરના સોનેરી વાળના વનમાં પાંચ–સાત હીરારૂપ આગિયા ઝગમગ કરતા હતા. તેનું શ્વેત વદન ક્રોધની રતાશથી છવાયું, અને પ્રેમ, ક્રોધ અને દયાના મિશ્રિત ભાવથી ફેરજજ સામે એક કટાક્ષ નાખીને તે બોલીઃ—

"આવો મૂર્ખાઈભરેલો પત્ર લખવાની મતલબ શી? તમારું ભેજું ખસી ગયું જણાય છે. ચાલો, મારી સાથે ચાલો. ખોટા તરંગો અને શેખચલ્લીના વિચારો છોડી દો. એમાંથી કદાપિ કશો સાર નીકળ્યો નથી. મૂર્ખ માણસો હમેશાં હાથમાં આવેલા મોજશોખને છોડીને ખોટા તરંગો પાછળ આંખ મીંચીને દોડે છે." એમ કહી બે હાથે તેનું વદન પોતાની છાતી સાથે દાબ્યું, તેના માથા પર પોતાના સુંદર હાથ ફેરવી પાંચસાત બોકી કરી, પોતાના કોમળ હસ્તથી તેને વાંસા :પર થાબડ્યો, અને ગાઉનના ખિસ્સામાંથી રત્નજડિત પંખો લઇ તેને વા નાખવા મંડી. થોડી વારમાં બર્લિનમાં સુંદર સામગ્રીથી ભરપૂર સુશોભિત સ્વશયનગૃહમાં તેને લઇ ગઈ, અને પ્રથમની માફક તેને સર્વ પ્રકારનું સુખ આપવા લાગી.

પ્રોફેસરના સુખમાં અહીં કોઇ પ્રકારની મણા રહી નહિ. અદશ્ય વાજિંત્રો અને દશ્યસુંદર પક્ષીઓ ત્યાં કલ્લોલ કરી રહ્યાં હતાં. ગ્રીસની કલ્પાની, શરીરના દરેક અવયવ અને નાડીને પણ

સ્પષ્ટ દર્શાવનાર અને આંખ તથા ચિત્તને આકર્ષણ કરનાર મૂર્તિઓ અને છબીઓ ત્યાં લિજ્જતથી ગોઠવી દીધેલી હતી. જાતજાતનાં કિંમતી અત્તરો સુંદર બાટલીઓમાં ભરી મૂક્યાં હતાં, અને આખું શયનગૃહ તેથી મઘમઘ થઈ રહ્યું હતું. નાજુક ચાંપના પલંગ, 'ફર'ની બનાવેલી સુંવાળી સેજો, અને એ સર્વેની અધિષ્ઠાત્રી દેવી ન્યુફ્રેન્સી આપણા પ્રોફેસરને સર્વ પ્રકારનું સુખ આપવા ઉત્સુક હતી. ફેરજજ પૂર્ણ આનંદથી તેની સાથે ખેલતો હતો. ઘડીકમાં તેના વાળમાંના હીરાને આગિયા સમજી પકડવા જતો, તેના કોમળ કદળી જેવા શરીર પર પોતાના હાથ ફેરવી આનંદ લેતો, તેની સાથે કાલું કાલું બોલતો, અને તેના શ્વેત ગાલ પર બોકી કરતો. ન્યુફ્રેન્સીના સુખમાં તે તન્મય થઈ ગયો હતો. આખરે તેણે તે મદિરેક્ષણા લલનાના ઊપસી આવેલા સુંદર કુચયુગલ પર અને ઘેરાયેલી આંખો તરફ મોહક દૃષ્ટિ કરી, એટલે મંદ હાસ્ય કરી તે રમણીએ તેના શરીર ઉપર વાંકી વળીને ઉત્સુકતાથી તેના ગાલ પર એક હૂંફાળી બોકી કરી, અને રમતમાં પોતાના બન્ને હાથ તેની આંખ પર જોરથી દાબ્યા. પ્રોફેસર ફેરજજે તેના હાથ ખસેડી આંખો ઉઘાડી, તેને ભુજપાશમાં ભીડવા જાય છે, એટલામાં ત્યાંથી બર્લિનનું સુંદર શયનગૃહ ઊડી ગયું, ન્યુફ્રેન્સી અદૃશ્ય થઈ ગઈ, અને 'પ્રીન્સ હોટેલ'નો એક નાનો રુમ તેની દૃષ્ટિએ પડ્યો. તેની આંખો દાબનાર તેની રમણીના કોમળ હસ્ત ન હતા, પણ સામેની બારીમાંથી ઝગમગતા સૂર્યનાં કિરણ તેના મુખ અને આંખ પર પડ્યાં હતાં, તેથી તેણે જ આંખો જોરથી મીંચી પાછી ઉઘાડી હતી, અને ઊઘડતાં જ તેનું સ્વપ્ન નષ્ટ થઈ ગયું.

વાચક! ફેરજજ મોહવશ થયો હતો, પણ તેને દોષ દઈશ નહિ. મનુષ્યનું શું ગજું? ફરી ફરીને સતત પ્રયત્ન કરવા છતાં કેટલા મનુષ્યો ઇંદ્રિયો પર વિજય મેળવી શક્યા છે? ઘણા સમય સુધી સાવધાનપણે ઇંદ્રિયદમન કરવા છતાં લાગ મળતાં અવશેષ રહેલી વાસના મનુષ્યને પૂતળાની માફક નચાવતી નથી?

# ૧૦: પ્રેમ એ જ સંપૂર્ણ સાધન

પ્રોફેસર ફેરજજ ઊઠ્યો, અને નિત્યનિયમથી પરવારી સામે સમુદ્રતટની ઉપર જઈને એક બેંચ પર બેઠો. તે બહુ જ ખિન્ન થયો હતો. જ્યારથી તે અણધાર્યા સ્વપ્નમાંથી ઊઠ્યો હતો ત્યારથી તેના મનમાં આ જ વિચારો આવતા હતા, "આ શો જુલમ? આ શી મનની વ્યાકુળતા! સત્સમાગમને, આનંદમય પ્રભુનાં દર્શનને, વિષયવાસનાને ત્યાગ કરવાના નિશ્ચયને, તે નિશ્ચય પત્રમાં લખવાને આઠ કલાક પણ આડા ગયા નથી, એટલામાં જે મને નિશ્ચય કર્યો હતો, તે જ મન આટલું મોહવશ શાથી થયું હશે? આનું જ નામ વાસનાનું પ્રાબલ્ય. એ વાસનાનો ક્ષય કરવાનો ઉપાય શો? અભ્યાસ અને વૈરાગ્ય." તે હસ્યો. અને ફરી વિચારવા લાગ્યોઃ "આજ દશ દશ વર્ષ થયાં વાસનાત્યાગના પાઠ શીખ્યો અને શીખવ્યા, અને તેનું પરિણામ આ સ્વપ્ન! અરે! સ્વપ્નમાં વિષયવાસના આટલું બળ કરે છે, તો વિષયની મૂર્તિ—સ્ત્રી—પાસે હોય તો વાસના શો અનર્થ ન કરે? હે પંડિતો! મને તો તમારા અભ્યાસ અને વૈરાગ્યમાં શ્રદ્ધા નથી. તમારાં શાસ્ત્રોમાં જ આ વાસનાના બળનું દર્શન સ્પષ્ટ કરાવેલું છે. સ્મશાનમાં રહેતા શિવને પણ કામાસક્તિ થઇ! તપસ્વીઓનાં તપનો ભંગ કરાવનાર અપ્સરાઓ પણ તૈયાર! ત્યારે શું વિષયવાસનાનો સમૂળો ત્યાગ કરવાનો કોઇ ઉપાય જ નથી?"

વૈરાગ્ય, સાંખ્ય, યોગ, જ્ઞાન, ભક્તિ સર્વ સાધનો એના મોંની આગળ રમતાં હતાં, પણ તે સર્વે કંઇક અંશે અપૂર્ણ લાગ્યાં. તે બોલ્યોઃ "પ્રકૃતિપુરુષનો વિવેક સમજી સમજીને થાકયો, પણ વાસ-

નાનો ક્ષય ક્યાં થાય છે? યોગબળ ગમે તેટલું પ્રાપ્ત કર્યું, તોપણ ધ્યાન અને સમાધિથી ઇતર અવસ્થામાં મનનો શો વિશ્વાસ? યોગી વિશ્વામિત્રને મેનકા જ્યારે બાળક–શકુંતલા–અર્પણ કરે છે, ત્યારે યોગની તુચ્છતાનો, વિષયની પ્રબળતાનો, મનની ચંચળતાનો, કેવો ચિતાર નજરની આગળ રમી રહે છે! જ્ઞાનીઓને વશ કરી મન જે ચેષ્ટા કરાવે છે તે જોઇ જ્ઞાનીઓનું જ્ઞાન ચમકે છે, મન જડ-ભરત જેવાને મોહથી હરિણયોનિમાં જન્મ લેવડાવે છે, અને ઉપાસક-ની ઉપાસના અને માર્યાદિક ભક્તની ભક્તિને પણ હસે છે. અણીને વખતે એ સાધન શા કામનાં? એ સાધનનો ઉપયોગ કરનાર મન. પણ મન જ જ્યારે વશ ન હોય, ત્યારે સાધન બિચારાં શું કરે? મન તોફાન કરે ત્યારે શું કરવું?" એને કંઈ સૂઝયું નહિ.

એટલામાં કુસુમ, ગાર્ગી, અને ગોવિંદભટ્ટ એને સાંભર્યાં. તે બોલ્યો: "આ સજ્જનોનાં મન કંઇક વિચિત્ર રીતે શાંત છે. એઓ બહુ નમ્ર સ્વભાવનાં હોવા છતાં મનને વશ લાગતાં નથી. એઓ દીન છે, છતાં વિષયવાસના અથવા કામથી એ દીનતા આવેલી લાગતી નથી. એમનાં મન એટલાં વશ છે કે વિષયવાસનાનો સ્વપ્ને પણ પ્રસંગ ન આવે. એમના મનની પવિત્રતાની અવધિ! **કામ ત્યાં જવાની હિમ્મત જ કરે નહિ. કદાચિત્ જાય તો તે પણ પવિત્ર થઇને આવે!** આ કુસુમ! નથી એને સાંખ્યયોગ કે જપતપની ખબર, નથી ગઈ એ જ્ઞાન લેવા કે શાસ્ત્રીય ભક્તિ કરવા! પણ કેવાં નિર્મળ, પવિત્ર, દિવ્યપ્રકાશવત્ એનાં નેત્ર! એની સન્નિધિમાં વિષય કે પાપનો સંભવ જ શો? પ્રકાશ અને તિમિર સાથે રહે જ કેમ?

પણ આ સજ્જનોનાં મન આવાં વશ શાથી થયાં હશે? એ કોઈ જુદા પ્રકારનાં મનુષ્ય હશે? ઇશ્વરે કંઈ ખાસ કૃપા એમના પર કરી હશે? જો જુદો પ્રકાર માનીએ તો તે કેવો તે કંઈ સમ-

જાતું નથી. ખાસ કૃપા માનીએ તો તેનું કારણ શું? તે પણ સમજાતું નથી.

ગમે તેમ હો, તોપણ હવે મારા જેવાનો એમનાથી દૂર રહેવાથી કંઇ અર્થ સરવાનો નથી. જેમજેમ એમનો સમાગમ વિશેષ થતો જશે, તેમતેમ એમના તરફથી વિશેષ લાભ મળશે જ. મારું મન એમના તરફ સંપૂર્ણ રીતે આકર્ષાય છે. સંસારમાંથી મુક્ત થવાનો પત્ર તો હું પોસ્ટ કરી ચૂક્યો છું, અને હવે આવા સુંદર પવિત્ર સમાગમમાં બાકીનાં વર્ષ વ્યતીત કરવાં એના જેવું ઉત્તમ બીજું કશું નથી."

હોટેલનું બિલ ચૂકવી, ગોવિંદભટ્ટજી પાસે ચોપાટી પર કોઈ બંગલામાં રહેવાનો એનો વિચાર થયો. તે નિશ્ચય દૃઢ થયો, અને તેની સાથે જ એના મનમાં જે ખિન્નતા સવારથી આવી હતી તેની શાંતિ થઇ. પ્રફુલ્લ વદનથી તે સામેના અગાધ સમુદ્રનું સૌંદર્ય નિહાળવા લાગ્યો, એટલામાં પોતાની પાસે ડાબા હાથ તરફ કાળો ડગલો, કાળી ટોપી, કાળો પાટલૂન, કાળા બૂટ, અને કાળી લાકડીવાળા કોઈ મનુષ્યનો આભાસ એને આવ્યો. પ્રો. ફેરજજે તેની સામે જોયું તો વિચિત્રવીર્ય.

"કેમ છો સાહેબ, સમુદ્રનું સૌંદર્ય જોવામાં લીન થયા જણાઓ છો!"

"હા."

"મને પણ પ્રાતઃકાળમાં ફરવા જવાની જરૂર પડે છે. નહિ તો ખાધેલા અન્નનું પાચન થતું નથી. કોઈ દહાડો બાગમાં, કોઈ દિવસ પાલવાબંદર પર, કોઈ દિવસ ચોપાટી પર, એમ ફરવા જાઉં છું, અને સૃષ્ટિસૌંદર્ય જોવાનો લાભ અનાયાસે મળે છે. જોકે આ સર્વ માયામય અને મિથ્યા છે, તોપણ કેવું સુંદર છે?"

"તમે આ સર્વ મિથ્યા માનો છો? વેદમાં તો 'આ સર્વ બ્રહ્મ છે' એમ શ્રુતિ છે."

"અસ્તિ, ભાતિ, પ્રિયરૂપે બ્રહ્મ, નામરૂપે મિથ્યા."

"એનો અર્થ એ થયો કે આ સમુદ્ર જે જળરૂપે દેખાય છે તે રૂપ વસ્તુતઃ છે જ નહિ, છતાં દેખાય છે; અને જોનાર ચક્ષુ પણ છે જ નહિ, છતાં જુએ છે, અર્થાત્ એક અસત્ય વસ્તુ (ચક્ષુ) બીજી અસત્ય વસ્તુને (જલને) જોઈને તેને સુંદર કહે છે. આમ માનનાર જગતને બ્રહ્મનું વિવર્ત કહે છે. રજ્જુને સર્પ જોવો એ વિવર્ત, બ્રહ્મને જગત જોવું એ વિવર્ત, પણ એ બરોબર ઘટતું નથી. રજ્જુને સર્પ જોનાર ચક્ષુ, પણ બ્રહ્મને જગદ્રૂપે જોનાર કોણ? વળી રજ્જુ અને સર્પ બંને સત્ય છે, તેથી એકની બીજામાં ભ્રાંતિ થાય છે. તેમ બ્રહ્મ અને જગત બંને સત્ય છે ખરાં? વળી રજ્જુ અને સર્પમાં લંબાઈ, વળેલો આકાર વગેરેનું સામ્ય છે, તેમ બ્રહ્મ અને જગતમાં શું આકારનું પણ સામ્ય છે?"

વિચિત્રવીર્ય વિચારમાં પડ્યો.

"વિવર્ત માનનારની તર્કશક્તિ મોટી છે, પણ તે વેદથી તો વિરુદ્ધ જ છે. વિવર્ત માનવાથી કર્તૃત્વવિષયની બધી શ્રુતિઓ ખોટી માનવી પડે છે. **जन्माद्यस्य यतः**—વગેરે સૂત્રો ખોટાં માનવાં પડે છે, અને ગીતામાં તો જગતને અસત્ય માનનારને સાફ આસુરી કહ્યા છે." એમ કહી પ્રો. ફેરજજ બોલ્યા: "વળી એમ સર્વને અસત્ય માનવાથી માનનાર પોતાને પણ અસત્ય કરી મૂકે છે, અને કાંઈ કાર્ય સરતું નથી, એટલું જ નહિ પણ આ સુંદર સૃષ્ટિના કર્તા પરમેશ્વરનું માહાત્મ્ય નષ્ટ થઈ જાય છે. એના કરતાં જગતને બ્રહ્મનું અવિકૃત પરિણામ માનવાથી વેદ, ગીતા, અને સૂત્રને અનુસરાય છે, કંઈ પણ હાનિ થતી નથી, અને આ સુંદર, અગાધ સમુદ્રને જોઈ, તેના સૌંદર્યનું પાન કરી, તેના કર્તાને, અને તેની લીલાને, અંતઃકરણથી ધન્યવાદ અપાય છે. પુરુષોત્તમના મિત્ર છતાં અને ગોવિંદભટ્ટજીના સમાગમ છતાં તમે આમ માનો છો એ વિશેષ આશ્ચર્યકારક છે."

"પુરુષોત્તમ મિત્ર છે તેથી શું થયું? હું મને વાજબી લાગે તે માનવાને સ્વતંત્ર નથી? હજારો ગોવિંદભટ્ટજી મારી સામે આવે તોપણ શું?" વિચિત્રવીર્યે પૂછ્યું.

"વિચારસ્વાતંત્ર્યની હું વિરુદ્ધ નથી. પણ ગોવિંદભટ્ટ અને પુરુષોત્તમનાં હૃદય તમારા કરતાં વધારે શુદ્ધ, સરળ અને પવિત્ર છે, એમ અત્યારસુધીના તમારી સાથેના પ્રસંગો પરથી મને લાગે છે. અને જેવું શુદ્ધ સરળ હૃદયમાં સત્ય સ્ફુરી શકે તેવું અન્ય હૃદયમાં સ્ફુરી શકતું નથી," એમ કહીને પ્રો. ફેરજજે વિશેષમાં કહ્યું: "વળી એમની મગજશક્તિ તમારા કરતાં કોઈ પણ પ્રકારે ન્યૂન જણાતી નથી. યુરોપના માંસાહારી, દ્રવ્યપરાયણ, પ્રવૃત્તિમય પ્રદેશમાં રહેવાથી મારી બુદ્ધિ પણ મલિન થઈ ગઈ છે. તેથી હાલ મેં દેશ તથા સગાંસંબંધીનો ત્યાગ કરીને ગોવિંદભટ્ટની પાસે અહીં જ રહેવાનો નિશ્ચય કર્યો છે. એમના ધર્મમાં કંઇક અપૂર્વ શ્રદ્ધા મને થઈ છે. અને મારું સર્વસ્વ એ ધર્મમાં અર્પવા હું તૈયાર છું. માત્ર એમના જેવી શાંતિ, એમના જેવું જ્ઞાન, એમના જે—"

"આપ બહુ ભોળા જણાઓ છો. ઊજળું એટલું દૂધ તમે દેખો છો! પણ આ દેશમાં સંભાળીને ચાલવું, નહિ તો ભુરકાઈ જશો. પુરુષોત્તમ મારો મિત્ર છે, બહુ બુદ્ધિશાળી અને શુદ્ધ હૃદયનો છે. ગોવિંદભટ્ટજી પણ વેદવેદાંતને જાણનારા, ભલા અને સારા છે. પરંતુ તેથી એમનો ધર્મ પણ સારો, એમ માનવાનું શું કારણ? હું જે ધર્મ માનું છું તે સર્વ બ્રાહ્મણો માને છે, અને શંકરની કીર્તિ પણ જગજાહેર છે, એટલે ભૂલ ખાવાનો સંભવ જ નહિ," વિચિત્રવીર્યે ઉત્તર આપ્યો.

"હું ધર્મના અભ્યાસાર્થે, ધર્મનું તત્ત્વ શોધવાને જ અહીં આવ્યો છું. અને ગોવિંદભટ્ટને તથા પુરુષોત્તમને મળ્યા પછી એ ધર્મ વિષે મેં કાંઇક અભ્યાસ કર્યો છે. બીજા પંડિતો ન માને તેથી

તે ન માનવું. એમાં તમે જે વિચારસ્વાતંત્ર્યનો ડોળ કરો છો તેનો નાશ થાય છે, અને વિચારની દુર્બળતા પ્રદર્શિત થાય છે," પ્રો. ફેરજજે કહ્યું. તે આગળ બોલ્યો: "વળી એ ધર્મમાં પણ ધુરંધર પંડિતો કંઈ નથી થઇ ગયા? મેં શ્રીવલ્લભાચાર્યના તથા તેમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથના તથા શ્રીપુરુષોત્તમજીના થોડાક ગ્રંથો વાંચ્યા છે. તે મહા-સમર્થ અને વિદ્વાનોને પણ આશ્ચર્યમાં ગરકાવ કરે એવા છે. અરે! હાલમાં જ એ ધર્મમાં ગટ્ટુલાલજી નામના મહાપંડિત નથી થઈ ગયા? દૈવવશાત્ બાળપણથી બન્ને ચક્ષુ ગુમાવ્યા છતાં શું તેમનું પાંડિત્ય! શી તેમની વિદ્વત્તા! તમારા આર્યાવર્તના પ્રાચીન સ્થલ—વિદ્યાના ધામ—માં–કાશીક્ષેત્રમાં તમારા આખા ભારતવર્ષના ધુરંધર પંડિતોની સભામાં એમને 'ભારતમાર્તંડ' નો ઇલકાબ આપવામાં આવ્યો હતો તે તમને ખબર નથી? માટે હંસ તો નીરક્ષીરને છૂટા પાડી ક્ષીર-નો જ ઉપભોગ કરે છે. ગોવિંદભટ્ટ અને પુરુષોત્તમના સંબંધથી વિશેષ લાભ એ છે કે એમના શુદ્ધ આચરણથી એ ધર્મની ખૂબી એકદમ દીપી નીકળે છે, અને એની સ્વાભાવિક સુંદરતા હૃદયને આકર્ષે છે. ગોવિંદભટ્ટની પાડોશમાં કોઈ બંગલો ભાડે મળી શકશે?"

"પાનાચંદ શેઠનો બંગલો છે, પણ તે માંસાહારીને આપશે નહિ."

"મેં તો માંસાહારનો ત્યાગ કર્યો છે."

"ત્યારે તો ઘણી ખુશીથી આપશે. હું આપને ગોઠવણ કરી આપીશ. હવે હું રજા લઉં છું."

એમ કહી વિચિત્રવીર્ય ગયો. જતાં જતાં રસ્તામાં વિચાર કરવા લાગ્યો: "આ પ્રોફેસર કેવો નિષ્કપટ છે! જાણે બીજો પુરુષો-ત્તમ! બન્નેને લોકોની માનઆબરૂની કશાની દરકાર નથી! પ્રોફેસરને આર્યાવર્તના બધા ધર્મોમાં પુષ્ટિમાર્ગ જ પસંદ પડ્યો! શું દુનિયા છે! એ ગોવિંદભટ્ટ અને પુરુષોત્તમથી જ અંજાઈ ગયો છે, એમાં કંઈ શક નહિ. પુરુષોત્તમની બુદ્ધિ તીવ્ર તો ખરી જ. પણ એ શા

કામની? પુષ્ટિમાર્ગમાં ભળ્યા પહેલાં કેવાં સારાં સારાં ભાષણો આપતો હતો? કોંગ્રેસમાં, સંસારસુધારા પરિષદમાં, ઔદ્યોગિક પરિષદમાં એના જેવાં સુંદર ભાષણો કરનાર કોણ હતું? કેટલાં માન અને આબરૂ? તે બધાના ઉપર પાણી ફેરવી આજે ઘરડાં ખચ્ચરોની માફક પુષ્ટિમાર્ગમાં મિથ્યા કાળક્ષેપ કરે છે. ગોવિંદભટ્ટે એને વશ કરી નાખ્યો છે, અને એ ગોવિંદભટ્ટ આ પ્રોફેસરને પણ વશ કરશે જ. તેમાં વળી મદદગાર પેલી ડાહ્રી ગાર્ગી. એટલે પછી પૂછવું જ શું? મને પણ ગઈ કાલે વશ કરવામાં કંઈ બાકી રાખી નથી. પણ આપણે ક્યાં કાચા છીએ? મેરુ ડગે, પણ હું? એ વાત જ શી?" આમ વિચાર કરતો પોતાની સર્વોત્તમ બુદ્ધિથી ફુલાતો, પોતાના કાળા કોટપાટલૂન અને બૂટ તરફ નિરકસ આંખોથી જોતો અને અકડાતો વિચિત્રવીર્ય ઘર તરફ જતો હતો.

આ તરફ પ્રો. ફેરજજે વખત ગુમાવ્યો નહિ. કોઈ પણ કાર્યક્રમનો નિશ્ચય કર્યા પછી મિથ્યા વખત ગાળવો એ એના સ્વભાવથી વિરુદ્ધ હતું. બિલ ચૂકવી, પાનાચંદ શેઠને મળી, ભાડું નક્કી કરી બપોરે ત્યાં રહેવા ગયો, અને સાંજે પાંચ વાગે પુરુષોત્તમ પોતાની પાસેના બંગલાની ગેલેરીમાં પ્રો. ફેરજજને એકલો નિરાંતે ઇઝીચેર પર બેસી વાંચતો જોઇ વિચારમાં પડ્યો. અંતે ત્યાં જઇ તપાસ કરવાનો વિચાર થયો, અને ઉપર ગયો. પ્રો. ફેરજજે તેને હસતે મોઢે આવકાર દઇ બેસાડ્યો, અને બોલ્યો: "તમને આ પાડોશી ગમશે કે નહિ?"

ચંચળ પુરુષોત્તમ સર્વ સમજી ગયો હતો, તે બોલ્યો:

"ગોરા લોક કાળા લોકની પાડોશમાં પોતાની રાજીખુશીથી આવી રહે એ તો આજે જ જોયું! બિચારા કાળા લોકને ગમશે તો ઠીક, અને નહિ ગમશે તો સહશે. ચુહીં તેમને નહિ રહેવા દેવાનો કાયદો ઘડી શકાય એમ તો નથી!"

"મિસ્તર પુરુષોત્તમ," પ્રો. ફેરન્જ ભાર દઈને બોલ્યા: "માત્ર બાહ્ય રંગ ઉપરથી ભિન્નતા ગણવી એ અજ્ઞાન છે. આર્યાવર્તના જેવા સહનશીલ, ગુણજ્ઞ, બુદ્ધિમાન, સદાચારી મનુષ્યો અન્ય સ્થળે મળવા મુશ્કેલ છે. દરિદ્રતાને લીધે ઉપરની ટાપટીપ ન હોય, તેથી શું થયું? અભણ અને અજ્ઞાની છતાં સદાચારી, ગરીબ છતાં ઉદાર, સહેજ ઉપકારને સ્મરણમાં રાખી બદલામાં જીવ આપવાને પણ તૈયાર, પરોપકારમાં તત્પર—એવા એવા સદ્‌ગુણયુક્ત આર્યાવર્તના લોકો છે એવી મારી ખાતરી થઈ છે. અહો! કેવાં કોમળ એ લોકોનાં હૃદય છે!"

"એવા સદ્‌ગુણોની પિછાન સદ્‌ગુણીથી જ થઈ શકે છે," પુરુષોત્તમે કહ્યું.

"મિ. પુરુષોત્તમ, મેં બહારની ટાપટીપ ઘણા વખત થયાં છોડી દીધી છે. **સોસાયટીનાં કૃત્રિમ બંધનો મેં તોડી નાખ્યાં છે. હું સત્યનો ભૂખ્યો છું. મેં સત્ય, શાંતિ અને સંતોષ અહીં જોયાં તેથી જ વગર પરવાનગીએ દોડી આવ્યો છું,"** પ્રો. ફેરન્જ બોલ્યા.

"શાંતિ અને સત્ય અમુક સ્થળને અવલંબીને રહ્યાં નથી, કે તે સ્થળમાં તે પ્રાપ્ત થાય, માટે તમારી દોડાદોડી અર્થવગરની લાગે છે!" પુરુષોત્તમે કહ્યું.

"જે જે સ્થળમાં શાંત સજ્જનો વસે છે, ત્યાં તેમાં તેમાં સર્વદા શાંતિનો નિવાસ હોય છે."

"પણ જ્યાં સુધી દોડાદોડી કરશો ત્યાં સુધી શાંતિ તે સ્થાનમાં પણ નહિ મળે. શાંત મનુષ્યોએ જે રીતે શાંતિ પ્રાપ્ત કરી, તે રીતે વર્તવાથી જ શાંતિ પ્રાપ્ત થશે."

"તે રીત તે શાંત સજ્જનોના સમાગમથી મને પ્રાપ્ત થશે જ."

"તે રીત સર્વને વિદિત છે, એમાં નવું કશું નથી. શાસ્ત્રોમાં સર્વત્ર તે સ્પષ્ટ દર્શાવેલી છે."

"કેવળ શાસ્ત્રો વાંચ્યાથી જ તે પ્રાપ્ત થતી નથી. તેથી જ સત્સંગની જરૂર સ્વીકારાયેલી છે. તમે કહો છો કે સર્વને વિદિત છે, પણ મને નથી."

"હું એ માનતો નથી, તે છતાં કહું છું"—એમ કહી પુરુષોત્તમ બોલ્યો :

**"आपूर्यमाणमचलप्रतिष्ठं**
**समुद्रमापः प्रविशंति यद्वत् ।**
**तद्वत् कामा यं प्रविशंति सर्वे**
**स शांतिमाप्नोति न कामकामी ॥ गीता ॥ २।७० ॥**
**विहाय कामान्यः सर्वान्**
**पुमांश्चरति निःस्पृहः ।**
**निर्ममो निरहंकारः**
**स शांतिमधिगच्छति ॥ गीता ॥ २।७१ ॥**

અર્થાત્ જે પ્રમાણે જળનાં વહેણો અચલ પ્રતિષ્ઠાવાળા પુરાતા સમુદ્રમાં પ્રવેશ કરે છે, તે પ્રમાણે સર્વ કામો જેના હૃદયમાં પ્રવેશ કરી (સમાઈ જાય છે), તે શાંતિ પ્રાપ્ત કરે છે, કામોની કામનાવાળો નહિ.

જે પુરુષ સર્વ કામોનો ત્યાગ કરી નિઃસ્પૃહ થઈને ફરે છે, જે નિર્મળ અને નિરહંકાર છે, તે શાંતિને પ્રાપ્ત કરે છે."

જ્યારે પુરુષોત્તમ સુસ્વરથી આ શ્લોકો બોલતો હતો, ત્યારે સામે સમુદ્ર ઘૂઘૂ કરતો હતો, અને એ ઘૂઘૂ કરતો અવાજ શાંતિની છોળોની માફક બંનેના કર્ણમાં પ્રવેશ કરતો હતો, અને બંનેના અંતઃકરણમાં શાંતિની રેલ વહાવતો હતો. બંને જણ આ શાંતિમાં નિમગ્ન થઈ થોડોક સમય અવાચક બેસી રહ્યા. આખરે પ્રો. ફેરજજ બોલ્યા: "સર્વ ઇંદ્રિયો શાંત થવાથી, સર્વકામત્યાગ થવાથી, આ

શાંતિ અનુભવાય છે એ હું સમજ્યો, પણ આ શાંતિ તો માત્ર એક ક્ષણિક સ્થિતિ છે. એવી સ્થિતિ સર્વદા રહી શકે ?"

"હા, એવી મનની સ્થિતિ સર્વદા રહે, એ પ્રથમ કર્તવ્ય છે. ઇંદ્રિયોના રાગદ્વેષ, સુખદુઃખમાં ન લપટાવું, એ આવશ્યક છે. એને જ બ્રહ્મભાવ કહે છે." પુરુષોત્તમ બોલ્યો.

"પણ તે અત્યંત કઠિન છે. વાયુની ગતિને રોકવા જેવું છે," પ્રો. ફેરજજ બોલ્યા.

"તે છતાં અભ્યાસ અને વૈરાગ્યથી તે પ્રાપ્ત થાય એમ છે," પુરુષોત્તમે કહ્યું.

"અભ્યાસ અને વૈરાગ્ય મનને અધીન છે, અને મન અત્યંત ચંચળ છે. કોઈ એવી વસ્તુ નથી કે જે સર્વદા મનને વશ રાખી શકે ?" પ્રો. ફેરજજે પૂછ્યું.

"છે."

"શું ?"

"હૃદય, પ્રેમ. મહાવત અંકુશથી પ્રચંડ હાથીને વશ રાખે છે, તેમ મનને સર્વદા વશ રાખનાર પ્રેમ છે."

પ્રો. ફેરજજ વિચારમાં પડ્યા, "આ વાત ખરી. પ્રેમ મનને વશ રાખનાર સબળ સાધન ખરું. પ્રેમવશ મન કોઈ પણ સમયે સારું કે નઠારું, સહેલું કે અઘરું, નીચું કે ઊંચું, કોઈ પણ કાર્ય કરવા તૈયાર થાય છે. પ્રેમવશ મન સર્પને દોરડું કરી વાપરે છે, સમુદ્ર તરી જાય છે, પર્વતને ઉખેડી નાખવા તૈયાર થાય છે, અને ખુશીથી પ્રાણનું પણ અર્પણ કરે છે. પણ—પણ—" પુરુષોત્તમને તે કહેવા લાગ્યા: "પ્રેમ બાહ્ય વસ્તુને અવલંબીને રહે છે, અને પરવશપણાને લીધે સુખના કરતાં દુઃખ વિશેષ આપે છે."

"એ ભૂલ છે, હૃદયકમળનો વિકાસ કરવામાં બાહ્ય વસ્તુ સ્ત્રી, પુત્ર, મિત્ર વગેરે માત્ર ઉદ્દીપન છે. એ હૃદયકમળના વિકાસસમયમાં

અનુભવાતાં સુખદુઃખ, તાપ, ક્લેશ, સ્વતઃ આનંદરૂપ છે, સ્વાભાવિક છે. જેઓએ એ વિકાસસમયનાં સુખદુઃખ અનુભવ્યાં છે, તેઓ એ અનુભવવગરનાં મનુષ્યોને જાનવર જેવાં—પશુતુલ્ય—ગણે છે, કેમકે એમાં જે મઝા—જે આનંદ—અનુભવાય છે, તે દુનિયાની કોઈ પણ વસ્તુ આપી શકતી નથી. પ્રેમવગરનો રાજાનો મહેલ પ્રેમની ઝૂંપડી આગળ તુચ્છ છે. મહાન અધિકાર, અઢળક દ્રવ્ય, રાજ્યપદવી કે સ્વર્ગનું ઈંદ્રાસન પ્રેમ આગળ શુષ્ક અને નીરસ લાગે છે," પુરુષોત્તમે કહ્યું.

"એ બધું ખરું, પણ પ્રેમમાં પરાધીનતા નથી? મર્ત્ય સ્વામીના મૃત્યુથી પ્રેમપરાધીન સતી દુઃખી થઈ દેહત્યાગ કરતી નથી?" પ્રો. ફેરજે પૂછ્યું.

"હા, પણ તે હૃદયના વિકાસની માત્ર એક દશા છે. પતિ હૃદયના વિકાસનું ઉત્તમ સાધન, પ્રેમનું ઉદ્દીપન છે. પૂર્ણ પ્રેમથી ખોલેલું હૃદયદ્વાર ઊઘડતાં તેમાં સર્વદા બિરાજમાન, પણ આચ્છાદિત રહેલા, '**रसो वै सः**'નાં દર્શન જીવને થાય છે, અને પ્રેમના તાપાગ્નિથી શુદ્ધ થયેલો જીવ, પ્રભુકૃપાથી દિવ્ય નિર્ગુણ દેહ, હૃદય, મન, ઇન્દ્રિયો પ્રાપ્ત કરી પ્રભુ સાથે રાસક્રીડા કરે છે," આ પ્રમાણે કહી પુરુષોત્તમે વિશેષમાં કહ્યું:

"ફરી સમજો. પ્રભુ માત્ર બાહ્ય વસ્તુ નથી. સર્વનું બીજ, સર્વનું અધિષ્ઠાન, અંતરંગ પ્રેમસાગર પ્રભુ પોતે છે. સર્વના હૃદયમાં પ્રભુ બિરાજે છે. અને આ જીવ અગ્નિના વિસ્ફુલિંગની માફક અણુમાત્ર છે. પ્રભુ પાસે—પ્રેમ પાસે—જવું, એ જ જીવનું કર્તવ્ય છે. સર્વ બાહ્ય વસ્તુનો ત્યાગ કરાવનાર અને પ્રભુ સાથે સંબંધ કરાવનાર પ્રેમ જેવું સરળ અને સબળ સાધન દુનિયામાં એક પણ નથી. વિવેક, વિરાગ, યોગ, જપ. તપ, ઉપાસના એ સર્વે બાહ્ય છે, અને પોતાની મર્યાદામાં રહી પોતાના ગજા પ્રમાણે પોતાનું કાર્ય કરે છે.

પણ જ્યારે મન ઉચ્છૃંખલ થાય છે, ત્યારે એ સર્વ સાધન ખપ લાગતાં નથી. તમને પણ તે જ ભીતિ લાગે છે, અને તે તમારી ભીતિ ખરી છે; પણ પ્રેમ આગળ મન ગરીબ ગાય જેવું થઈ જાય છે, અને હર્ષથી '**करिष्ये वचनं तव**' કહી સેવામાં તત્પર રહે છે. તેથી જ વિષયનું બળ પ્રેમ આગળ ચાલતું નથી. ઇન્દ્રિયો પ્રેમની દાસી થઈ રહે છે, પ્રાણ પોતાને પ્રેમના ગુલામ સમજે છે, અને રેશમથી પણ બારીક, સુંદર, અને ચિવ્વટ તાંતણાથી સંબંધ કરાવનાર એ પ્રેમ સર્વદા વિજયી નીવડે છે. પ્રેમના બળ આગળ સૃષ્ટિ સ્તબ્ધ થઈ જાય છે, પશુઓ અર્ધો કોળિયો મોંમાંથી મૂકી દઈ પ્રેમદર્શનમાં લીન થઈ જાય છે, પક્ષીઓ અનિમેષ ચક્ષુથી પ્રેમને જોઈ રહે છે, પાણી પોતાનો વહેવાનો સ્વભાવ ભૂલી, પોતાનું હૃદય ચીરી, સ્તબ્ધ થઈ પ્રેમને વહેવા—જવા—માર્ગ આપે છે, સ્વર્ગના દેવતા પોતાનું સ્વર્ગીય સુખ ભૂલી પ્રેમનાં દર્શન કરવા વિમાનમાં બેસી અંતરિક્ષમાં ટળવળે છે, પ્રેમ પોતાના પ્રતાપથી—પ્રચંડ તાપથી પોતાને જે સમયે જે વસ્તુ જોઇએ તે ઉત્પન્ન કરી શકે છે, અખિલ જગતને ભાસમાન કરનાર સૂર્યનું તેજ પ્રેમમાંથી જ ઉદ્ભવે છે, ચંદ્ર અને અગ્નિ પોતાનું તેજ પ્રેમમાંથી જ ગ્રહણ કરે છે; પણ પ્રેમ પોતે સ્વતંત્ર છે, પ્રેમને કોઇની અપેક્ષા નથી. આ જ રસની, શૃંગારની, વિપ્રયોગની પરાકાષ્ટા છે."

"ભાઈ, તારા શબ્દો સાંભળી મને આનંદ થાય છે. પણ જ્યાં સુધી હૃદયમાં એ અનુભવ થાય નહિ, ત્યાં સુધી શા કામનું ?" પ્રો. ફેરજજે પૃછ્યું.

"પ્રભુકૃપાથી સર્વે થશે. સંધ્યાસમય થયો. ગોવિંદભટ્ટજી પાસે આવશો ?" પુરુષોત્તમે પૃછ્યું.

"ચાલો," પ્રો. ફેરજજે કહ્યું.

# ૧૧ : પ્રકૃતિથી પર પ્રભુનું સ્વરૂપ

પ્રોફેસર ફેરજીજ અને પુરુષોત્તમ નીચે ઊતરી ચોપાટીના રસ્તા પર ગયા. ત્યાં નીતિસેન અને વિચિત્રવીર્ય તેમને મળ્યા. પુરુષોત્તમે તેમને સર્વ સમાચાર કહ્યા. નીતિસેન પ્રસન્ન થયો, પણ વિચિત્રવીર્ય બોલ્યો: "ભાઈ, ગોવિંદભટ્ટજી અને તું જે નહિ કરશો તે થોડું. હવે શરણમંત્ર અરે! બ્રહ્મસંબંધ જ અપાવ, એટલે એમનો ઉદ્ધાર થઈ જાય—અરે ભૂલ્યો! લીલામાં પ્રવેશ થઈ જાય!" પુરુષોત્તમ કંઈ બોલ્યો નહિ, પણ પ્રોફેસર ફેરજીજે વિચિત્રવીર્યની સામે જોયું, કંઈક ગુસ્સે થયો, અને પોતાનું મોં પાછું ફેરવી, પુરુષોત્તમ તરફ જોઈ બોલ્યો: "તારી આની સાથે મૈત્રી સંભવે છે જ કેમ? મને બહુ આશ્ચર્ય લાગે છે!"

"બાલ્યાવસ્થામાં કોમળ હૃદયો રમતગમતમાં નિષ્કામ સ્નેહથી સંધાય છે. તે સ્નેહ સ્વભાવની ભિન્નતા છતાં મોટપણે પણ ટકી રહે છે," પુરુષોત્તમે કહ્યું.

"પણ આ વિચિત્રવીર્ય તો સ્નેહ શું તે જ સમજતો હોય એમ લાગતું નથી," પ્રો. ફેરજીજ બોલ્યા.

"સ્નેહને સમજ સાથે બહુ સંબંધ નથી. સમજવું એ બુદ્ધિનું કાર્ય છે, સ્નેહ હૃદયનો સંબંધ છે, અને તે બળવાન હોય તો વિરુદ્ધ આચારવિચારનાં મનુષ્યોને પણ એક કરી શકે છે. વિચિત્રવીર્ય બિચારો રમકડા જેવો, મનમાં આવે તેમ વગરવિચાર્યું બોલતો, શુદ્ધ હૃદયનો મનુષ્ય છે. વળી પ્રભુમાં ચિત્ત લાગ્યા પછી અન્યના પ્રેમની બિલકુલ અપેક્ષા પણ રહેતી નથી," પુરુષોત્તમે કહ્યું.

પ્રોફેસર ફેરજજે કાંઇ ઉત્તર આપ્યો નહિ, અને સર્વે ચાલતાં ચાલતાં કૃષ્ણભવનની બહાર આવી પહોંચ્યા. પુરુષોત્તમે આગળ જઈ અંદર નજર કરી તો પાછળ કૃષ્ણોદ્યાનમાંથી સ્વર આવતો સંભળાયો. તેથી સર્વે બહારને જ રસ્તે પાછળ કૃષ્ણોદ્યાનની આગળ ગયા. કૃષ્ણોદ્યાનની આસપાસ મોટાં ઝાડોની ઘટા આવી રહી હતી, તેથી અંદર બરોબર જોઈ શકાતું નહિ, પણ સ્વર સ્પષ્ટ સંભળાતા હતા. સંધ્યાસમય થઈ ગયો હતો, અને ગાર્ગી, કુસુમ અને ગોવિંદભટ્ટ કૃષ્ણોદ્યાનમાં બેસી પ્રભુની લીલાનાં ભજન ગાતાં હતાં. આ મંડળી બહારથી તે સાંભળતી ઊભી. ત્રણે જણ ગાવામાં એટલાં લીન થઈ ગયાં હતાં, કે પોતાનાં શરીરનું ભાન પણ ભૂલી ગયાં હતાં. તેમનાં ચિત્ત પ્રભુમાં—પ્રભુની સુંદર લીલાના સ્મરણમાં—લીન થઈ ગયાં હતાં, અને થોડી વાર પછી પુરુષોત્તમ ધીમેથી સાંકળ ઉઘાડી સર્વેને એક પછી એક અંદર લઈ ગયો, ત્યારે ત્રણેમાંથી કોઇને નવા આવેલા મનુષ્યો વિષે કંઈ ખબર પડી નહિ. પ્રભુની લીલાનું જે સુંદર ગીત તેઓ ગાતાં હતાં, તે નીચે પ્રમાણે હતું:

## સાખી

[૧]અંક, [૨]સમ, [૩]રસ [૪]દષ્ટ હે, [૫]દર્શન, [૬]મન અભિલાષ,
[૭]પૂર્ણ, [૮]લોક, [૯]મન્મથ, [૧૦]રટન, [૧૧]કુંજસદન, નિજબાસ.
શ્યામબરન, ગિરિવરધરન, ગોપીજનચિત્તચોર,
વ્રજરાજકુંવર જિયમેં બસો, સુંદર નંદકિશોર.

## રાગ સામેરી

શ્રી ગોવર્ધનવાસી સાંવરો, લાલ તુમ બિન રહ્યો ન જાય હો,
બ્રજરાજ લડંતો લાડીલો. ટેક.
[૧]અંક ચિત્ત મુસકાયકે, લાલ સુંદર બદન દિખાય,
લોચન તલપે મીન જ્યોં, મોંહિ છિન છિન કલ્પ બિહાય હો—શ્રીગો૦ ૧

[૨]સપ્ત સુર બંધાનકે. લાલ મોહન બેન બજાય,
સુરત સુહાઈ બાંધિકે, લાલ મધુરે મધુરે સુર ગાય હો—શ્રીગો૦ ૨
[૩]રસિક રસીલી બોલની, લાલ ગિરિ ચઢી ગૈયાં બુલાય,
ગંગ બુલાઈ ધુમરી, લાલ ઊંચી ટેર સુનાય હો. —શ્રીગો૦ ૩
[૪]દૃષ્ટ પરી જા દિવસતેં, લાલ તબતેં રુચે નહિ આન,
રજની નિંદ ન આવહીં, મોંહિ બિસર્યો ભોજનપાન હો—શ્રીગો૦ ૪
[૫]દર્શનકોં નયનાં તપે, લાલ બચન સુનનકોં કાન,
મિલવેકોં હિયરો તપે, મેરે જિયકે જીવનપ્રાન હો. —શ્રીગો૦ ૫
[૬]મન અભિલાષા વ્હે રહી, લાલ લાગત નયનનિમેષ,
એક ટક દેખૂં આવતો, લાલ નાગર નટવર ભેષ હો. —શ્રીગો૦ ૬
[૭]પૂરન શશિમુખ દેખિકે, લાલ ચિત્ત ચોંટ્યો વાહી ઠોર,
રૂપસુધારસપાનકે, લાલ સાદર ચંદ્ર ચકોર હો. —શ્રીગો૦ ૭
[૮]લોકલાજ કુલ બેદકી, લાલ છાંડ્યો સકલ વિવેક,
કમલકલિ રવિ જ્યોં બઢે, લાલ છિન છિન પ્રીતિ વિશેષ હો—શ્રીગો૦ ૮
[૯]મન્મથ કોટિક વારને, લાલ નિરખી ડગમગી ચાલ;
જુવતીજનમનફંદના, લાલ અંબુજનયન વિશાલ, હો —શ્રીગો૦ ૯
[૧૦]યહ રટ લાગી લાડીલે, લાલ જેસે ચાતક મોર;
પ્રેમનીર બરખાઇએ, લાલ નવઘન નંદકિશોર, હો —શ્રીગો૦ ૧૦
[૧૧]કુંજસદન ક્રીડા કરો, લાલ સુખનિધિ મદનગોપાલ;
હમ શ્રીવૃંદાવન માલતી, તુમ ભોગી ભ્રમર ભૂપાલ, હો—શ્રીગો૦ ૧૧
જુગજુગ અવિચળ રાખિયે, લાલ યહ સુખ શૈલનિવાસ;
શ્રીગોવર્ધનધરરૂપપેં, બલિહારી ચતુર્ભુજદાસ, હો —શ્રીગો૦ ૧૨

## સાખી

યહ મેરે અભિલાષ હે, પૂરો નંદકુમાર;
યહ છબીપેં કોટિક વારને, તનમનપ્રાણઆધાર. ૧
કહા કહોં રસના એક હે, નાહિ લક્ષ કરોડ;
કેસે કરકે બરનવોં દાસ સદા કરજોડ. ૨

આ ગીત સાંભળી, તેનો મર્મ સમજી પ્રોફેસર ફેરન્જના મન પર ઘણી ઊંડી અસર થઈ. ગાતાં ગાતાં પ્રભુના વિરહથી તેમનાં હૃદય તપ્ત લાગતાં હતાં, અને તે તાપના અગ્નિની જ્વાળા હૃદયમાંથી વાણીદ્વારા બહાર નીકળતી હતી, તે સર્વ પોતાની દષ્ટિ આગળ જોઈ, કાનથી સાંભળી તેનું હૃદય પીગળી ગયું. તેમાં જ્યારે પાંચસાત મિનિટમાં પોતાની પાસે બેઠેલો પુરુષોત્તમ બાહ્ય સર્વ વસ્તુનું અનુસંધાન ભૂલી તે ગીત ગાવા લાગ્યો, અને તેના હૃદયમાંથી પણ ભગવદ્‌વિયોગજનિત તાપના ઊભરા બહાર નીકળવા માંડ્યા, ત્યારે જે પ્રેમવિષે તે જ દિવસે થોડા જ સમય પર પુરુષોત્તમ પાસે સાંભળ્યા છતાં સમજ્યો ન હતો, તે ભગવત્પ્રેમ કેવી દિવ્ય અલૌકિક વસ્તુ છે, તેની એને કંઇક સમજણ પડી. તે મનમાં જ બોલ્યો: “ અહા ! આ લોકોનાં મન સંપૂર્ણ રીતે કૃષ્ણમય છે ! એમનાં હૃદય પ્રભુનાં નિવાસસ્થાન છે. આવાં સુંદર સ્થાનમાં પ્રભુ શા માટે ન બિરાજે ! ક્યાં સદા વિક્ષિપ્તચિત્તવાળા સંસારના માનવ, અને ક્યાં આ અલૌકિક પ્રભુના જન ! અહીં શાંતિ અને સંપૂર્ણ આનંદ હોય એમાં શું આશ્ચર્ય ! ” થોડોક વખત તે શાંત રહ્યો, અને ગીત સાંભળ્યું. પાછો તે મનમાં બોલ્યો, “ હવે હું સમજ્યો. ગમે તેટલાં શાસ્ત્રોનાં થોથાં ઉથલાવો, પણ જ્યાં સુધી હૃદયમાં રહેલા પ્રભુને ઓળખ્યા નથી, પ્રભુનાં દર્શન કર્યાં નથી, પ્રભુના વિરહથી તાપક્લેશ થયો નથી, ત્યાં સુધી એ પંડિતાઈ નકામી છે. આ લોકો આખો દિવસ પ્રભુની સેવા કરે છે, પ્રભુનાં ગુણગાન કરે છે, અને પ્રભુ સિવાય એમને બીજું કંઈ રુચતું નથી. એમનાં મન સંપૂર્ણ રીતે પ્રભુમાં તન્મય છે, અને બાહ્ય પ્રપંચની કોઇ પણ વસ્તુ તેને ફેરવી શકે એમ લાગતું નથી. ધન્ય છે એમને ! ”

ગોવિંદભટ્ટ, ગાર્ગી, કુસુમ અને પુરુષોત્તમનાં ચક્ષુ ખૂલ્યાં, અને પ્રો. ફેરન્જ બે હાથ જોડી ગોવિંદભટ્ટજીની સામે ઊભો રહ્યો. ગોવિંદભટ્ટજી તેની સામે જોઇ બોલ્યા, “ આવો, પ્રોફેસર, બેસો. ”

પુરુષોત્તમ, નીતિસેન, વિચિત્રવીર્ય સર્વેને ત્યાં જોઈ તે બોલ્યા "ક્યારના આવ્યા છો ?"

"થોડોક સમય થયો. વગરરજાએ છાનામાના અમે આવ્ય છીએ તે ક્ષમા કરશો." પ્રો. ફેરજાજે કહ્યું.

"એમાં શું? પ્રભુ તમને સદ્બુદ્ધિ આપો." ગોવિંદભટ્ટ બોલ્યા સાંજે ટાઇમસર ફરવા જનાર વિચિત્રવીર્યને આવો પ્રસંગ આવેલે નહિ. આ ગીત સાંભળી, સમજી, આ લોકોની પ્રભુમાં તન્મયત આંખે નિહાળી, એ તો સજ્જડ જ થઇ ગયો હતો. ગોપીઓનો પ્રભુ પર પ્રેમ કેવો હશે, તેનું એને કંઈક ભાન થવા લાગ્યું, અને આવ સંપૂર્ણ પ્રભુમય હૃદયવાન ભગવજ્જનમાં કામાવેશ અથવા વિષય હોય જ નહિ, તેની એને પૂરેપૂરી ખાતરી થઇ ગઇ. તે મનમાં જ બોલ્યો "આ લોકોનાં મન, ઇન્દ્રિયો પ્રભુમાં જ તલ્લીન છે, જ્યાં બાહ્ય સર્વ પ્રપંચની આવી સંપૂર્ણ વિસ્મૃતિ છે, ત્યાં એ પ્રપંચના વિષ ગોનું આકર્ષણ એ લોકોનાં મન, ઇન્દ્રિયો પર સંભવે જ ક્યાંથી ! એમનાં મન, ઇન્દ્રિયો તો પ્રભુથી જ સંપૂર્ણ રીતે આકર્ષાયલાં છે માટે વિષયવાસના અહીં છે જ નહિ, એ વાત તો નક્કી. પોતાન હૃદયની સંપૂર્ણ અધમતા અનુભવતો, તેના મનમાં કંઇક થઇ આવતાં તે બોલ્યો, "બહેન કુસુમ, પાપી જીવોને શિખામણ મળે એવું કાંઇ ગીત ગાય તો મારા જેવા જીવોનો કંઈક ઉદ્ધાર થાય."

કુસુમે સાંભળ્યું, પણ કંઇ ધ્યાન આપ્યું નહિ. તેનું ચિત્ત પ્રભુ ના વિરહથી થતા તાપક્લેશના આનંદનો અનુભવ કરતું હતું, એવે સમયે તે વિરહપીડિત હૃદય બીજાને શી શિખામણ આપે ?

ગોવિંદભટ્ટે વિચિત્રવીર્યની વિજ્ઞપ્તિ સાંભળી, અને એમને તેન પર દયા આવી. તે બોલ્યા, "ભાઈ, પ્રભુ તારા ઉપર પણ કૃપ કરશે જ. **પુરુષોત્તમ જેવો મિત્ર પ્રભુએ તને આપ્યો છે તે તારા પર કૃપા જ સમજવી."**

"મને પણ કોઈ કોઈ વાર એમ લાગે છે, પણ પાછું મન ઠેકાણાસર રહેતું નથી." વિચિત્રવીર્યે કહ્યું.

"સૌ સારાં વાનાં થશે. (કુસુમ તરફ જોઇને) બ્હેન કુસુમ, હું ઘણો વખત થયાં **સૂરપચ્ચીશી** ભૂલી ગયો છું, માટે ભૂલો પડે તો કહેજે, હોં?" ગોવિંદભદ્રે કહ્યું.

કુસુમે મ્હોં મલકાવ્યું. ગોવિંદભદ્રજીએ ગાવા માંડ્યું—

## પદ (રાગ બિલાવલ)

મના રે, કર માધોસોં પ્રીત;
કામ ક્રોધ મદ લોભ મોહ, તું છાંડ સકલ વિપરીત. ૧
ભૌરા ભોગી બન ભમે રે, મોદ ન માને આપ;
સબ સુમન નીરસ કરે રે, કમલ બંધાવે આપ. ૨
સુન પરમિત પ્રિય પ્રેમકી રે, ચાતક ચિંતવે વાર;
ઘનઆશા સબ દુઃખ સહે રે, અનત ન યાચે વાર. ૩
દેખહુ કરની કમલકી રે, કીનો રવિસોં હેત;
પ્રાણ તજે પ્રેમ ના તજે રે, સૂકયો સર હિ સમેત. ૪
દીપક પીર ન જાનહી રે, પાવક પરે પતંગ;
તન તો તિન જ્વાલા જરે રે, ચિત ન ભયો રસભંગ. ૫
મીન બિયોગ ન સહી સકે રે, નીર ન બૂઝે બાત;
દેખ તું તાકી ગતિ રે, રતિ ન ઘટી તન જાત. ૬
પરની પરેવા પ્રેમકી રે, ચિત લઇ ચઢત આકાશ;
તહાં ચઢી તાહિ જુ દેખ હી રે, ભોં પરિ તજત ઉસાસ. ૭
સમર સનેહ કુરંગકો રે, શ્રવણ ન રાચ્યો રાગ;
ધર ન સકયો પગ પછમનો રે, સર સનમુખ ઉર લાગ. ૮
દેખ કરની જડ નારીકી રે, જરત પ્રેતકે સંગ;
ચિતા ન ચિત ફીકો ભયો રે, સુ રાચી પ્રિયકે રંગ. ૯

લોકબેદ બરજે સબે રે, નયનન દેખે ત્રાસ;
ચોર ન જાય ચોરી તજે રે, અરુ સબ સહત વિનાસ. ૧૦
સબ રસકો રસ પ્રેમ હૈ રે, વિષયી ખેલે સાર;
તન મન ધન જોબન ખસ્યો રે, તોઉ ન જાની હાર. ૧૧
તું જુ રતન પાયો ભલો રે, જાન્યો ન સાધન સાજ;
પ્રેમકથા અનુદિન સુની રે, તોઉ ન ઉપની લાજ. ૧૨
**સદા સંઘાતી આપનો રે, જીયકો જીવનપ્રાન;**
**સો તો બિસાર્યો સહજ હી રે, હરિ ઈશ્વર ભગવાન.** ૧૩
**બેદ, પુરાન, સ્મૃતિ સબે રે, સુરમુનિ સેવે જાહિ;**
**મહામોહ અજ્ઞાનમેં રે, કયોં ન સુમરે તાહિ.** ૧૪
ખગ મૃગ મીન પતંગલો રે, મેં સોધે સબ ઠોર;
જલ સ્થલ જીવ જીતે કિતે રે, કહૂં કહાં લગ ઓર. ૧૫
પ્રભુ પૂરન પાવન સખા રે, પ્રાનનહિકે નાથ;
પરમકૃપાલુ દયાલુ દયાનિધિ, જીવન જીહિકે હાથ. ૧૬
**ગર્ભબાસ અતિત્રાસમેં રે, જહાં ન એકો અંગ;**
**સુન સઠ તેરે પ્રાનપતિ રે, તહાં ન છાંડ્યો સંગ.** ૧૭
દિન રાત પોષત રહે રે, જૈસે ચોલી પાન;
વા દુઃખતેં તોહિ કાઢિકે રે, ગેહિં દીનો પયપાન. ૧૮
જીહિં જડતે ચેતન કિયો રે, રચિ ગુણ તત્ત્વ બિધાન;
ચરણ ચિકુર કર નખ દિયો રે, નયન નાસિકા કાન. ૧૯
અસન બસન બહુબિધિ દિયે રે, અવસર અવસર આનિ;
માતપિતા ભૈયા મિલે રે, નઈ રુચિ નઇ પહિચાન. ૨૦
સ્વજન કુટુંબ પરિકર બઢ્યો રે, સુત દારા ધન ધામ;
મહામોહબિષયી ભયો રે, ચિત આકર્યો કામ. ૨૧
ખાનપાનપરિધાનમેં રે, જોબન ગયો સબ બીત;
જ્યોં વિટ પરત્રિયસંગ બસ્યો રે, ભોર ભયો ભયભીત. ૨૨

જેસેં સુખડી ધન બઢ્યો રે, તેસેં તન હિ અનંગ;
ધૂમ બઢ્યો લોચન ખસ્યો રે, સખા ન સૂઝયો સંગ ૨૩

જમ જાન્યો સબ જગ સૂન્યો રે, બઢ્યો અજસ અપાર;
બીચ ન કાહુ તબ દિયો રે, જમદૂતન દીની માર. ૨૪

કો જાને કેહિ વાર મર્યો રે, એસે કુમતિ કુનીચ;
**હરિસોં હેત વિસારિકે રે, સુખ ચાહત હે નીચ.** ૨૫

જાપેં જીય લજ્જા નહિ રે, કહા કહોં સો બાર;
**એકો અંગ ન હરિ ભજયો રે, સુન સઠ સૂર ગમાર.** ૨૬

ગાઇને પાંચ મિનિટ શાંત રહ્યા. વિચિત્રવીર્યના મન પર ગીતના એકે એક શબ્દે ઘણી અજબ અસર કરી. ગોવિંદભટ્ટજી ગાતાં ગાતાં વિચિત્રવીર્યની સામે જ એકકીટસે જોઈ રહ્યા હતા. ગાતાં ગાતાં કોઈ કડી પર ભાર મૂકતા હતા, કોઇ કડી બે વાર ગાતા હતા, અને વિચિત્રવીર્યને દરેક પ્રકારે સમજાવવાનો પ્રયત્ન કરતા હતા: ' સબ રસકો રસ પ્રેમ હે રે, વિષયા ખેલે સાર, તન મન ધન જોબન ખસ્યો રે, તબહુ ન જાની હાર.' એ કડી બે વાર ગાઈ, વિચિત્રવીર્યની તરફ જોઈ બોલ્યા, "ભાઈ, વિષય બહુ જ ખરાબ વસ્તુ છે. પ્રભુના દર્શનમાં, પ્રભુના સ્મરણમાં, એના જેવો વેરી કોઈ નથી. તે છતાં, વિષયમાં આસક્ત ચિત્ત, તન, મન, ધન, જોબન સર્વનો નાશ પોતાની સમક્ષ જોવા છતાં, જેમ વિષયમાં જ તલ્લીન થઇ રહે છે, તેમ જ તારું ચિત્ત પ્રભુમાં એવી રીતે લીન થવું જોઈએ કે તું તન, મન, ધન, જોબન, કશાની દરકાર કરે નહિ, કશાની દરકાર કરવાનું તને સૂઝે પણ નહિ, પણ તન, મન, ધન, જોબન સર્વે સંપૂર્ણ પ્રેમથી પ્રભુને અર્પણ કરી પ્રભુની સેવામાં સર્વદા તત્પર રહે, સર્વદા એકતાન રહે. માત્ર પ્રભુ જ હૃદયના પ્રેમને લાયક છે. સ્ત્રી પુત્ર કોઈ નથી." ગાઇ રહ્યા પછી બોલ્યા: "ભાઈ, આપણા પરમ મિત્ર પ્રભુ જ છે, આપણા પ્રાણનાથ છે, પરમ દયાળુ છે,

ગર્ભવાસમાં પણ પ્રભુએ તારી સોબત છોડી નથી, જન્મતાં વાર તારે માટે માતાના સ્તનમાં દૂધ તૈયાર કરી રાખ્યું, હાથ, પગ, કાન, આંખ સર્વ પ્રભુએ જ તને આપ્યાં, અને જેમ જેમ કુટુંબ, પરિકર, સુત, દારા, ધન, ધામ સર્વે તને વીંટળાતાં ગયાં, તેમ તેમ નિકટના સ્નેહી પ્રભુને ભૂલતો ગયો, મોહપાશમાં પડ્યો, વિષયી થયો, તારા લોચનમાં ધુમાડો ભરાયો, અને અંધ થયો! હરિની મૈત્રી તેં વિસારી. હે નીચ! સુખ કેમ થાય? સૂરદાસ પોતાના જીવને કહે છે: 'હે જીવ, તને લજ્જા નથી, તને સો વાર શું કહું? હે સૂરગમાર! હે શઠ! એક પણ અંગથી તેં હરિ ભજ્યા નથી.' ભાઈ, સૂરદાસની આ શિખામણ સર્વને લાગુ પડે છે. દુનિયામાં હજારો લાખોમાં કોઈકને જ 'શઠ ગમાર' ઇત્યાદિ વચનો લાગુ પડતાં નહિ હોય. પ્રભુના ભક્ત બહુ વિરલ હોય છે, તેમાં પણ શુદ્ધ પ્રેમી તો બહુ જ દુર્લભ છે. જ્યારે આ પ્રકારે તે વિરલ ભક્તનું ચિત્ત પ્રભુમાં તન્મય થાય છે, ત્યારે તેને પ્રપંચની વિસ્મૃતિ થઈ જાય છે, અને પ્રભુના વિરહથી પીડિત મન પ્રભુના દિવ્ય સ્વરૂપમાં અને પ્રભુની દિવ્ય લીલામાં મગ્ન થાય છે. ભગવન્મય થયેલા આવા જીવને પ્રભુના ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય સર્વ ગુણો પ્રાપ્ત થાય છે, પણ ભગવત્સ્વરૂપને શોધતો તે જીવ એ ગુણોની પણ અપેક્ષા ન કરતાં પ્રભુના સ્વરૂપમાં જ મગ્ન રહે છે. એવો જીવ હૃદયમાં પરમ આકાશમાં રહેલા સદ્રૂપ, જ્ઞાનરૂપ, આનંદરૂપ બ્રહ્મને જાણે છે, ઓળખે છે, અને વિપશ્ચિત્ બ્રહ્મની સાથે તે સર્વ કામ ભોગવે છે. શ્રુતિ કહે છે કે **सत्यं ज्ञानं अनंतं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता॥** અર્થાત્:- બ્રહ્મ સત્ય છે, જ્ઞાન છે, અનંત છે, હૃદયગુહામાં પરમ આકાશ માં રહેલા એ બ્રહ્મને જે જાણે છે, તે વિપશ્ચિત (ચતુર) બ્રહ્મ સાથે સર્વ કામો ભોગવે છે. અહીં જે 'કામ' શબ્દ વાપર્યો છે, તેનો વિષય-સાથે સંભ્રમ ન કરવો. બ્રહ્મની—પરમાત્માની—સાથે જીવ વિષયભોગ

ભોગવે છે, એવો અર્થનો અનર્થ કરવો એ તો મલિનતા અને તજ્જન્ય અંધકારની પરાકાષ્ઠા કહેવાય.''

" નહિ જ, નહિ જ, અહીં વિષય ક્યાંથી? હવે હું સમજ્યો. મારા જેવું વિષયગ્રસ્ત ચિત્ત પ્રભુ પાસે જાય જ ક્યાંથી? મને કોઈ કોઇ વાર એમ થઇ આવે છે કે તમારો દાસ થઈ અહીં રહું, કે કોઈ દિવસ આમ તમારી માફક પ્રભુના ગુણગાનનો આનંદ—પણ મારા ભાગ્યમાં એ સુખ ક્યાંથી? તમારા જેવા પવિત્ર જીવ પ્રભુ સાથે જે કામ ભોગવે તે મારા જેવા ક્ષુદ્ર પાપી જીવ, આંખે પણ કેમ જોઈ શકે? પ્રભુનાં જ દર્શન દુર્લભ—ત્યાં જ અંધારું—તો પ્રભુની લીલાનાં દર્શન તો ક્યાંથી જ? મેં ગીતગોવિંદ એક વાર વાંચવા માંડ્યું હતું, પણ વિષયવાસના ઉદ્દીપ્ત થવાથી બંધ કરવું પડ્યું.'' વિચત્રવીર્યે કહ્યું.

" સામાન્ય મનુષ્યે એકદમ એવા ભગવલ્લીલાના ગ્રંથો ન વાંચવા, કેમકે ભગવાનની લીલામાં અન્યથા બુદ્ધિ થવાથી વધારે પતિત થવાય છે.'' ગોવિંદભટ્ટે કહ્યું.

" એ વાંચવા સમજવાની યોગ્યતા પ્રાપ્ત કરવાનો ઉપાય શોધવા મેં રા. રા. કેશવલાલની ટીકા જોઈ, પણ તેમાંથી કંઇ મળ્યું નહિ.'' વિચિત્રવિર્યે કહ્યું.

" પરમભગવદીય નાગજીભાઈના વંશજ રસિક સહૃદય કેશવલાલભાઈની ટીકા સાહિત્યની દૃષ્ટિથી લખાયલી છે, ભક્તની દૃષ્ટિથી નથી. પરમભક્ત જયદેવે રાધાકૃષ્ણને ઉત્તમ નાયકનાયિકા બનાવી માત્ર સાહિત્યની દૃષ્ટિથી એ સુંદર ગ્રંથ લખ્યો હતો, એમ સમજવું એ ભ્રાન્તિ છે. માતાપિતાને નાયકનાયિકા બનાવી તેમનો શૃંગાર વર્ણવવો, એ જેમ પુત્રને માટે અયોગ્ય, પાપ ગણાય, તેમ કૃષ્ણનો પરમભક્ત જયદેવ માત્ર બાહ્ય દૃષ્ટિથી રાધાકૃષ્ણને નાયકનાયિકા બનાવી શૃંગારરસ વર્ણવતો હોય તો ભક્ત તરીકે તે અધમ જ ગણાય. પણ વસ્તુસ્થિતિ એમ નથી, એમાં

તો **અનંદમય** પરમાત્માની નિત્ય સ્વરૂપાત્માની લીલાનું જ વર્ણન છે." એમ કહી, ગોવિંદભટ્ટે વિશેષમાં કહ્યું: "જેમ પરમાત્મા પ્રકૃતિથી પર છે, તેમ એમની લીલા પણ પ્રકૃતિથી સ્વતંત્ર, સ્વરૂપાત્મક છે.

"પ્રથમ તો સમજ કે પ્રભુ સર્વસૌંદર્યયુક્ત છે, પ્રભુએ પરમ કૃપા કરી અર્જુનને જે સ્વરૂપનાં દર્શન કરાવ્યાં તે જ જો:—

**अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।**
**अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥**
**दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।**
**सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥**
**दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।**
**यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥**
**तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।**
**अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥गीता॥११,१०–१३॥**

અર્થાત્ એ સ્વરૂપ અનેક મુખનયનોવાળું, અનેક અદ્‌ભુતદર્શનવાળું, અનેક દિવ્યઆભરણવાળું, અનેક ઉદ્યત દિવ્ય આયુધવાળું, દિવ્યમાળા અને દિવ્ય વસ્ત્ર ધરનાર, દિવ્ય ગંધના લેપનવાળું, સર્વે આશ્ચર્યોથી ભરેલું, પ્રકાશવત્, અનંત, સર્વ તરફ દૃષ્ટિ કરતું હતું. આકાશમાં એક જ સમયમાં હજાર સૂર્યોનો પ્રકાશ પ્રકટ થાય તો તે પ્રકાશ તે મહાત્માના પ્રકાશને મળતો આવે. ત્યાં તે સ્વરૂપમાં અર્જુને અનેક રીતે વિભાગ પામેલું સમસ્ત જગત તે દેવના દેવ કૃષ્ણના શરીરમાં એક ભાગમાં સ્થિત જોયું.

"ભાઈ, આ અને આવાં ભગવાનનાં સ્વરૂપ પ્રકૃતિમય–માયાવેષ્ટિત છે,—એમ ન સમજવું. ગીતાના સપ્તમ અધ્યાયમાં પ્રભુ કહે છે કે, 'આઠ પ્રકારના ભેદવાળી પ્રકૃતિ **મારી** છે, અને મારાથી પર બીજું કંઈ નથી,' **मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।** વળી ત્રયોદશ અધ્યાયમાં શ્રીકૃષ્ણ આજ્ઞા કરે છે કે,

**त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।**
**मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३-१३॥**
**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ १३-१४॥**

અર્થાત્ એ ત્રણ ગુણવાળા ભાવોવડે આ સર્વ જગત મોહ પામેલું છે, તેથી એમનાથી પર, અને અવ્યય એવા મને ઓળખતું નથી, **મારી આ ત્રણ ગુણોવાળી દૈવી માયા દુસ્તર છે, જેઓ મારે જ શરણે આવે છે, તેઓ એ માયાને તરી જાય છે.**

"ભગવાનનું ખરું સ્વરૂપ તો ધ્યાનમાં આવી શકે જ નહિ, કેમકે વેદ 'નેતિ નેતિ' કહે છે' એ સર્વ ભ્રમ છે. તેનો ખરો અર્થ એ જ છે કે, પ્રકૃતિ—માયા—તથા તેના ગુણોથી પ્રભુ પર છે. પ્રભુ પ્રવચનથી, બુદ્ધિથી, કે બહુશ્રુત થવાથી લભ્ય નથી, કેમકે મન, બુદ્ધિ વગેરે સર્વ પ્રકૃતિજન્ય છે, માટે પ્રભુ જેને વરે છે—પસંદ કરે છે—તેનાથી જ પ્રભુ લભ્ય છે. **પ્રભુકૃપાસિવાય કોઈ પણ સાધન પ્રભુ-પ્રાપ્તિને યોગ્ય નથી. જેને પ્રભુ વરે છે, તેના શરીરને પોતાના શરીર તરીકે પસંદ કરે છે.** જયદેવ પર પ્રભુની કૃપા હતી. પ્રભુ-ભક્તિને—પ્રભુ પર દૃઢઆસક્તિને—લીધે પ્રભુમાં મનનો નિરોધ જેમ જેમ થતો જાય છે, તેમ તેમ ઇંદ્રિયોની બહિર્મુખતા મટતી જાય છે, ઇંદ્રિયો અંતર્મુખ થઈ પ્રભુ તરફ વળે છે, પ્રપંચમાં સર્વ સ્થળે પ્રભુમયતા સ્ફુરવા લાગે છે, **वासुदेवः सर्वमिदम्।** એમ ભાન થાય છે, સંપૂર્ણ રીતે નિરુદ્ધ મન સૌંદર્યમય—આનંદમય—પ્રભુનાં અને તેમની લીલાનાં દર્શન કરે છે, જયદેવનું મન પ્રભુમય હતું, પ્રભુસિવાય બીજું કંઈ કર્તવ્ય દ્રષ્ટવ્ય, પ્રાપ્તવ્ય એને ન હતું, પ્રભુએ કૃપા કરી પોતાની પવિત્ર આનંદમય, સ્વરૂપમય, લીલાનાં દર્શન એને કરાવ્યાં, તેના કંઈક અંશનાં દર્શન એ આપણને ગીતગોવિંદદ્વારા કરાવે છે, એમાં પ્રકૃતિ-મય વિષયની ભાવના કરવી એ મનની અધોગતિ સૂચવે છે.

"જયદેવ વિષયી ન હતો, પણ રસિક તો હતો જ. રસશાસ્ત્રની એને સારી રીતે ખબર હતી. પણ રસ અને વૈરાગ્ય એકએકના વિરોધી છે. સામાન્ય વિષયનિમગ્ન મનુષ્યોને રસની સમજ હોતી નથી, અને વિષયવાસનાની યથાતથા તૃપ્તિ કરવી એટલું જ સમજે છે, કોઇક રસિક રસ અને શૃંગાર સમજે છે, અને તેની દ્વારા ઘણા ઊંચા પ્રકારનો આનંદ ભોગવે છે. દયારામ 'જે કોઈ પ્રેમ અંશ અવતરે' વગેરે ગરબીઓમાં, કાળીદાસ પોતાના શાકુન્તલ, વિક્રમોર્વશીય ઇત્યાદિ સુંદર નાટકો તથા મેઘદૂતમાં, અમરુ પોતાના શતકમાં, એ રસ ખીલવે છે, અને રસમાં મહાલે છે, પણ એ રસમાં, શૃંગારમાં, વિષયવાસનાનું બીજ તો છે જ, અને તેને લીધે જ શૃંગાર તે શૃંગાર અથવા રસ છે, પણ બ્રહ્મને, પ્રભુને, એવા શૃંગારની સાથે શો સંબંધ?" નીતિસેને પૃછ્યું.

"વિષયવાસનાનું સામ્રાજ્ય મન પરથી ખસતું જાય છે, તેમતેમ પ્રેમ, રસ, શૃંગાર, કોઇક વિરલ, રસિક મનુષ્યના મનમાં સ્ફુરતો જાય છે. **દરેક મનુષ્યને રસ સ્ફુરતો નથી જ. રસ આંતર, સ્વતંત્ર, નિત્ય છે, વિષય બાહ્ય પરતંત્ર, ક્ષણિક છે. रसो वै सः ।** શ્રુતિ કહે છે કે, **રસ પરબ્રહ્મ પરમાત્મા—છે, વિષયવાસના તો હૃદયનો રોગ છે. રસરૂપ પરમાત્માના આનંદમય સ્વરૂપમાંથી જે જીવો નીકળ્યા છે, તે જ રસિક હોઈ શકે છે.** માટે રસમાં—શૃગારમાં—વિષયનું બીજ છે એ સમજ ખોટી છે, ઊલટું વિષય રસના ઉદ્‌ઘાટનનો અને દર્શનનો વિરોધી છે. **પ્રબળ ઇંદ્રિયો જીવને બાહ્ય વિષયોમાં ખેંચી આનંદમય રસમય પરમાત્માથી વિમુખ કરે છે.** અને સંસારચક્રમાં ભ્રમણ કરાવે છે, પણ ઇંદ્રિયોનો સંપૂર્ણ સંયમ થયો હોય તો હૃદયગુહામાં બિરાજમાન રસમય પ્રભુનું જીવ અને શરીર પર સામ્રાજ્ય પણ થાય છે, અને તેને દેદીપ્યમાન કરે છે." ગોવિંદભટ્ટે કહ્યું.

"ભાઈ નીતિસેન, શામળનો શૃંગાર કલુષિત છે ત્યારે દયા-

રામનો ભક્તિથી ઊભરાતો પવિત્ર છે. આ દુનિયાના વિષયપાશમાં બંધાયલા મનુષ્યોની દૃષ્ટિ ઘણુંખરું અંધ થઈ ગયેલી હોય છે, અને પ્રભુની લીલાનું તેજ ખમી શકતી નથી. ગીતગોવિંદ વિચિત્રવીર્ય નહિ વાંચી શકયો, તેનું કારણ પણ એ જ. દયારામને—એના રસને—શૃંગારને—વિદ્વાન ગણાતા સજ્જનો પણ સમજી શકયા નહિ, તેનું કારણ પણ એ જ." આમ કહી પુરુષોત્તમે વિશેષમાં કહ્યું: "પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોના અજ્ઞાનને લીધે માત્ર સાક્ષર ગોવર્ધનરામે જ નહિ, પણ ઘણા લેખકોએ ભક્ત દયારામને ઘણો જ અન્યાય કર્યો છે. સામાન્ય રીતે મનુષ્યનું મન ઇંદ્રિયોથી આકર્ષિત હોવાથી મનુષ્ય પોતાના જેવા જ મલિન અંતઃકરણવાળા સર્વને માને છે, તેથી જ શ્રીકૃષ્ણની રાસલીલાને પણ ભારોભાર દૂષણ આપનારા આપણને મળી આવે છે. દયારામનું ખરું જીવનચરિત્ર 'અનુગ્રહ' માસિકના શ્રાવણ અને ભાદ્રપદ ૧૯૯૯ ના અંકોમાં એડવોકેટ જીવણરામ જોશીએ બહુ સુંદર રીતે આપ્યું છે. નિષ્પક્ષપાત રીતે વાંચનારને એ ચરિત્ર વાંચતાં જ ખાતરી થાય છે કે ખરું દયારામનું ચરિત્ર આ જ છે, અને બીજાં સર્વ ચરિત્રો લેખકોની મનુષ્યોને સુલભ મલિન વાસનાઓથી ભરપૂર છે. એનું કારણ સ્પષ્ટ છે. બ્રહ્માએ ઇંદ્રિયોને બહિર્મુખ જ ઘડી છે, તેથી મનુષ્ય બહિર્મુખ જ રહે છે, અંતરાત્માને જોતો નથી. કોઈક ધીર મનુષ્ય જ અમૃતત્ત્વની ઇચ્છાથી ઇંદ્રિયોને પાછી વાળી પ્રભુનાં દર્શન કરી શકે છે. રા. રા. ગોવર્ધનરામે **"દયારામના અક્ષર દેહ"માં** દયારામની કવિતામાં યોગના સિદ્ધાંતો જોયા છે, તેમાં કંઇ આશ્ચર્ય નથી. યોગ, ભક્તિ અને જ્ઞાન મનને શરીર અને ઇંદ્રિયોના અધ્યાસમાંથી છૂટું કરી ઉચ્ચ ભૂમિકાઓ પર લઈ જાય છે, અને ત્યાં જેમ જેમ ઊંચે જવાય, તેમતેમ વિશેષ સામ્ય માલૂમ પડે જ, અને મનની ભક્તિની દશામાં યોગનો સંભ્રમ થાય તે સ્વાભાવિક છે. સદ્ગત સાક્ષર રા. રા. ગોવર્ધનરામભાઈ દયારામની કવિત્વશક્તિ વખાણતા, પણ પ્રથમ તો એના રસમાં એ પણ વિષય જ જોતા.

ગુજરાતના કવિઓ વિષેના પોતાના વિદ્વત્તાભરેલા નિબંધમાં એઓ કહે છે કેઃ—

'કવિત્વશક્તિમાં તો એ પ્રેમાનંદના સમય પછી સૌથી વિચક્ષણ હતો. કૃષ્ણ અને ગોકુળની ગોપીઓ વિષેની એની ગરબીઓ **ઉઘાડા શૃંગાર** અને પ્રેમરૂપી ઝળહળતા અગ્નિના ઊભરાતા ઝરા જેવી છે, અને જો લખાણોમાં સ્ફુરતી **વિષયવાસનાથી (લંપટપણાથી)** કવિના ગુણોને આંચ આવતી નથી એમ ગણીએ તો એ ખરેખર ઘણો જ ઉત્તમ કવિ કહેવાય......વળી એ પણ ધર્મનાં તત્ત્વોની શોધમાં ઊંડો ઊતરે છે, અને **ભક્તિમાર્ગના સૌંદર્ય અને પ્રેમના શિખર સુધી તેટલી જ શક્તિથી ચઢી શકે છે.** પણ વળી એ કોઈ કોઈ વખત **વલ્લભના** પુષ્ટિમાર્ગનો ખુલ્લે ખુલ્લો પક્ષ કરે છે, અને એ **છેક જ નકામા, નઠારા પુષ્ટિમાર્ગનો** પક્ષ ખેંચતા ઉત્તમોત્તમ વકીલને પણ અપયશ જ મળે."

"તે છતાં એ સૌંદર્યભક્તિની, ઉત્તમતા અને પવિત્રતાથી અજ્ઞાત ન હતો. નિર્મળ સુંદર હૃદયના ભક્તના મુખથી શૃંગારભક્તિથી ઊભરાતી ગરબી એ ગવડાવે છે, અને તેમાં સૌંદર્યની, રસની, ઝાંખી થતાં બોલી ઊઠે છે કે 'હું સોગન ખાઈને કહું છું કે આપણા મિત્ર દયારામની આ કડીઓમાં વિષયવાસના સ્ફુરતી નથી જ. અજ્ઞાન, કામપાશમાં બદ્ધ આત્માને આંજી નાખી, પોતાના જળહળતા પ્રકાશમાં ઝીલી લઇ, ભક્તિરસના સુંદર સ્વર્ગમાં ફિનિક્સની માફક ઊંચે ચઢાવવાને માટે જ તેના પર વિષયવિકારનું આવરણ ઢાંકેલું છે. ત્યારે લોકોના કહેવા પ્રમાણે આ વિષયગ્રસ્ત માર્ગ—ધર્મ—છે? લોકોના કહેવા પ્રમાણે આ માત્ર પ્રકૃતિની પૂજા છે? નહિ જ, નહિ જ. આ સુંદર છોકરીનું હૃદય હું સમજું છું, તેના મર્મભાગના અનુભવને કળી શકું છું, અને કહું છું કે જેમ કાઉપર કવિ પોતાના "એલને" ભજનમાં "નિત્ય સૌંદર્યને—નિત્ય લીલાને" પ્રેમપૂર્ણ હૃદયથી ચાહે છે અને

સેવે છે, તે વખતે તેના હૃદયમાં જે પવિત્રતા અને પૂજ્યભાવ છે, તેનાથી આ છોકરીનો ભાવ કોઈ પણ રીતે ઊતરતો નથી."

"આ ઝાંખી થવાનો પ્રતાપ એમના પિતાની શુદ્ધ ભક્તિ હતી. તેઓ પુષ્ટિમાર્ગીય શુદ્ધ વૈષ્ણવ હતા, પુષ્ટિમાર્ગની રીતે પ્રભુને તેમણે સર્વ સમર્પણ કર્યું હતું, અને વ્યાપારમાં પણ "શ્રીકૃષ્ણ વાસુદેવની પેઢી" એ નામ રાખ્યું હતું. 'એમના હૃદયની ઊંડામાં ઊંડી ઇચ્છા જુઓ તો ઠાકોરજીની સેવા કરવી, ભજન ગાવાં, અને ભક્તિમાં જ આખું જીવન ગાળવું, એ હતી. સંસારની ખટપટમાં એમનું ચિત્ત પેસતું નહિ. સ્વભાવે બહુ નરમ, દિલના બહુ ભોળા, અને 'મરતાને પણ મેર કહે નહિ' એવા ભલા હતા. સર્વ કોઇને માટે એમના વિશાળ હૃદયમાં દયા અને માયા જ હતાં...રગેરગ **વિરાગી ભક્ત** [1]હતા.' એ **વિરાગી ભક્ત** પોતે ગીતગોવિંદ ઘણું સારું તથા ઘણા ભક્તિભાવથી ગાતા. તેમ બ્રાહ્મણોને મોઢેથી સામગાન સાંભળતા, કે દેવની પૂજા કરતાં નિર્ભર રસથી દેવસંમુખ જાતે સામગાન કરતા, ત્યારે એમનું હૃદય તેમાં લીન થતું [2]હતું.' 'હરિનાં સ્વપ્ન જોતાં તથા હરિનું નામ જપતાં, આ ભક્ત, આ અશાશ્વત સંસાર છોડી, છેવટે હરિપદમાં લીન થયા. મૃત્યુને સમયે માધવરામને કશી ચિંતા હતી નહિ, કારણ કે ભક્તિરસથી ભીનું એમનું હૃદય સંસારના વિષયોમાંથી તો ક્યારનુંયે ઊઠી ગયું [3]હતું.'

"ભાઈ નીતિસેન, આવા પરમ ભક્ત પિતાના કીર્તિમાન પુત્રની બુદ્ધિ વિશાળ હતી, પણ તે અંતઃર્મુખ થઈ ન હતી, તેણે હૃદયગુહામાં રહેલા પ્રભુને ઓળખ્યા—દર્શન કર્યા—ન હતા, અને એ બુદ્ધિએ સંન્યાસનો પણ વિચિત્ર, નવીન, અર્થ યોજ્યો હતો. 'આ દુનિયાના બધા સ્વાર્થો, પોતાને જ ખાતરની બધી સંસારી ચીજો તજી દેવી, અને પ્રાણીમાત્રના—આખા વિશ્વના—કલ્યાણને અર્થે પોતાની જિંદગીનું

૧ શ્રીયુત ગોવર્ધનરામ પાન. ૭. ૨ પા. ૧૭૦. ૩ પા. ૮૩.

સમર્પણ ×કરવું' એ એમને મન 'સંન્યાસ' હતો. વિશ્વનું કલ્યાણ કરવાની ઝનૂનવાળા ઘણા સજ્જનો ભલું શું અને ભૂંડું શું તેનો વિચાર બરોબર કરતા નથી. **શાસ્ત્રદૃષ્ટિએ જોતાં જ્યાંસુધી મનુષ્ય બ્રાહ્મી સ્થિતિને પામ્યો નથી, પોતાનું સત્ય સ્વરૂપ સમજ્યો નથી, ત્યાંસુધી અંધારામાં જ છે, પ્રભુની માયાને તરી ગયો નથી. મનુષ્યોને સત્યસ્વરૂપ સમજાવવું, અને મિથ્યા માયામોહમાંથી છોડવવા એ જ તેમનું કલ્યાણ છે.** વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ, ભક્તિ, સર્વનો સાર એ જ છે કે મુક્તિ—પરમ કલ્યાણ એટલે સ્વરૂપસ્થિતિ. **मुक्तिर्हित्वाऽन्यथारूपं स्वरूपेण व्यवस्थितिः।** જ્યાંસુધી સ્વરૂપસ્થિતિ પ્રાપ્ત થઈ નથી, ત્યાંસુધી ઉપર ઉપરનું કલ્યાણ, દેહનું કલ્યાણ કરવું, એ સુખને માટે ધુમાડાના બાચકા ભરવા જેવું છે. પોતાનું કલ્યાણ જેણે કર્યું નથી, તે પારકાનું શું કલ્યાણ કરશે? માયાગ્રસ્ત મોહબદ્ધ, બીજાને સીધે કલ્યાણમાર્ગે કેમ લઈ જઈ શકશે?"

"હવે જો. ભોળા, સરળ, અંતર્મુખ દૃષ્ટિવાળા, ભગવાનની ભક્તિમાં લીન, ભગવાનની લીલાનાં દર્શન કરનાર, પ્રપંચની વિસ્મૃતિમાન માધવરામને પ્રભુની લીલાનો સાક્ષાત્કાર થયો હતો, અને ગોવર્ધનરામનું ચિત્ત તો જિંદગીને અવસાન સમયે યોગાભ્યાસમાં ગયું! અને દયારામભાઈની રસમય કવિતામાં એમણે માત્ર યોગના છાલાકુરકા જ જોયા*! ભક્તિ તો રસ છે; યોગ તો ભક્તિનું માત્ર બાહ્ય શરીર છે, અને રસિક દયારામને તે ન જ ગમે. એ સ્વાભાવિક છે, એ રહસ્ય એ ન જ સમજ્યા.

× શ્રીયુત ગોવર્ધનરામ પાન ૫૮.

* દયારામના "અક્ષરદેહ" માં એમણે એ વાત લખી. એમના ભાઇ નરહરરામે "અક્ષરદેહ" ની એક પ્રત રા. મૂલચંદ્ર તેલીવાળાને સુધારા અથવા નીચે નોટસ લખવા આપી હતી, પણ તેલીવાળાના ગોલોકવાસ પછી તે પાછી લઇ જવી પડી હતી.

"દયારામની રસથી રેલાતી સ્વતંત્ર ગરબીઓમાંથી યોગ સમજાવનારને દયારામ પોતે જ શું કહેશે? સાંભળ,

'જોગ તો તેને જોઇએ રે, જેનું મન જગતમાં ભમે;
તે તો અચળ અમારું રે, ચિત્ત રસિયામાં રમે.
જેનું મન માને રે, જોગ સુખેથી ગ્રહો;
અમો તો એહ માગું રે, પ્રીતમજી શું પ્રીત રહો.'

વળી,—

'જ્ઞાનીની ગતિ નવ પહોંચે રે, પ્રેમરસ પ્રેમીને જરે,
જેમ દૂધ સિંહણકેરું રે, સિંહણસુતને ઠરે.
**એ પ્રેમ પરમ આનંદરસ રે, રખે વિખચર વિષય સમ આણે,
એમાં શુકમુનિને શિવ છાક્યા રે, તે શું કામી જન જાણે.
જેણે કામને મોહ પમાડ્યો રે, તે પ્રભુ કામવશ કયમ થાયે?
એ કૃષ્ણક્રીડારસ ગાતાં રે, કામરોગ ઉરથી જાયે.'**

વળી,—

'અજીઠાસરખા જોગને, શું પાથરીએ કે ઓઢીએ?
પ્રત્યક્ષ પાવક પરહરી, શીદ પથ્થરમાં શિર ફોડીએ?

"તાત્પર્ય એ કે પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોથી અજ્ઞાત આ કીર્તિમાન સાક્ષરને પ્રભુના સૌંદર્યની, શૃંગારભક્તિની ઉત્તમતાની માત્ર થોડીઘણી ઝાંખી થઈ હતી. દયારામ, જયદેવ, અન્ય અનેક અનન્ય ભક્તો, શ્રીકૃષ્ણચૈતન્ય અને વૈષ્ણવ આચાર્યોની માફક પ્રભુના પ્રેમરસથી ભીના એ થઈ શક્યા ન હતા.

"એ જ પ્રમાણે સુપ્રખ્યાત હરિહર્ષદ ધ્રુવ અને કેશવ હર્ષદ ધ્રુવ, નૈસર્ગિક શક્તિવાળા અત્યુત્તમ, રસિક લેખકો, પરમ ભગવદીય, નાગજીભાઈના કુળના હતા, પણ પુષ્ટિમાર્ગીય જ્ઞાનને અભાવે હરિહર્ષદ જીવનપર્યંત લૌકિક રસમાં જ મગ્ન રહ્યા, અલૌકિક રસ ચાખી શક્યા જ નહિ."

"એ **લૌકિક—અલૌકિક** કંઈ બરાબર સમજાતું નથી. રસ તે રસ, તેમાં લૌકિક શું, અને અલૌકિક તે શું?" વિચિત્રવીર્યે પૂછ્યું.

"પ્રાકૃત એટલે પ્રકૃતિના સત્ત્વ, રજસ્, તમોગુણવાળું તે **લૌકિક**, નિર્ગુણ તે **અલૌકિક.** પ્રાકૃત સૃષ્ટિ **લૌકિક**, આત્મસૃષ્ટિ **અલૌકિક.** સાંખ્યશાસ્ત્રમાં જે અનિત્ય તે લૌકિક, યોગશાસ્ત્ર પ્રમાણે સમાધિથી ઈતર દશા તે લૌકિક, જ્ઞાનશાસ્ત્ર પ્રમાણે બ્રહ્મથી ઈતર સર્વ લૌકિક, ભક્તિશાસ્ત્રમાં ભગવાન અને ભગવાનની લીલા સિવાયનું ઈતર સર્વ લૌકિક. એ સર્વથી વિરુદ્ધનો અનુભવ અલૌકિક.

"આમ હોવાથી જ સ્વર્ગસ્થ કેશવ હર્ષદ ધ્રુવ, જેમણે ગીતગોવિંદની ભગવલ્લીલાનું સુંદર, અદ્વિતીય, ભાષાંતર કર્યું છે, પણ જેઓ લૌકિક દષ્ટિથી જ એ લીલાને જોતા હતા, તેઓએ જ્યારે **મૂલચંદ તેલીવાળાની શૃંગારરસમંડનની** પ્રસ્તાવના વાંચી, ત્યારે અત્યંત પ્રસન્ન થઈ, તેમની સુદામાની ઝૂંપડી જેવી ઓરડીમાં મળવા આવ્યા હતા, અને તેમની સાથે પુષ્ટિસંપ્રદાયના ગ્રંથો વાંચવાની ઇચ્છા દર્શાવી હતી, શૃંગારરસમંડન કાળજીપૂર્વક વાંચી, પાઠફેર સૂચવ્યા હતા, અને ભાષાંતરમાં સુધારા કર્યા હતા," પુરુષોત્તમે કહ્યું.

'એ બધું ખરું, પણ ગીતગોવિંદમાં જો પ્રભુની લીલા જ હોય તો એમાં ઉઘાડો સ્ત્રીપુરુષનો શૃંગાર વર્ણવેલો છે તેનું કેમ? રાધાકૃષ્ણનાં નામ આપવાથી કંઈ શૃંગાર મટી, તે ભક્તિની કોટિમાં આવી શકતો નથી.' નીતિસેન બોલ્યાં.

"ભાઈ નીતિસેન, તારા પ્રશ્ન પરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે હજી તારું મન કલુષિત છે, વિષયપાશમાં છે; જ્યાંસુધી તારા મન પર આ પ્રપંચની વસ્તુઓનું આકર્ષણ છે, ત્યાંસુધી તું ભગવાનનું શુદ્ધ સ્વરૂપ સમજવાને યોગ્ય થયો નથી. તોપણ એક ક્ષણ તું એ આકર્ષણને દૂર કરવા પ્રયત્ન કર, હૃદયમાં ઊંડો ઊતર, અને અંત-

દૃષ્ટિથી હૃદયમાં બિરાજમાન પ્રભુનાં દર્શન કર. એ પ્રભુ પર પ્રીતિ કર. બીજી મિથ્યા ભાંજગડ મૂકી દે.” આમ કહી વિશેષમાં કહ્યું કે, “પ્રભુને સર્વભાવથી શરણુ જા. પ્રેમ પ્રેમને આકર્ષશે. પ્રભુનાં દર્શન થશે, પછી પ્રભુની લીલાનાં દર્શન થશે, ત્યારે શુદ્ધ થયેલો તારો જીવ પ્રભુની, પરમાત્માની સાથે ખેલશે. તારું ભૌતિક, પ્રકૃતિમય, ગુણમય, સ્થૂળ સૂક્ષ્મ શરીર ખરી પડશે, અને તને દિવ્ય શરીર પ્રાપ્ત થશે. ગીતગોવિંદમાં એવા દિવ્ય જીવોની પ્રભુ સાથેની લીલાનું વર્ણન છે. પ્રકૃતિબદ્ધ જીવ પ્રભુને પ્રાપ્ત કરી શકતો નથી. ગીતામાં પ્રભુએ કહ્યું છે કે—

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टाऽनुपश्यति ।**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥१४।१९॥**
**गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।**
**जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥१४।२०॥**
**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**
**स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ १४।२६ ॥**
**ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥१४।२७॥**

અર્થાત્ જ્યારે દૃષ્ટા જીવ ગુણોના સિવાય બીજા કોઈને કર્તારૂપે જોતો નથી, અને આત્માને, પ્રભુને, ગુણોથી પર જાણે છે, ત્યારે તે મારા ભાવને પામે છે.

“દેહના ઉદ્દ્ભવના કારણરૂપ આ ત્રણ ગુણોને ઉલ્લંઘીને દેહી જન્મ, મૃત્યુ, જરા, વગેરે દુઃખોથી વિમુક્ત થઈને અમૃતને—આનંદને ભોગવે છે.

“જે અનન્ય ભક્તિયોગથી મારી સેવા કરે છે, તે ગુણોને ઉલ્લંઘી-ને બ્રહ્મરૂપ થવાને યોગ્ય થાય છે,

“કારણ કે અમૃત, અવ્યય બ્રહ્મનું, શાશ્વત ધર્મનું, અને અત્યંત સુખનું સ્થાન, આશ્રય, હું છું.”

"આપનું કહેવું હું સમજ્યો. પ્રભુ અને પ્રભુની લીલાને પ્રકૃતિની તથા તેના ગુણોની સાથે કંઈ સંબંધ નથી, તે તો આનંદમય, પવિત્ર, અને નિત્ય છે. જ્યારે પ્રભુકૃપાથી જીવ પ્રકૃતિને જીતી પ્રભુની ભક્તિમાં લીન થાય, ત્યારે જ એ પ્રભુ તથા તેની પવિત્ર લીલાનાં દર્શન થાય." નીતિસેને કહ્યું.

"હા." ગોવિંદભટ્ટે કહ્યું.

"પણ લીલામાં વૃંદાવન, ઝાડો, પશુ, પક્ષી વગેરે પ્રકૃતિમય વસ્તુઓ છે તેનું કેમ? સ્ત્રીપુરુષના હાવભાવ, ક્રીડા વગેરે છે તેનું કેમ?" નીતિસેને પૂછ્યું.

"પ્રભુની લીલાની સર્વ સામગ્રી પ્રકૃતિથી પર, સ્વરૂપમય છે. વૃંદાવન, વૃક્ષો, પશુ, પક્ષીઓ વગેરે સર્વ સ્વરૂપમય–પ્રભુમય–છે, પ્રકૃતિમય નથી." ગોવિંદભટ્ટ બોલ્યા.

"એ તો કંઈ મારી સમજમાં ઊતરતું નથી."

"વળી સ્વરૂપમય વૃક્ષો અને પક્ષીઓ તે કેવાં હશે? પ્રભુને પક્ષીઓ અને વૃક્ષો થવાનું પણ મન થતું હશે?"

"વસ્તુતઃ આ સર્વ બ્રહ્મ જ છે, એટલે પ્રભુ પોતે જ પક્ષી અને વૃક્ષ થાય છે, એ કંઈ ખોટું, વેદવિરુદ્ધ, કે આશ્ચર્યકારક નથી, પણ એમાં તારતમ્ય એ સમજવાનું છે કે, પ્રભુલીલા નિત્ય અને આધિદૈવિક છે, અને તેની સર્વ સામગ્રી પણ તેવી જ નિત્ય અને આધિદૈવિક છે. સામાન્ય મનુષ્યનાં બુદ્ધિ અને મન એ નિત્યતા બરોબર સમજી શકે એવી સ્થિતિમાં નથી, કારણ કે મન અને બુદ્ધિ પ્રકૃતિમય છે, અને પ્રકૃતિની પરની કોઈ પણ વસ્તુ તેમની ગતિની બહાર છે." એમ કહી ગોવિંદભટ્ટે વિશેષમાં કહ્યું: "એ મન અને બુદ્ધિ કાળથી અને દિશાથી નિયંત્રિત છે, અને પ્રભુ અને તેમની લીલા તો સ્વતંત્ર છે. પ્રભુ જીવ પર કૃપા કરીને જેટલો આવિર્ભાવ તેના મન અને બુદ્ધિમાં કરે, તેટલું જ જીવ સમજી શકે. સર્વસમર્થ

પ્રભુ કાળ અને દિશાના પડદા ખસેડી મુગ્ધ, અશિક્ષિત યશોદામાતાને સ્વમુખમાં બ્રહ્માંડનાં દર્શન કરાવી શકે છે, અને પ્રભુની કૃપા વિના સર્વવેદવેદાંતપારગ મુનિને પ્રભુના અસ્તિત્વ સરખાનું પણ ભાન થતું નથી! પ્રભુ કૃપા કરી, અર્જુનને દિવ્ય દૃષ્ટિ આપી, ભાવિ યુદ્ધમાં સંહારાતા યોદ્ધાનાં મૃત્યુનાં દર્શન પ્રથમથી કરાવી કાળની અવગણના કરી શકે છે, અને પ્રભુની કૃપા વિના વિદ્વાનો વર્તમાનનું પણ સ્વરૂપ ભૂલી જાય છે. સારાંશ એ કે એવી બાબતોમાં વેદ પર અને આપ્તવાક્ય પર શ્રદ્ધા રાખવી ઉચિત છે."

"ત્યારે આપણી બુદ્ધિમાં ન ઊતરે, વિચારશક્તિને અયોગ્ય લાગે, તે પણ વેદમાં હોય માટે માનવું?" વિચિત્રવીર્યે પૂછ્યું.

"હા," ગોવિંદભટ્ટે કહ્યું.

"કારણ?" પ્રો. ફેરજજે પૂછ્યું.

"કારણ કે બુદ્ધિ પ્રકૃતિના આઠ ભાગમાંનો માત્ર એક ભાગ છે, અને પ્રકૃતિ ભગવાનની અસંખ્ય શક્તિઓમાંની માત્ર એક શક્તિ છે, તો એવી ક્ષુદ્ર બુદ્ધિ અથવા મન સર્વવ્યાપક પ્રભુને પોતાનો વિષય કેમ કરી શકે? નહિ જ. માટે જ વેદ કહે છે કે, '**नैषा तर्केण मतिरापनेया**' વેદવિત્ આ સારી રીતે સમજે છે, અને તેથી જ કહ્યું છે કે, '**योऽन्यथा संतं आत्मानं अन्यथा प्रतिपद्यते किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा**' અર્થાત્ જે અન્ય રીતે સ્થિત આત્માને અન્ય રીતે સમજે છે, તે આત્માની ચોરી કરનારે શું પાપ નથી કર્યું? પણ આ શિક્ષા ઘણાને ગળે ઊતરતી નથી, અને તેથી જે વેદમાં સ્પષ્ટ કહ્યું હોય તેનો પણ ભગવત્કૃપા વિના પોતાના હૃદયમાં આવિર્ભાવ ન થાય, ત્યારે વેદનો—શ્રુતિનો—સ્પષ્ટ વાચ્યાર્થ ઉડાવી દઈ, તર્કના ઘોડા દોડાવી, પોતાની બુદ્ધિને ગ્રાહ્ય લાગે એવા લક્ષ્યાર્થ કરવા મંડી જાય છે! દૃષ્ટાંત તરીકે શંકર **शारीरकभाष्य**માં **आनंदमयाधिकरण**ની સમાપ્તિમાં

બ્રહ્મની આનંદમયતા નિરૂપણ કરીને પણ પાછો **આનંદમય**ની કોશતા નિરૂપણ કરવાને માટે '**अस्मिन्नस्य च तद्योगं शास्ति**' સૂત્રના ભાષ્યની સમાપ્તિમાં '**एतदुक्तं भवति**' ઇત્યાદિ કહીને પોતાના માયાવાદનો પુરસ્કાર કરવા મંડી જાય છે! નિષ્પક્ષપાતે સૂક્ષ્મદષ્ટિથી અવલોકન કરનારને સ્પષ્ટ માલૂમ પડે છે કે, સૂત્રકારને માયાવાદ કોઈ પણ અંશમાં સંમત નથી, અને ડૉ. થીબો તો સ્પષ્ટ કહે છે કે શંકરે પોતાનો માયાવાદ સૂત્રકારના મતથી ભિન્ન જ ઉપજાવી કાઢ્યો છે!

"વળી વ્યાસસૂત્રના દ્વિતીય અધ્યાયના પ્રથમ પાદમાં '**श्रुतेस्तु शब्दमूलत्वात्**' સૂત્રમાં વ્યાસ **कृत्स्नप्रसक्ति** શંકાની નિવૃત્તિને માટે કેવળ શ્રુતિનું જ શરણ માને છે, અને શંકર પણ તે સૂત્રના પ્રથમ ભાગમાં વિરુદ્ધધર્માશ્રયનો અંગીકાર નીચે પ્રમાણે કરે છેઃ

**'तस्मादस्त्यविकृतं ब्रह्म, न च निरवयवत्वशब्दकोपोऽस्ति, श्रूयमाणत्वादेव, निरवयवत्वस्याप्यभ्युपगम्यमानत्वात्, शब्दमूलं च ब्रह्म शब्दप्रमाणकं नेन्द्रियादिप्रमाणकं तद्यथाशब्दमभ्युपगन्तव्यं, शब्दश्चोभयमपि ब्रह्मणः प्रतिपादयत्यकृत्स्नप्रसक्तिं निरवयवत्वं च, लौकिकानामपि मणिमन्त्रौषधिप्रभृतीनां देशकालनिमित्तवैचित्र्यवशाच्छक्तयो विरुद्धानेककार्यविषया दृश्यन्ते, ता अपि तावन्नोपदेशमन्तरेण केवलेन तर्केणावगन्तुं शक्यन्तेऽस्य वस्तुन एतावत्य एतत्सहाया एतद्विषया एतत्प्रयोजनाश्च शक्तय इति, किमुताचिन्त्यस्वभावस्य ब्रह्मणो रूपं विना शब्देन न निरूप्येत, तथा चाहुः पौराणिकाः, अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत् प्रकृतिभ्यः परं यच्च तदचिन्त्यस्य लक्षणमिति तस्माच्छब्दमूल एवातीन्द्रियार्थयाथात्म्याधिगमः'**

અર્થાત્ 'તેથી બ્રહ્મ અવિકૃત છે. બ્રહ્મ અવયવ વિનાનું છે, એ શબ્દનો વિરોધ આવતો નથી, કારણ કે અવયવ હોવાનું પણ

વેદ જ કહે છે, અને અવયવ વિનાનું બ્રહ્મ છે એમ પણ વેદ જ કહે છે. **બ્રહ્મનું મૂળ વેદ છે, વેદ જ તેનું પ્રમાણ છે, ઇન્દ્રિય વગેરે તેનું પ્રમાણ નથી. તે બ્રહ્મ જેમ વેદમાં કહ્યું છે તેવું જ માનવું જોઇએ.** વેદ તો બ્રહ્મને થોડાક ભાગમાં પરિણામ પામવાનું તેમજ અવયવ ન હોવાનું બન્ને કહે છે. લોકોમાં પણ મણિ, મંત્ર, ઔષધિ વગેરેમાં, દેશ, કાળ અને નિમિત્તના વૈચિત્ર્યને લીધે વિરુદ્ધ અનેક કાર્યવિષયક શક્તિઓ જોવામાં આવે છે. તે શક્તિઓ પણ ઉપદેશ વિના કેવળ તર્કથી જાણી શકાતી નથી, કે આ વસ્તુની આટલી, આટલી સહાયવાળી, આટલા વિષયની, આટલા પ્રયોજનવાળી શક્તિઓ છે,—તો પછી અચિંત્ય સ્વભાવવાળા બ્રહ્મનું સ્વરૂપ વેદ વિના નિરૂપણ કરવું જ નહિ. તેથી પૌરાણિકો કહે છે કે, જે ભાવો ખરેખર અચિંત્ય છે, તેમને તર્કથી યોજવા નહિ, કેમકે અચિંત્યનું લક્ષણ જ એ છે કે તે પ્રકૃતિઓથી પર છે. તેથી અતીન્દ્રિય પદાર્થ (બ્રહ્મ)ના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન વેદમૂલક જ છે.'

"અહીં સુધી શાસ્ત્રમાં શ્રદ્ધાપૂર્વક બ્રહ્મમાં વિરુદ્ધસર્વધર્માશ્રયનો અંગીકાર સ્પષ્ટ રીતે કર્યો, પણ તરત જ ભ્રમિત બુદ્ધિના ઘોડા દોડવા મંડ્યા, અને દોડતા, ઊછળતા, ખોંખારવા મંડ્યા, કે **'ननु शब्देनापि न शक्यते विरुद्धोऽर्थः प्रत्याययितुं सावयवं च ब्रह्म परिणमते न च कृत्स्नमिति, यदि निरवयवं ब्रह्म स्यान्नैव परिणमेत, कृत्स्नमेव वा परिणमेत।** 'શંકા–વેદથી પણ વિરુદ્ધ અર્થનું જ્ઞાન આપી શકાય નહિ. અવયવવાળું બ્રહ્મ જ પરિણામ પામે' સમગ્ર નહિ. જો બ્રહ્મ અવયવ વિનાનું હોય, તો પરિણામ પામે નહિ. અથવા (એક સમગ્ર હોય તો) આખું પરિણામ પામે...અને એમ ખોંખારતા, **શ્રુતિનો, શબ્દનો,** અંકુશ પત નહિ કરી અવિદ્યાના ખાડામાં બુદ્ધિને લઇને પડ્યા, અને પડતાં પડતાં ઉચ્ચાર કર્યો કે ' **नैष दोषः, अविद्याकल्पितरूपभेदाभ्युपगमात्, न ह्यविद्याकल्पितेन रूपभेदेन सावयवं वस्तु**

**संपद्यते** આ દોષ આવતો નથી, કેમકે રૂપના ભેદનું જ્ઞાન અવિદ્યા-કલ્પિત છે, અને અવિદ્યાકલ્પિત રૂપભેદથી અવયવવાળી વસ્તુ (બ્રહ્મ) બની જતી નથી.' ઇત્યાદિ...આમ જ્યાં જ્યાં શ્રુતિનો અર્થ ન સમજાય ત્યાં ત્યાં પ્રભુકૃપાનો આશ્રય છોડીને, પોતાને અનુભવગમ્ય ન હોવાથી અવિદ્યાનો—માયાનો—આશ્રય કરવાથી જ વિશાળ બુદ્ધિ છતાં શંકર માયાના અંધારા ખાડામાં પડ્યો છે, અને એક જડબુદ્ધિની પણ ભગવદ્કૃપાથી હૃદયમાં પ્રભુના આવિર્ભાવવતી વૈષ્ણવ ડોશીને જે ભગવલ્લીલાનાં દર્શન સહજ થઈ શકે છે તે એ કરી શક્યો નથી!

"વળી દ્વિતીય અધ્યાયના પ્રથમ પાદમાં **तदनन्यत्वमारम्भण-शब्दादिभ्यः** સૂત્રમાં બ્રહ્મ અને જગતની અનન્યતા વ્યાસે અંગીકાર કરી છે તેનો વિસ્તાર કરીને પણ ભેદખંડનને માટે ભેદાભેદ-વાદનો ઉપન્યાસ કરીને, તેનું કંઈક અંશમાં ખંડન પણ કરીને, વિરુદ્ધસર્વધર્માશ્રયવિષે '**ननुमृदादिदृष्टान्तप्रणयनात्परिणामवद्ब्रह्म शास्त्रस्याभिमतमिति गम्यते**' ઇત્યાદિ કહીને, '**नहि कूटस्थस्य ब्रह्मणः स्थितिगतिवदनेकधर्माश्रयत्वं संभवति**' ઇત્યાદિ વડે વિરુદ્ધધર્માશ્રયનું ખંડન કરતાં, '**तत्रैतत्सिद्धं भवति**'થી આરંભીને '**तदेवमविद्यात्मकोपाधिपरिच्छेदापेक्षमेवेश्वरस्येश्वरत्वं मंतव्यं, सर्वज्ञत्वं सर्वशक्तित्वं च, न परमार्थतः विद्ययापास्तसर्वोपाधिस्वरूपे आत्मनि ईशित्रीशितव्यसर्वज्ञत्वादिव्यवहार उपपद्यते***' કહીને ઇશ્વરની ઇશ્વરતા વગેરે પણ આવિદ્યક

* "માટી વગેરેનાં દૃષ્ટાંત આપવાથી પરિણામવાળું બ્રહ્મ શાસ્ત્રને માન્ય છે એમ સમજાય છે," ઇત્યાદિ કહીને "કૂટસ્થ બ્રહ્મની સ્થિતિ-ગતિની માફક અનેક ધર્મ હોવા સંભવતા નથી" ઇત્યાદિ વડે વિરુદ્ધ-ધર્માશ્રયનું ખંડન કરતાં કહે છે કે, "અહીં આ સિદ્ધ થાય છે...અવિદ્યા નામની ઉપાધિની હદ (ભાગ)વાળું ઈશ્વરનું ઈશ્વરત્વ, સર્વજ્ઞત્વ, સર્વ-શક્તિત્વ માનવું જોઇએ. પરમાર્થથી સર્વ ઉપાધિ જેમાં નષ્ટ થઈ છે એવા સ્વરૂપવાળા આત્મામાં ઈશપણું, અને ઈશ્વરના તાબામાં આવવાપણું, સર્વજ્ઞપણું વગેરે વ્યવહાર ઘટી શકતા નથી.

છે એમ સૂત્રથી વિરુદ્ધ અંગીકાર કરે છે!

તે જ પ્રકારે તે જ પાદમાં **लोकवत्तु लीलाकैवल्यम्** સૂત્રના ભાષ્યમાં જગત બ્રહ્મની લીલામાત્ર છે એમ અંગીકાર કરીને પણ સમાપ્તિમાં '**न च इयं परमार्थविषया सृष्टिश्रुतिः अविद्याकल्पितनामरूपव्यवहारगोचरत्वात्**' ÷ ઇત્યાદિ વિભાગ સૂત્રથી વિરુદ્ધ અધિક કલ્પે છે!

આ સર્વ ભ્રમ છે, તર્ક છે, અને જે તર્કજાળમાં ફસાય છે, તે અવિદ્યાના અંધકારમાં સદૈવ ગોથાં ખાય છે. ગર્વિષ્ઠ બુદ્ધિની પ્રભુ દરકાર કરતા નથી, પ્રભુ તો દીનદયાળુ છે અને દીનતાથી જ પ્રભુની કૃપા પ્રાપ્ય છે. કૃપાથી પ્રભુ અંતઃકરણમાં પોતે પ્રકટ થઈ દર્શન દે છે, પોતાની પવિત્ર લીલાનાં દર્શન પામર જીવને પણ કરાવે છે. એમાં તર્ક બાપડો શું કરી શકે? બુદ્ધિ અને તર્ક જાણીતી બાબતોની યોજના—સંકલના—કરવામાં ઉપયોગી છે, પણ તે આંતરપ્રેરણાની (ઇન્ટયુશન) અને ભગવદ્દત્ત જ્ઞાનની (ઇન્સ્પીરેશનની) ગરજ સારી શકતા નથી."

"હું સમજ્યો. ઇન્ટયુશન, ઇન્સ્પીરેશન અને પ્રભુકૃપાથી થયેલાં દર્શનની ગરજ તર્ક અને બુદ્ધિ કોઇ દિવસ સારી શકે જ નહિ, માટે એ વિષયમાં આપ્તવાક્ય પર, ભક્તોના અનુભવની ઉપર શ્રદ્ધા ઉચિત જ છે. વળી, મને આપના તથા મારા પોતાના પ્રથમ થયેલા અનુભવ પર શ્રદ્ધા છે. વેદમાં પણ એ વિષે પ્રમાણ હશે જ," નીતિસેન બોલ્યો.

"હા, ઋગ્વેદમાં નીચે પ્રમાણે છે," ગોવિંદભટ્ટે કહ્યું:

**"ता वां वास्तून्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृंगा अयासः अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरीति॥"**

---

÷ આ પરમાર્થવિષયક સૃષ્ટિ (ખરી સૃષ્ટિ) ની શ્રુતિ નથી, કેમકે અવિદ્યાથી કલ્પિત નામરૂપના વ્યવહારમાં આવતી એ સૃષ્ટિ વિષેની એ શ્રુતિ છે.

ટિપ્પણ:—**ता तानि, वां युवयोः कृष्णरामयोः गोपीमाधवयोः वा, वास्तूनि स्थानानि, गमध्यै प्राप्तुं, उष्मसि कामयामहे तानि कानीत्याकांक्षायां गूढाभिसंधिमुद्घाटयति यत्र गोकुले, भूरिश्रृङ्गा दीर्घश्रृङ्गा गावः वसन्तीति शेषः, अथवारण्यग्राम्यपशूपलक्षणार्थं भूरिश्रृङ्गा रुरुप्रभृतयो मृगा गावश्चेत्यर्थः, अयासः शुभावहाः अत्रेति अत्र स्थाने भूमौ, तल्लोकवेदप्रसिद्धं, उरुगायस्योरुकीर्तेर्भगवतः, वृष्णः कामान् वर्षतीति वृषा तस्य, गोपिकासु कामवर्षकस्य, तद् गोकुलं, परमं पदं स्थानं वैकुण्ठं तस्मादप्यधिकं परमं पदं, प्रकृतिकालाद्यतीतत्वेनापि वैकुण्ठाद्यपेक्षयातिप्रियत्वेनापि परमं, तादृशं पदमवभाति प्रकाशते, भूरि बहुतरं, तथा च यदेतादृशं तयोः स्थानं तत्स्थानसंबंधीनि वास्तूनि प्रसादत्वेन प्राप्तुं कामयामहे नान्यानीति वाक्यार्थः सम्पद्यते।**

ટીકા:—**ताः** તે, **वां** તમારા બેના, કૃષ્ણ અને રામના, અથવા ગોપી અને માધવના, **वास्तूनि** ધામ, **गमध्यै** પ્રાપ્ત કરવાને, **उष्मसि** ઇચ્છીએ છીએ. તે ક્યાં, એ આકાંક્ષાને લીધે ગૂઢ અભિસંધિનું ઉદ્‌ઘાટન કરે છે. **यत्र** જ્યાં ગોકુલમાં, **भूरिश्रृंगाः** મોટાં શિંગડાં વાળી, **गावः** ગાયો, વસે છે એ અધ્યાહાર છે. અથવા અરણ્યના અને ગ્રામના પશુઓના ઉપલક્ષણ માટે **भूरिश्रृंगाः** મોટાં શિંગડાંવાળા, **रुरु** વગેરે મૃગો અને ગાયો એવો અર્થ છે. **अयासः** શુભ, **अत्राह अत्र** સ્થાનમાં ભૂમિ પર **तत्** લોકવેદમાં પ્રસિદ્ધ, **उरुगायस्य** બહુ કીર્તિવાળા ભગવાનનું, **वृष्णः** ગોપીના કામ વર્ષાવનાર, કામને વર્ષાવે તે વૃષા એવા પ્રકારના તેનું, **तत्** તે ગોકુલ, **परमं पदम्** સ્થાન વૈકુંઠ તેનાથી પણ અધિક પરમપદ પ્રકૃતિ કાલ વિગેરેથી પણ અતીત હોવાથી વૈકુંઠની અપેક્ષાથી પણ અતિપ્રિય હોવાથી પરમ, એવું પદ **अवभाति** પ્રકાશે છે. **भूरि** ઘણું જ. તેથી આવા પ્રકારનું તે બેનું સ્થાન. તે સ્થાન સંબંધી વસ્તુઓ પ્રસાદ તરીકે પ્રાપ્ત કરવાને ઇચ્છીએ

છીએ અન્ય નહિ, એવો વાક્યાર્થ થાય છે. 'ભૂરિ' શબ્દ બાહુલ્ય અર્થનો હોવાથી અનેક પ્રકારના નિકુંજ, ગુફાનો પ્રદેશ, શ્રીયમુનાજીના તટ, ગોવર્ધનનું શિખર વગેરેમાં નિરંતર ભગવાનની સ્થિતિ હોવાથી એવા પ્રકારનું (સ્થાન) પ્રકાશે છે, એવો તત્પર્યાર્થ છે.

**ભાવાર્થ**—કૃષ્ણબળરામનાં, અથવા ગોપીમાધવનાં, તે સ્થાન અમે પ્રાપ્ત કરવાની ઇચ્છા કરીએ છીએ કે જ્યાં ગોકુળમાં મોટાં શિંગડાંવાળી સુંદર ગાયો છે. અહીં ભૂમિને વિષે તે પ્રસિદ્ધ યશસ્વી કામ વર્ષાવનાર ભગવાનનું પરમ સ્થાન વૈકુંઠથી પણ અધિક સુંદર વિરાજી રહ્યું છે.

તૈત્તિરીય ઉપનિષદમાં આ પ્રમાણે છે:—

**'ते ते धामान्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृङ्गा अयासः अत्राह तदुरुगायस्य विष्णोः परमं पदमवभाति भूरीति।' अर्थः—ते तव, तानि धामानि स्थानानि गमध्यै प्राप्तुं, उष्मसि कामयामहे, भूरेर्बहुरूपस्य, रासोत्सवादिषु तथा प्राकट्यात्।** બાકીનો અર્થ ઉપર પ્રકારે જ કરવો.

છાંદોગ્યમાંથી નિત્યલીલાનો પ્રસંગ વર્ણવતાં વિદ્વન્મંડનકાર નીચે પ્રમાણે આજ્ઞા કરે છે:—'**अथ यदिदमस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तर आकाशस्तस्मिन् यदन्तस्तदन्वेष्टव्यं, तद्वा व विजिज्ञासितव्यमित्येतस्याग्रे, किन्तत्र विद्यते यदन्वेष्टव्यं यद् वा व विजिज्ञासितव्यमितिप्रश्ने, यावान् वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदय आकाश उभे अस्मिन् द्यावापृथिवी अन्तरेव समाहिते इत्यादिना अग्निवायुसूर्यचन्द्रविद्युन्नक्षत्राण्युक्त्वा यच्चेहास्ति यच्च नास्ति सर्वं तदस्मिन् समाहितमित्युक्त्वा, ब्रह्मपुरे जीर्णध्वस्ते वा तदाश्रितं किमवशिष्यते इतिप्रश्ने, नास्य जरयैतज्जीर्यति, न वधेनास्य हन्यते, एतत् सत्यं ब्रह्मपुरमस्मिन् कामाः समाहिताः,**

एष आत्माऽपहतपाप्मेत्यादि। अत्र ब्रह्मपुरशब्देन ब्रह्मणो भगवतः पुरं लीलास्थानं श्रीगोकुलमथुराद्युच्यते, शरीरार्थकत्वे, एतत्सत्यं ब्रह्मपुरमित्यग्रिमवाक्यं विरुध्येत, अस्य नित्यत्वकथनार्थमेव तज्जरादिहेतुकतदाश्रितनाशं पूर्वपक्षत्वेनोक्तया, वस्तुतस्तु तत्र जरावधादिसंभावनैव नास्ति, यत एतत्सत्यं ब्रह्मपुरं, तथापि, 'तुष्यतु दुर्जन' इतिन्यायेन 'नास्य जरये' त्याद्युक्तं, तर्कितं तदिति ज्ञेयं, अत एव भक्तानां सर्वे कामास्तस्मिन् सम्यगाहिता इत्युक्तं, एतच्चानन्दमयाधिकरणे 'सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणेतिश्रुतिव्याख्याने प्रपञ्चितं, किं च 'दहर उत्तरेभ्य' इत्यधिकरणेन व्यासैर्दहरशब्दवाच्योऽर्थो भगवानिति निर्णीतं, भगवत्स्थानस्यापि भगवद्धर्मवत्त्वेन तत्स्थितियोग्यत्वमिति वक्तुं श्रीगोकुलस्थभक्तहृदयकमलस्यापि दहरत्वमुक्तं, तत्र व्याप्य प्रकटीभूय सर्वव्यवहारहेतुत्वेन स्थित इत्याकाशत्वमुच्यते, साक्षात्पुरुषोत्तमलीलोपयोगिपदार्था आकाशादयो सूर्यप्रभृतयोऽपि भगवदात्मका एवेति तदन्तःस्थिता एव, नतु कालाद्यधीनास्तदाश्रया वा, 'ये त्यक्तलोकधर्माश्च मदर्थे तान् बिभर्म्यहम्' मितिभगवद्वाक्याच्च, 'यावान् वे' तिपरिमाणसाम्यमुपलक्षणविधयोक्तमिति, तेन लीलास्थपदार्थाः स्वरूपतस्त्वलौकिका एव, तथापि लौकिकस्वरूपा इवेति ज्ञाप्यते, 'लोकवत्तु लीलाकैवल्य'मिति न्यायात्, एवं सति निष्प्रत्यूहं लीलानित्यत्वं श्रुतिवृन्दैरमन्दं गीतममन्दानन्दकन्दममन्दभाग्यराशिभिर्मनुजैर्हृदि भावनीयम्।'

અર્થાત્ 'હવે આ બ્રહ્મપુરમાં હૃદયાકાશ, કમલ, સ્થાન છે, આની અંદર દહર આકાશ છે, તેની અંદર જે છે તે શોધવું, અને તે જાણવું. તેની આગળ (પ્રશ્ન છે કે) ત્યાં શું છે કે જે શોધવું અને જાણવું ? (તેના ઉત્તરમાં કહે છે કે) જેટલું આ આકાશ છે, તેટલું

હૃદયમાં તે આકાશ છે; આકાશ અને ભૂમિ બન્ને આની અંદર જ સારી રીતે રહેલાં છે, વગેરેથી અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્ર, વીજળી, નક્ષત્રો કહીને, કહ્યું છે કે જે અહીં છે અને જે નથી, તે સર્વ આની અંદર સારી રીતે રહેલું છે. 'બ્રહ્મપુર જીર્ણ થાય, અથવા નાશ પામે, ત્યારે તેના આશ્રયવાળું શું બાકી રહે છે?' એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે આ બ્રહ્મપુર જીર્ણ થાય તેથી તે જીર્ણ થતું નથી, એ બ્રહ્મપુરનો વધ થવાથી તે હણાતું નથી, આ બ્રહ્મપુર સત્ય છે, આમાં કામો સારી રીતે રહેલા છે. આ આત્મા પાપરહિત છે, વગેરે. અહીં **બ્રહ્મપુર** શબ્દથી બ્રહ્મ ભગવાનનું પુર, લીલાસ્થાન, ગોકુળ-મથુરા વગેરે કહ્યું છે. જો બ્રહ્મપુરનો શરીર એવો અર્થ લઈએ, તો **આ બ્રહ્મપુર સત્ય છે,** એ આગળના વાક્યનો વિરોધ આવે. આ નિત્ય છે એમ કહેવાને માટે જ તેની જરા (વૃદ્ધાવસ્થા) વગેરે હેતુથી તેના આશ્રિતનો (તેની અંદર રહેલાનો) નાશનો પૂર્વપક્ષ કર્યો છે, વસ્તુતઃ તેમાં જરા, વધ વગેરેની સંભાવના જ નથી, કારણ કે આ બ્રહ્મપુર સત્ય છે. તો પણ 'ભલે દુર્જન સંતોષ પામો' એ ન્યાયથી આ બ્રહ્મ-પુરની જરા (વૃદ્ધાવસ્થા)થી તેનો નાશ થતો નથી, વગેરે કહ્યું છે, તે માત્ર તર્ક છે એમ સમજવું. આમ હોવાથી જ ભક્તોના સર્વ કામો તેમાં સારી રીતે રહેલા છે, એમ કહ્યું. આ બાબત **आनन्दमय अधिकरण** (બ્રહ્મસૂત્ર અ. ૧. પા. ૧ અધિ. ૫) માં 'વિપશ્ચિત એટલે ચતુર બ્રહ્મની સાથે તે સર્વ કામ ભોગવે છે' એ શ્રુતિના વ્યાખ્યા-નમાં વિસ્તારથી કહી છે. વળી **दहर उत्तरेभ्यः**× (બ્ર. સૂ. અ. ૧ પા. ૩. અધિ—૫) એ અધિકરણથી વ્યાસજીએ દહર શબ્દનો અર્થ ભગવાન છે એમ નિર્ણય કર્યો છે. ભગવાનનું સ્થાન પણ ભગવાનના ધર્મવાળું હોવાથી તેને રહેવાને યોગ્ય છે એમ કહેવાને શ્રીગોકુળમાં રહેલા ભક્તના હૃદયકમળને પણ દહર કહ્યું. ત્યાં (ભક્તના હૃદયમાં)

× આગળ કહેવામાં આવશે તે હેતુઓને લીધે હૃદયાકાશમાં રહેલું બ્રહ્મ છે, તે જીવ નથી

વ્યાપીને, પ્રકટ થઇને સર્વ વ્યવહારના હેતુ તરીકે રહ્યા, તેથી તેમને આકાશ કહ્યા. સાક્ષાત્ પુરુષોત્તમની લીલાના ઉપયોગી પદાર્થો આકાશ વગેરે, સૂર્ય વગેરે ભગવદાત્મક જ છે, અને ભગવાનની અંદર જ રહેલા છે, તે કંઈ કાળને અધીન નથી, કે કાલના આશ્રયમાં રહેલા નથી, કારણ કે ભગવાને કહ્યું છે કે જે ભક્તોએ લોકના ધર્મોનો ત્યાગ કર્યો છે, તેમનું હું ભરણપોષણ કરું છું. **यावान्वा** (અથવા જેટલું) એમ જે ઉપલી શ્રુતિમાં કહ્યું છે, તે પરિણામનું સરખાપણું માત્ર ઉપલક્ષણવિધિથી (દૃષ્ટાન્ત તરીકે) કહ્યું છે એમ જાણવું. તેથી લીલાસ્થ પદાર્થો સ્વરૂપથી અલૌકિક જ છે, તથાપિ **लोकवत् तु लीला कैवल्यम्** (લોક પ્રમાણે લીલા તો કૈવલ્ય છે.) એ ન્યાયથી લૌકિક રૂપ જેવા જાણે હોય એમ જણાય છે. આમ હોવાથી કંઈ પણ વિઘ્ન વિના **લીલાનું નિત્યત્વ** શ્રુતિગણોએ પુષ્કળ ગાયું છે. અને જે પુષ્કળ આનંદદાયક છે, તેની પરમ ભાગ્યવાન ભગવદીયોએ ભાવના કરવી.

'બૃહદ્વામનપુરાણ'માં નીચે પ્રમાણે છે. ભૃગુ વગેરેને બ્રહ્માજી કહે છે:—

**षष्टिवर्षसहस्राणि मया तप्तं तपः पुरा ।**
**नन्दगोपव्रजस्त्रीणां पादरेणूपलब्धये ॥**
**तथापि न मया प्राप्तास्तासां वै पादरेणवः ।**
**श्रुत्वैतद् ब्रह्मणो वाक्यं भृगुः प्राहाथ सादरम् ॥**
**वैष्णवानां पादरजो गृह्यते त्वद्विधैरपि ।**
**सन्ति ते बहवो लोके वैष्णवा नारदादयः ॥**
**तेषां विहाय गोपीनां पादरेणुस्त्वयापि यत् ।**
**गृह्यते संशयो मेऽत्र को हेतुस्तद्वद प्रभो ॥**
**ततो ब्रह्मा भृगुं प्राह चिन्तयित्वा पुरातनीम् ।**
**कथां सर्वश्रुतीनां यद् रहस्यं परमाद्भुतम् ॥**

ब्रह्मोवाच ।

न स्त्रियो व्रजसुन्दर्यः पुत्र ताः श्रुतयः किल ।
नाहं शिवश्च शेषश्च श्रीश्च ताभिः समाः क्वचित् ॥
प्राकृते प्रलये प्राप्ते व्यक्तेऽव्यक्तं गते पुरा ।
शिष्टे ब्रह्मणि चिन्मात्रे कालमायातिगेऽक्षरे ॥
ब्रह्मानंदमयो लोको व्यापिवैकुण्ठसंज्ञकः ।
निर्गुणोऽनाद्यनन्तश्च वर्तते केवलेऽक्षरे ॥
अक्षरं ब्रह्म परमं वेदानां स्थानमुत्तमम् ।
तल्लोकवासी तत्रस्थैः स्तुतो वेदैः परात् परः ॥
चिरं स्तुत्या ततस्तुष्टः परोक्षं प्राह तान् गिरा ।
तुष्टोऽस्मि ब्रूत भो प्राज्ञा वरं यन्मनसीप्सितम् ॥

श्रुतय ऊचुः ।

नारायणादिरूपाणि ज्ञातान्यस्माभिरच्युत ।
सगुणं ब्रह्म सर्वेदं वस्तुबुद्धिर्न तेषु नः ॥
ब्रह्मेति पठ्यतेऽस्माभिर्यद्रूपं निर्गुणं परम् ।
वाङ्मनोगोचरातीतं ततो न ज्ञायते तु तत् ॥
आनन्दमात्रमिति यद्वदन्तीह पुराविदः ।
तद्रूपं दर्शयास्माकं यदि देयो वरो हि नः ॥
श्रुत्वैतद्दर्शयामास स्वं लोकं प्रकृतेः परम् ।
केवलानुभवानन्दमात्रमक्षरमध्यगम् ॥
यत्र वृन्दावनं नाम वनं कामदुघैर्द्रुमैः ।
मनोरमनिकुञ्जाढ्यं सर्वर्तुसुखसंयुतम् ॥
यत्र गोवर्द्धनो नाम सुनिर्झरदरीयुतः ।
रत्नधातुमयः श्रीमान् सुपक्षिगणसंकुलः ॥
यत्र निर्झरपानीया कालिन्दी सरितां वरा ।
रत्नबद्धोभयतटी हंसपद्मादिसंकुला ॥

नानारासरसोन्मत्तं यत्र गोपीकदम्बकम् ।
तत्कदम्बकमध्यस्थः किशोराकृतिरच्युतः ॥
दर्शयित्वेति च प्राह ब्रूत किं करवाणि वः ।
दृष्टो मदीयो लोकोऽयं यतो नास्ति परं वरम् ॥

श्रुतय ऊचुः ।

कंदर्पकोटिलावण्ये त्वयि दृष्टे मनांसि नः ।
कामिनीभावमासाद्य स्मरक्षुब्धान्यसंशयम् ॥
यथा त्वल्लोकवासिन्यः कामतत्त्वेन गोपिकाः ।
भजंति रमणं मत्वा चिकीर्षाऽजनि नस्तथा ॥

श्रीभगवानुवाच ।

दुर्लभो दुर्घटश्चैव युष्माकं सुमनोरथः ।
मयाऽनुमोदितः सम्यक् सत्यो भवितुमर्हति ॥
आगामिनि विरञ्चौ तु जाते सृष्ट्यर्थमुद्यमे ।
कल्पं सारस्वतं प्राप्य व्रजे गोप्यो भविष्यथ ॥
पृथिव्यां भारते क्षेत्रे माथुरे मम मण्डले ।
वृन्दावने भविष्यामि प्रेयान् वो रासमण्डले ॥
जारधर्मेण सुस्नेहं सुदृढं सर्वतोऽधिकम् ।
मयि संप्राप्य सर्वेऽपि कृतकृत्या भविष्यथ ॥

ब्रह्मोवाच ।

श्रुत्वैतच्चिन्तयन्त्यस्ता रूपं भगवतश्चिरम् ।
उक्तं कालं समासाद्य गोप्यो भूत्वा हरिं गताः ॥

**ભાવાર્થ**—ભૃગુ વગેરેને બ્રહ્માજી કહે છે કે—

"નંદગોપવ્રજસ્ત્રીઓની ચરણની રજ પ્રાપ્ત કરવાને સાઠ હજાર વર્ષ સુધી મેં પહેલાં તપ કર્યું હતું, તે છતાં તેમના ચરણની રજ મને મળી નહિ." ત્યારે બ્રહ્માનું આ વાક્ય સાંભળીને ભૃગુ આદરસહિત

બોલ્યા કે, “તમારા જેવા પણ વૈષ્ણવોના ચરણની રજ લે છે, અને નારદાદિ વૈષ્ણવો લોકમાં બહુ છે, તેમના ચરણની રજ છોડીને ગોપીઓના ચરણની રજ તમે પણ લો છો, તેથી અહીં મને શંકા થાય છે, કે એમાં શો હેતુ છે? તે હે પ્રભો! કહો.” ત્યારે બ્રહ્મા સર્વ શ્રુતિઓની પુરાતન કથાનો વિચાર કરીને પરમ અદ્ભુત રહસ્ય ભૃગુને કહેવા લાગ્યા. બ્રહ્મા બોલ્યાઃ “હે પુત્ર! વ્રજસુંદરીઓ સ્ત્રીઓ નથી, એઓ તો નિશ્ચય શ્રુતિઓ છે. હું શિવ, શેષ, લક્ષ્મી, કોઈ પણ દિવસ એમની બરોબરી કરી શકીએ નહિ. જ્યારે પ્રકૃતિનો પ્રલય થયો હતો, જગત અવ્યક્તમાં લીન થયું હતું, અને જ્યારે કાળ અને માયાથી પર અક્ષર ચિન્માત્ર બ્રહ્મ રહ્યું હતું, ત્યારે કેવળ અક્ષરને વિષે, નિર્ગુણ, અનાદિ, અનંતવ્યાપિવૈકુંઠ નામનો બ્રહ્માનંદમય લોક જે અક્ષરબ્રહ્મ છે, અને વેદોનું પરમ ઉત્તમ સ્થાન છે, ત્યાં રહેનારા વેદોએ તે લોકમાં રહેનાર પરાત્પરની સ્તુતિ કરી, ત્યારે લાંબા કાળની સ્તુતિથી સંતોષ પામી તેમને પરોક્ષ વાણીથી કહ્યું—‘હે પ્રાજ્ઞો! હું સંતોષ પામ્યો છું, જે મનમાં ઇચ્છિત વરદાન જોઇએ તે કહો.’

શ્રુતિઓ બોલ્યાં—

‘હે અચ્યુત! નારાયણ વગેરે રૂપો અમોએ જાણ્યાં છે, એ સર્વ સગુણ બ્રહ્મ છે, તેમને વિષે અમને યથાર્થ વસ્તુબુદ્ધિ થતી નથી. જે રૂપ નિર્ગુણ અને પર છે, તેને જ અમે ‘બ્રહ્મ’ કહીએ છીએ. તે વાક્, મન વગેરેથી અતીત છે, તેથી તે જાણી શકાતું નથી. જો અમને વરદાન આપવું જ હોય તો જેને વિદ્વાનો આનંદમાત્ર કહે છે તે રૂપનાં અમને દર્શન કરાવો.’ એ સાંભળીને પ્રકૃતિથી પર, અક્ષરની મધ્યમાં આવેલો, કેવળ અનુભવથી ગમ્ય, આનંદમાત્ર, પોતાનો લોક દેખાડ્યો. જ્યાં સર્વ કામને આપનાર વૃક્ષોથી મનને આનંદ આપનાર નિકુંજોથી ભરપૂર, અને સર્વ ઋતુઓનું સુખ આપનાર વૃંદાવન નામનું વન છે, જ્યાં સુંદર ઝરણ અને

કોતરવાળો, રત્ન અને ધાતુઓથી ભરપૂર, લક્ષ્મીથી પૂર, સુંદર પક્ષી-ગણનાં સુસ્વરના કોલાહલવાળો ગોવર્ધન નામનો પર્વત છે, જ્યાં સુંદર વહેતા જળવાળી, રત્નથી બાંધેલા બંને તટવાળી, હંસપદ્મ વગેરેના સુસ્વરવાળી યમુના નામની ઉત્તમ સરિતા છે, જ્યાં ભાત-ભાતના રાસના રસથી ઉન્મત્ત ગોપીવૃંદ છે, અને તે વૃંદની મધ્યે કિશોર આકૃતિના કૃષ્ણ છે, અને દર્શન કરાવીને બોલ્યા: 'કહો, હવે હું શું તમારે માટે કરું? તમે મારો આ લોક જોયો છે, કે જેનાથી પર બીજું કંઈ નથી.'

શ્રુતિઓ બોલ્યાં—

'તમને કોટિકંદર્પલાવણ્યને જોઇને અમારાં મન કામિનીભાવને પ્રાપ્ત થઇને ખરેખર સ્મરક્ષુબ્ધ થયાં છે. જેમ તમારા લોકમાં રહે-નાર ગોપિકાઓ કામતત્ત્વથી તમને રમણ માની ભજે છે, તેમ અમને પણ ઇચ્છા થઈ છે.'

શ્રીભગવાન બોલ્યા:—

'તમારો સુમનોરથ દુર્લભ અને દુર્ઘટ છે, પણ હવે મેં અનુમોદન આપ્યું છે, તેથી સત્ય થવો જ જોઇએ. જ્યારે હવે પછીનો બ્રહ્મા સૃષ્ટિ ઉત્પન્ન કરશે ત્યારે સારસ્વત કલ્પમાં તમે વ્રજ-માં ગોપીઓ થશો. પૃથ્વીમાં ભારતવર્ષમાં મથુરામાં મારા મંડળમાં હું અવતરીશ, વૃંદાવનમાં રાસમંડળમાં હું તમારો પ્રિય થઇશ, અને તમે સર્વે જારધર્મથી મારે વિશે સર્વથી અતિ સુદૃઢ સુસ્નેહ પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થશો.'

બ્રહ્માજી બોલ્યા—'એ સાંભળીને તેઓ ભગવાનના રૂપનું બહુ કાળ સુધી ચિંતન કરીને, કહેલો કાળ આવી પહોંચતાં, ગોપીઓ થઇને હરિને પામી.'

"આવાં આવાં અસંખ્ય પ્રમાણો છે, પણ શ્રદ્ધા આવવી જોઇએ, દીનતા અને તજ્જન્ય પ્રભુકૃપા વિના—"

"શ્રદ્ધા તો રાખીએ, પણ વેદના અર્થ ગમે તેવા કરવામાં આવે, નવાં નવાં ઉપનિષદો પણ કરવામાં આવે, એટલે શેના પર શ્રદ્ધા રાખવી? શું માનવું અને શું ન માનવું, તે સમજાતું નથી," વિચિત્રવીર્યે કહ્યું.

"માટે જ દીનતા ધરી **मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु। मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥** ઇત્યાદિ પ્રભુનાં વચન પર શ્રદ્ધા રાખી પ્રભુને જ શરણ જવું, અને પ્રભુની ઇચ્છા હશે તો લીલાનાં દર્શન થયા પછી તારા હૃદયમાં તે સદૈવ કોરાઈ રહેશે. જેને એ દર્શન થયાં છે, તેને વેદના એ અર્થ સ્વાભાવિક છે, જેને દર્શન નથી થયાં, તેને એ અર્થ નહિ જ રુચે, અને તે લક્ષ્યાર્થ કરવા મંડી પડશે, એમાં તેનો વાંક નથી," એમ કહી ગોવિંદભટ્ટે વિશેષમાં કહ્યું:

"બ્રહ્મ—ભગવાન—પ્રકૃતિથી પર છે, અને પ્રકૃતિજન્ય વાક્, મન, બુદ્ધિથી અગોચર છે, એટલે 'નેતિ' કહ્યા વિના વાક્, મન અને બુદ્ધિનો છૂટકો જ નથી, માટે જ શંકર બ્રહ્મને અત્યંત નિર્ધર્મક માને છે, અને તે પણ કંઈક અંશે સત્ય છે, કેમકે પ્રકૃતિના કોઈ પણ ધર્મ બ્રહ્મમાં હોઈ શકે જ નહિ. પણ એટલેથી જ અટકવાનું નથી. બ્રહ્મમાં પોતાના બ્રહ્મરૂપ ગુણો છે, અને શ્રુતિ કહે છે કે બ્રહ્મ સર્વગુણોપેત છે, તે દિવ્ય ગુણમય છે, અપ્રાકૃત છે, અને જેને પ્રભુ પસંદ કરે છે તેના હૃદયમાં પોતે પ્રકટ થાય છે. **यमेवैष वृणुते तेन लभ्यः तस्यैष आत्मा वृणुते तनूं स्वाम्।** કોઈક ધીર પ્રભુનાં દર્શન કરી શકે છે **कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षत्।** જો બુદ્ધિ દીનતા ન ધરતાં ઉચ્છૃંખલ થાય, તો માયાનો—અવિદ્યાનો—આશ્રય લે છે, અને અવિદ્યાનો સ્નેહી સ્વાભાવિક રીતે અવિદ્યાના કૂપમાં પડે છે. એવો માયાગ્રસ્ત જીવ બિચારો માત્ર પ્રાકૃત બુદ્ધિના આશ્રયથી વેદના અર્થ કરવા બેસે ત્યારે બ્રહ્મને નિર્ધર્મક દેખી,

બ્રહ્મનાં—પ્રભુનાં—દર્શન ન થવાથી, પ્રાકૃત બુદ્ધિથી પ્રાકૃત વસ્તુઓ જ જોઇ શકે, અને અર્થ પણ તેવા કરે. અતિવિશાલ બુદ્ધિ ભગવત્‌કૃપા વિના અવિદ્યા વડે કેવી આડી દોરાઈ જાય છે તેમાં શંકર સ્વતઃ જ અદ્વિતીય દૃષ્ટાંત છે. પ્રભુ એના પર કૃપા કરો, અને એને પણ સદ્‌ગતિ આપો."

"જ્યાં વેદના અર્થમાં જ આમ ગોટાળો, ત્યાં પુરાણનું તો પૂછવું જ શું ? કોઇને ટાઢા પહોરનાં ગપ્પાં મારવાનું મન થયું કે લખ્યું એક પુરાણ. બસો ગજ લાંબી પૂંછડીવાળા પૂંછડિયા મૂષકનું પુરાણ લખવાનું મને પણ મન થયું છે, અને કાલના છાપામાં જાહેર ખબર—" વિચિત્રવીર્ય બોલ્યો.

"વિચિત્રવીર્ય, મારી ખાતરી છે કે તેં એક પણ પુરાણ વાંચ્યું નથી, અને તે છતાં હાલના જમાનાને અનુસરી તું પુરાણોની અવગણના કરે છે. તને જે 'બૃહદ્‌વામન પુરાણ'માંથી સંભળાવ્યું તેમાં તને શું અસંભવિત લાગ્યું ?" પુરુષોત્તમે પૂછ્યું:

વિચિત્રવીર્ય પુરુષોત્તમની સામે જોઈ રહ્યો. કૃષ્ણને વિષયી અને ગોપીઓને વ્યભિચારી માનવાથી અને તેમ કહી બતાવ્યાથી પોતાના શા હાલ થયા હતા તે એને સ્મરણમાં આવ્યું, અને દીનતા ધારણ કરી તે બોલ્યો: "બીજું બધું તો રહ્યું, પણ પુરાણોને ખોટાં માનવામાં પણ હું ભૂલ કરું છું ? એમાં કલ્પો અને મન્વંતરોનાં ગપ્પાં માર્યાં છે તે બધાં મારે ખરાં માનવાં ?"

"કલ્પો અને મન્વંતરો ગપ્પાં નથી. આજકાલના ક્ષુદ્ર શિક્ષણથી તારી બુદ્ધિ સંકુચિત થઈ ગઈ છે. પણ ખગોળવિદ્યા (ઍસ્ટ્રોનૉમી) ભૂસ્તરવિદ્યા (જિયોલૉજી) વગેરે બરાબર શીખવવામાં આવશે, અને ખ્રિસ્તી સનથી સૃષ્ટિની ઉત્પત્તિ માનવાની ભૂલ કરતા અટકીશું, ત્યારે પ્રભુની અચિંત્ય, અગાધ લીલાનો કાંઈક અંશ તારી સમજમાં ઊતરશે. ત્યારે જ તને ખબર પડશે કે **હાલ જે ક્ષુદ્ર ઇતિહાસો**

**સીખવવામાં આવે છે, તેના કરતાં આર્યાવર્તનાં પુરાણોમાં સૃષ્ટિનો ઇતિહાસ ઘણી સુંદર, સ્પષ્ટ અને સત્ય રીતે આપવામાં આવ્યો છે.** જેમ હાલના ઇતિહાસોમાં લેખકોના અજ્ઞાનને લીધે, કે દૃષ્ટિબિંદુ ભિન્ન હોવાને લીધે, કોઈ પણ બે ઇતિહાસ એક જ રીતે લખાયેલા હોતા નથી, તેમ પુરાણોમાં ભિન્ન ભિન્ન દૃષ્ટિથી ભિન્ન ભિન્ન કલ્પોનાં જુદાંજુદાં વર્ણનો હોય, તેથી તે સર્વ ખોટાં સમજવાનાં નથી. તેમાં પણ જ્યારે 'બૃહદ્‌વામનપુરાણ'માંથી કહ્યું તેમ મારા પોતાના અનુભવની તેમ જ અન્ય ભક્તોની અનુભવસિદ્ધ વિગતોનું વર્ણન હોય, ત્યારે તેની સત્યતા વિષે શી શંકા હોઈ શકે?" પુરુષોત્તમે કહ્યું.

વિચિત્રવીર્ય ચૂપ રહ્યો.

"કાળની (ટાઇમ) અને દેશની (સ્પેસ) બહાર બુદ્ધિ જઈ શકતી નથી, માટે લીલા નિત્ય છે કે નહિ, તે કહી શકાય જ નહિ. વળી ગોકુળ, વૃંદાવન, યમુનાપુલિન વગેરે લીલાસ્થળ ભૂતળ પર હયાત છે, છતાં ત્યાં પ્રભુ અને પ્રભુની લીલાનાં દર્શન થતાં નથી. શાસ્ત્રો પણ સારસ્વત કલ્પમાં એ લીલા થયાનું કહે છે, અને તે કાળ (સારસ્વત-કલ્પ) વીતી ગયો છે, માટે લીલા નિત્ય કેમ કહેવાય?" ગોવિંદ-ભટ્ટજીને પ્રો. ફેરજજે પૂછ્યું.

"મેં ઉપર કહ્યું તેમ એ હૃદયનો અનુભવગમ્ય, અથવા શ્રદ્ધાનો, અથવા આપ્તપ્રમાણનો વિષય છે. તે છતાં જેટલું કહી શકાય તેટલું કહું છું. કાળ અને દેશથી મન અને બુદ્ધિ નિયંત્રિત હોવાને લીધે દેશકાળની પાર કંઇ હોઇ શકે જ નહિ, એમ તમારાથી કહી શકાશે નહિ." ગોવિંદભટ્ટે મોં મલકાવી કહ્યું: "માત્ર એટલું જ કહેશો કે મન–બુદ્ધિથી એ જાણી શકાય એમ નથી. તેમ તમારે એમ પણ કબૂલ કરવું પડશે કે બ્રહ્મ, સર્વનું આદિ કારણ, દેશકાળથી નિયંત્રિત હોઈ શકે જ નહિ. વળી મન, બુદ્ધિ, કંઇ અચળ (અનચેંજિંગ) વસ્તુ નથી, પણ એક જ મનુષ્યની બુદ્ધિ ભિન્ન-

ભિન્ન સમયે જુદીજુદી થાય છે, અને સર્વ મનુષ્યોની બુદ્ધિ જુદી-જુદી હોય છે, અને ચિત્ત જુદોજુદો વિચાર કરે છે. યોગ, જ્ઞાન, ભક્તિ વગેરેથી મન, બુદ્ધિ વગેરેની શક્તિ ઘણી વધી જાય છે. અને વળી એ પણ નિર્વિવાદ છે કે મન, બુદ્ધિનાં મૂળરૂપ પ્રકૃતિના અધિષ્ઠાતા પણ બ્રહ્મ—પ્રભુ—જ છે, અને તે સર્વ વ્યવસ્થાપક પ્રભુ સર્વત્ર છે. તો પ્રાકૃતિક વસ્તુઓનો ચિત્તવૃત્તિમાંથી બહિષ્કાર થતાં ચિત્ત શાંત થઈ જાય છે, અને શાંતિના નિર્ગુણ આનંદને પ્રાપ્ત કરે છે. આને જ યોગીઓ 'નિર્વિકલ્પ સમાધિ' કહે છે, જ્ઞાનીઓ 'કૈવલ્ય દશા' કહે છે, અને ભક્તો 'ભગવદ્‌ધામ' (**तद्धाम परमं मम**) 'વ્યાપિવૈકુંઠ' વગેરે સંજ્ઞા આપે છે. યોગીઓ અને જ્ઞાનીઓ આ સ્થિતિ પ્રાપ્ત કરી સંતોષ માને છે, પણ ભક્તો, ભગવત્સ્વરૂપમાંથી બહાર નીકળેલા જીવો અહીં પણ ભગવતસ્વરૂપને શોધે છે, અને '**रसो वै सः**' પ્રભુને તેની કૃપાથી જ—અન્ય કોઈ પણ સાધનથી નહિ—પ્રાપ્ત કરીને તેની સાથે પ્રાકૃતિક દેશકાળથી પાર કામભોગ કરે છે. શ્રુતિ કહે છે કે:—

**सत्यं ज्ञानं अनंतं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ॥**

કીટપતંગન્યાયથી આવો જીવ ભગવદ્રૂપ થઈ ગયો હોય છે, અને છાંદોગ્યમાં કહ્યા પ્રમાણે "તે આમ દર્શન કરતો, આમ મનન કરતો, આમ વિજ્ઞાન કરતો, આત્મરતિ, આત્મક્રીડ, આત્મમિથુન, આત્માનંદ, સ્વરાટ્ થાય છે. તેનો સર્વ લોકમાં યથાકામચાર થાય છે." ભગવાન અને ભગવજ્જનની આ લીલાને 'અખંડરાસ' 'નિત્યરાસ' 'નિત્યલીલા' વગેરે સંજ્ઞા આપવામાં આવે છે."

"અત્યાનંદ થયો." પ્રો. ફેરજજ હર્ષથી બોલ્યા.

"ભગવાનનું આ પુરુષોત્તમસ્વરૂપ છે. એનાથી બીજું કંઈ નથી. **मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनञ्जय**। એ આધિદૈવિક સ્વરૂપ છે. એ પ્રભુનું આધ્યાત્મિક સ્વરૂપ તે અક્ષરબ્રહ્મ, અને

આધિભૌતિક સ્વરૂપ તે નારાયણ. આ પ્રકારે પ્રભુનાં ત્રણ સ્વરૂપ છે. જ્યારે શ્રીપુરુષોત્તમને સૃષ્ટિ કરવાની ઇચ્છા થાય છે, (**स ईक्षांचक्रे स ह एतावानास**) ત્યારે અક્ષરબ્રહ્મથી થયેલો કાળ પુરુષોત્તમના કટાક્ષમાંથી પૃથક્ થઈ જાય છે. શ્રીપુરુષોત્તમના ભ્રુકુટિરન્ધ્રમાંથી કાળ ઉદ્દ્ભવે છે અને કાળમાંથી પ્રકૃતિ અને પુરુષ પ્રકટ થાય છે. (પ્રો. ફેરજજ સામું જોઈ) મારે ઇચ્છા, ભ્રુકુટિરન્ધ્ર વગેરે શબ્દો વાપરવા પડે છે, કેમકે મારો છૂટકો જ નથી—પણ તે પ્રાકૃત નથી, વસ્તુતઃ જે વાણીનો વિષય નથી તેને વાણી દ્વારા સમજાવવું એ અત્યંત દુર્ઘટ છે." ગોવિંદભટ્ટ બોલ્યા.

"મને ઘણો જ આનંદ થાય છે, કૃપા કરી આગળ કહો," પ્રો. ફેરજજે કહ્યું.

"ત્યારે પ્રભુલીલા દેશકાળાતીત છે, અને કાળ એ ભગવજ્જન્ય છે. સારસ્વતકલ્પ એ કાળનો એક ભાગ છે; અને તે કાળનો પ્રવાહ જ્યારે ભૂતળ પર ચાલતો હતો, ત્યારે શ્રીપુરુષોત્તમ વા પૂર્ણપુરુષોત્તમ સ્વલીલાસહિત ભૂતળ પર, કાળને અધીન કરી પ્રકટ થયા, વૃંદાવન, ગોકુળ વગેરે પોતાનાં લીલાધામ પણ પ્રકટ કર્યાં, શ્રુતિઓ અને દેવાંગનાઓને અન્ય અવતારમાં આપેલું વરદાન પાળી, ભૂતળ પર પોતાની લીલા પ્રકટ કરી, આત્મારામ છતાં તેમની સાથે રાસ રમ્યા, તેમને લીલાનો અનુભવ કરાવ્યો, પૃથ્વી અને પૃથ્વીના જીવો પર મહાન કૃપા કરી, અને જ્યારે તે કાળપ્રવાહ વ્યતીત થયો કે લીલાસામગ્રી-સહિત પૃથ્વી પરથી અંતર્ધાન થઈ ગયા, દેશકાલાતીત થઈ ગયા. આથી લીલાની નિત્યતાને કંઈ જ બાધ આવતો નથી. જો લીલા નિત્ય ન હોય તો વેદ શા માટે કહે કે સત્ય, જ્ઞાન, અનંત બ્રહ્મ, જે હૃદયગુહામાં રહ્યું છે, તેને જે જાણે છે, તે ચતુર બ્રહ્મની સાથે સર્વ કામ ભોગવે છે?" ગોવિંદભટ્ટે કહ્યું.

"નહિ જ, હું સમજ્યો. સારસ્વતકલ્પના જનોનું મહાભાગ્ય હશે કે સાક્ષાત્ શ્રીપુરુષોત્તમનાં તથા તેમની લીલાનાં દર્શન કંઇ પણ પ્રયત્ન

કર્યાં વગર તેમને થયાં." પ્રો. ફેરજજ અત્યાનંદથી બોલ્યા.

"નિઃસંશય, તે જેમ પ્રભુકૃપા, તેમ હાલમાં પણ જે ભક્ત પર પ્રભુકૃપા થાય તે ભક્ત દેશકાળના પ્રવાહમાં પડ્યો હોય છતાં તેના હૃદયમાં દેશકાળાતીત પુરુષોત્તમ સ્વલીલાસહિત પધારે, આવિર્ભૂત થાય, એમાં શું આશ્ચર્ય ?" ગોવિંદભટ્ટે કહ્યું.

"મારા જેવા જીવોને પણ તે વખતે ગમ્મત પડી હશે, કેમકે પુરુષોત્તમ સ્વતઃ ભૂતળ પર પધારે, અને મારા જેવાને મુક્તિ ન મળતાં રહી જાય તો દોષ પુરુષોત્તમને, આપણને તો કંઇએ નહિ. આપણે તો છીએ તે છીએ." વિચિત્રવીર્યે કહ્યું.

"હા ભાઈ, તે મંગળ સમયમાં કોઈ પણ જીવ હીનભાગી રહ્યો ન હતો, આખા ગોકુળને જ મુક્તિ મળી હતી." ગોવિંદભટ્ટ હસીને બોલ્યા.

"ત્યારે હવે જુઓ, હું મારા મનમાં સારી રીતે સમજું છું કે હું સ્વભાવથી જ દુષ્ટ છું, મારાથી સાંખ્યયોગ, જ્ઞાનભક્તિ, વિવેકવૈરાગ્ય, જપતપ, કંઈ થઈ શકે એમ નથી, પણ તમે કહો છો તેવા ઉદાર અને દયાળુ પ્રભુએ મારા જેવા દુષ્ટ પર દયા કરી છે." આમ બોલીને આડું જોઈ વિચિત્રવીર્ય કહેવા લાગ્યોઃ "એક દયાળુ, બ્રહ્મનિષ્ઠ ગુરુ મેળવી આપ્યા છે, તેને હું મારા સર્વ ભાવથી શરણે જાઉં છું, અને મારી ખાતરી છે કે મારું શ્રેય થશે જ."

એમ કહી વિચિત્રવીર્યે ગોવિંદભટ્ટને સાષ્ટાંગ પ્રણામ કર્યાં.

"ભાઈ, તારાથી વિશેષ પાપીઓનો પણ પ્રભુએ ઉદ્ધાર કર્યો છે. અને શ્રીવલ્લભાધીશ્વર પ્રભુની કૃપાથી તારો પણ ઉદ્ધાર થશે જ." ગોવિંદભટ્ટ બોલ્યા.

પ્રો. ફેરજજના હૃદયમાં ઘણો આનંદ પ્રસરી રહ્યો હતો, અને આનંદાશ્રુથી ભીંજાયેલાં નયનોથી સાષ્ટાંગ પ્રણામ કરતાં તે બોલ્યોઃ "આવા ઉત્તમોત્તમ પુષ્ટિમાર્ગનું દર્શન કરાવી આપે મને કૃતકૃત્ય કર્યો છે."

## ૧૨ : રસાત્મક આનંદમય પુરુષોત્તમ

મનુષ્યનો સ્વભાવ બદલાતો નથી. ગીતામાં કહ્યું છે કે જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિને યોગ્ય જ ચેષ્ટાઓ કરે છે (અ. ૩. શ્લો. ૩૩) તો પણ ધ્યેય+ બદલાવાથી તેમાં અત્યંત ફેરફાર થઈ જાય છે. વેશ્યામાં અત્યંત આસક્ત બિલ્વમંગળ ધ્યેય બદલાવાથી તેટલી જ આસક્તિ ભગવાનમાં રાખી પ્રભુના ગુણગાનમાં આસક્ત કૃતકૃત્ય સૂરદાસ થઇ ગયા. વિચિત્રવીર્યમાં પણ એવો જ કંઈ ફેરફાર થઇ ગયો. હવે એને ગોવિંદભટ્ટ, પુરુષોત્તમ વગેરે આ મંડળીના સત્સંગ સિવાય અન્યનો સંગ ગમતો નહિ. ગયા પ્રસંગ પછી બીજે જ દિવસે બપોરે એ પુરુષોત્તમ પાસે દોડી આવ્યો. અને તદ્દન શાંતિથી પૂછ્યું: 'કાલે જે રસમય પ્રભુ વિશે વાતચીત થઈ, તેનું શાસ્ત્રમાં વર્ણન હશે જ.'

'હા, થોડું થોડું તો ઘણાં ઉપનિષદ્‌માં છે, તેનું કંઇક વર્ણન ગોવિંદભટ્ટજીએ ગઈ કાલે કર્યું છે. પણ વિગતવાર વાંચવું હોય તો તૈત્તરીય ઉપનિષદ્‌માં છે." પુરુષોત્તમે કહ્યું.

"તેનો સાર મને કહી જા. હું સમગ્ર ઉપનિષદ્ ધ્યાન દઇને પછી વાંચીશ." વિચિત્રવીર્યે કહ્યું.

×"તેમાં શિક્ષાધ્યાય, બ્રહ્માનંદવલ્લી, અને ભૃગુવલ્લી એમ ત્રણ ભાગ છે. તેમાં બ્રહ્માનંદવલ્લી **રસો વૈ સઃ** નું બહુ રમણીય વર્ણન

---

+ જે વસ્તુનું ધ્યાન કરવામાં આવે તે.

× તેલીવાળાના તૈત્તરીય ઉપનિષદ્‌ની પ્રસ્તાવનામાંથી ઉદ્ધૃત.

કરે છે.” પુરુષોત્તમે કહ્યું, “એમાં ઉત્તમોત્તમ ફળનું પ્રતિપાદન કરેલું હોવાથી આચાર્યો તેને ફળપ્રકરણ કહે છે. પ્રભુના પ્રેમસાધ્ય, પ્રેમસ્વરૂપ, અનુભવગમ્ય, નિગૂઢભાવાત્મક, આનંદમય, રસપ્રચુર, સાકારસ્વરૂપનું, તેની પ્રાપ્તિના પ્રકારનું નિરૂપણ એમાં છે. '**બ્રહ્મ જાણનાર પરને પ્રાપ્ત કરે છે,**' એ સૂક્ષ્મ સૂત્રવાક્ય પ્રથમ કહ્યું છે.” એમ કહી પુરુષોત્તમે આગળ ચલાવ્યું: “પછી તેના અર્થનો વિસ્તાર કરતાં ઋચા કહે છે કે, 'બ્રહ્મ, સત્ય, જ્ઞાન અનંત છે. ગુહામાં પરમ આકાશમાં રહેલા તેને જે જાણે છે તે ચતુર બ્રહ્મની સાથે સર્વ કામનો ભોગ કરે છે.' અને પછી આગળ **પર** એટલે પુરુષોત્તમના પરત્વ વગેરેનું ઉપપાદન કરે છે. ચતુર બ્રહ્મની સાથે બ્રહ્મજ્ઞાનીનો સર્વ કામનો ઉપભોગ તે જ **પરપ્રાપ્તિ** એમ કહ્યું છે. એ ચતુર બ્રહ્મને જ શ્રુતિ **આનંદમય** અને **रसो वै सः** કહે છે. અક્ષર—ધામ—બ્રહ્મથી અગણિતાનંદ રસાત્મક આનંદસ્વરૂપ તરીકે પર એટલે પુરુષોત્તમને વર્ણવે છે. 'તે અથવા આ આત્મામાંથી આકાશ થયું' એ વાક્યમાં આત્મામાંથી સૃષ્ટિ થવાનું કહ્યું છે. આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જળ, તેમાંથી પૃથ્વી, ઔષધિ, અન્ન, પુરુષ વગેરે ક્રમસૃષ્ટિ દર્શાવી **અન્નમય પુરુષનું** નિરૂપણ કરે છે.

“અન્ન તેનું શિર છે. દક્ષિણપક્ષ છે, ઉત્તરપક્ષ છે, આત્મા છે, પુચ્છ પ્રતિષ્ઠા છે, પ્રજામાત્રની ઉત્પત્તિ, સ્થિતિ, લયનું કારણ છે એને જે ઉપાસે છે તે સર્વ અન્ન પ્રાપ્ત કરે છે, એમ જણાવી એનું બ્રહ્મરૂપ **વિરાટ પુરુષરૂપ** પ્રતિપાદન કરે છે. **સર્વ વ્યવહારનું કારણ એ વિરાટ પુરુષ છે.**

“એની અંતર્ગત **પ્રાણમય પુરુષ** છે. પ્રાણ એનું શિર છે, વ્યાન જમણો બાહુ છે, અપાન ડાબો બાહુ છે, આકાશ આત્મા છે, પૃથ્વી પુચ્છપ્રતિષ્ઠા છે, એ પુરુષ બ્રહ્મ છે.

“આ પ્રાણમય પુરુષની અંદર **મનોમય પુરુષ** વિરાજે છે.

I જ **વેદપુરુષ** છે, **વૈદિક વ્યાપારનું કારણ** છે. યજુર્વેદ એનું ાર છે, ઋગ્વેદ દક્ષિણ બાહુ છે, સામવેદ વામ બાહુ છે. કર્મની રણા કરવી એ આદેશ—આત્મા છે, અથર્વવેદ પ્રતિષ્ઠા છે.

"આ વેદાત્મક મનોમય પુરુષની અંદર **વિજ્ઞાનમય પુરુષ** ેરાજે છે. **શ્રદ્ધા એનું શિર છે.** ઋત–સમજવાનો ધર્મ એ ક્ષિણબાહુ છે, સત્ય—અનુષ્ઠાન કરવાનો ધર્મ વામબાહુ છે, **યોગ** **ાત્મા** છે. એ **અક્ષરબ્રહ્મ** છે. એને જે પ્રાપ્ત કરે છે તેની મહ- કિથી નીચે ગતિ નથી, તેથી તે એની પ્રતિષ્ઠા છે.

"વિજ્ઞાનમય પુરુષની અંદર **આનંદમય પુરુષ** વિરાજે છે. ેનાથી પર બીજો કોઈ નથી, તેથી **એ જ પુરુષોત્તમ** છે. અન્ન- ય વગેરેને **આકારસમર્પક આનંદમય પુરુષ** છે, તેથી એનું **ાકારત્વ સ્વતઃસિદ્ધ છે.** એની પ્રાપ્તિ તે જ **પરપ્રાપ્તિ** છે, ે જ ચતુરબ્રહ્મ છે. **પ્રિય** એનું **શિર** છે, **મોદ દક્ષિણબાહુ** , **પ્રમોદ વામબાહુ** છે, **આનંદ** એનું **સ્વરૂપ** છે, **આનંદ** ેનો **આત્મા** છે. **બ્રહ્મ—અક્ષર** એનું **ધામ પુચ્છપ્રતિષ્ઠા છે.**

"**અન્નમય પુરુષની** ઉપાસનાથી સર્વ અન્ન, બાહ્ય લૌકિક ાગ પ્રાપ્ત થાય છે. **પ્રાણમય પુરુષની** ઉપાસનાથી લૌકિક આંતર- ાગ સિદ્ધ થાય છે. **મનોમય** બ્રહ્માનંદના જ્ઞાનથી ભય દૂર થવાથી દિક ભોગ સિદ્ધ થાય છે.

"વિજ્ઞાનમય પુરુષની ઉપાસનાથી પારલૌકિક ભોગ સિદ્ધ થાય છે. ંતિમ–છેલ્લો પુરુષ **આનંદમય** છે. **મધ્વ, નિંબાર્ક, કોઈ આ** **ાંચને કોશ કહેતા નથી. મધ્વ તો એમને અનુક્રમે અનિ-** **દ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ, વાસુદેવ** અને **નારાયણ** કહીને **એ** **ર્વની ભગવદ્રૂપતા સ્વીકારે છે. आनंदमयोऽभ्यासात्** બ્રહ્મ આનંદમય છે. કારણ કે તે વાત ફરીફરીને કહી છે) એ ૂત્રમાં વ્યાસ એનું પરબ્રહ્મત્વ સ્પષ્ટ રીતે સ્વીકારે છે. બ્રહ્મની માફક

જીવ પહેલાં કહેલા વિભૂતિ વ્યષ્ટિરૂપ પોતાનાં કોશોમાંથી ઉત્ક્રમણ કરીને સમષ્ટિભૂત અન્નમયથી આનંદમય વિભૂતિઓને પ્રાપ્ત કરી આનંદરૂપ થઈ આ પરમપુરુષ આનંદમય બ્રહ્મને પ્રાપ્ત કરે છે. શ્રી-ભાગવતના ૨–૨–૩૧ માં પણ કહ્યું છે કે જીવ આનંદમય થઈને છેલ્લે આનંદને પ્રાપ્ત કરે છે. **જ્ઞાનમાર્ગની રીતિથી પ્રાપ્તિનો પ્રકાર આ પ્રમાણે છે.**

**ભક્તિમાર્ગીય પ્રાપ્તિપ્રકાર નીચે પ્રમાણે છે:—**

“આ શ્રુતિ અનુપ્રવેશ (પાછળથી પ્રવેશ કરવો) કહે છે. પુરમાં પ્રભુ આવેશ કરે છે એમ બીજી શ્રુતિ પણ કહે છે. જો કે લૌકિક શરીરમાં આનંદમયની સ્થિતિ પહેલાં પણ સિદ્ધ છે જ, અને અન્ય ચાર પુરુષો અન્નમય, પ્રાણમય વગેરે પણ ભક્તના શરીરમાં વ્યાપક હોવાથી રહેલા છે એમ સિદ્ધ છે જ, તોપણ આનંદમયના ફળના અનુભવમાં તે ખપ લાગતા નથી. જેમ અગ્નિ કાષ્ઠમાં રહેલો છે, તે છતાં તે કાષ્ઠને બાળી શકતો નથી, તેમ ભક્તશરીરોમાં આનંદમય પુરુષ વગેરેની પહેલાંથી રહેતી આવેલી સ્થિતિ ફળના અનુભવમાં ખપ લાગતી નથી. પણ જ્યારે બહાર પ્રકટ થયેલા પ્રભુ ભક્તિથી ભીતર પધારે, અથવા હૃદયમાં જ માયાના ટેરાને (ટેરો=પડદો) સરકાવીને પ્રકટ થાય, ત્યારે અક્ષરાત્મક વિભૂતિરૂપ, અન્નમય વગેરે પુરુષો આનંદ-મય ભગવાનની સાથે **ભીતર પધારે છે અથવા તો પ્રકટ થાય છે.** આ તો ભક્તના લૌકિક શરીરની વ્યવસ્થા થઈ, પરંતુ જ્યારે આ લોક છોડીને ભક્ત અલૌકિક શરીર પ્રાપ્ત કરે છે, ત્યારે તો ત્યાં આ અન્નમયાદિ વિભૂતિરૂપ સર્વ વિદ્યમાન હોવાથી ત્યાં તેઓ વિશેષ કાર્ય કરી શકે છે. આમ અન્નમયાદિ આધિભૌતિક રૂપે ભક્તશરીર-માં વ્યાપ્ત રહે છે, આધ્યાત્મિકરૂપે પક્ષીરૂપે પ્રવેશ કરે છે, અને આધિદૈવિકરૂપે કાર્ય કરે છે. **આમ ભક્તિમાર્ગીય પ્રાપ્તિપ્રકાર પણ શ્રુતિએ** સ્પષ્ટ કહ્યો છે. ઉપર પ્રમાણે વૈદિક સૃષ્ટિનું શ્રુતિએ નિરૂપણ કર્યું.

"તેણે કામના કરી, હું બહુ થાઉં, ઉચ્ચ, નીચ ભાવ પ્રકટ કરું,' એ વાક્યમાં કામના મનનો ધર્મ હોવાથી **મનથી** ભગવાન **એ સૃષ્ટિ કરે છે. એ પ્રવાહસૃષ્ટિ છે. પુષ્ટિસૃષ્ટિનું** નિરૂપણ કરતાં શ્રુતિ કહે છે કે, 'તેણે પોતે **આત્માને સૃષ્ટિરૂપે** કર્યો. તેથી તે સૃષ્ટિ **સુકૃત એટલે સારી સૃષ્ટિ** કહેવાય છે.' આ સૃષ્ટિ પ્રભુ શ્રીઅંગમાંથી પ્રકટ કરે છે. તેથી તે સુકૃત–સારી સૃષ્ટિ છે. **આ સૃષ્ટિમાં રસાત્મક આનંદમય પ્રભુ પોતે જ સર્વરૂપ છે.** તે દર્શાવવાને શ્રુતિ કહે છે કે ભક્ત એ જ રસને પ્રાપ્ત કરીને આનંદી થાય છે. "કોણ જીવી શકત, કોણ પ્રાણ ધારણ કરી શકત, જો આ આકાશ આનંદરૂપ ન હોત તો?" અહીં શ્રુતિ **પ્રેમમાર્ગ ઉપદેશે** છે. રસાત્મક ભગવત્સ્વરૂપના લાભથી આનંદી થવાય છે એમ કહીને તે જ રસાત્મક પ્રભુને જીવનના હેતુ અને પરમાનંદના હેતુ કહ્યા છે. રસરૂપ પ્રભુનું જીવન ટકાવનાર કારણરૂપ થવું તે મરણ-ના ભય વિના ઘટી શકે નહિ.

"આ રસ **સંયોગ** અને **વિપ્રયોગ** બન્નેથી પૂર્ણ અનુભવમાં આવે છે. ત્યાં **વિરહતાપ** ઘણો તીવ્ર હોવાથી ભક્તના પ્રાણ ન ટકે તેથી રસાત્મક ભગવાન તેના હૃદયમાં જ વિરાજે છે, અને તેનું જીવન ટકાવી રાખે છે. **બ્રહ્માનંદથી અધિક રસાત્મક આનંદમય પુરુ-ષોત્તમ છે.** તેના વિરહતાપથી જે પ્રેમપૂર્ણ ભગવજ્જન પ્રેમની નવ અવસ્થા અનુભવીને છેલ્લી દશમી મરણની અવસ્થા સમીપ પહોંચ્યો છે, તેનું જીવન પ્રભુ જ ટકાવી શકે છે. આ વિરહઅવસ્થામાં પ્રલાપ, ગુણગાન વગેરે ભક્ત સ્વભાવથી જ કરે છે, તે પણ વિપ્રયોગ રસા-ત્મક પ્રભુના જ ધર્મો છે. દર્શન, સ્પર્શ, આશ્લેષ, ભાષણ વગેરેથી સ્વરૂપાનંદનું દાન કરી, ભક્તના વિરહતાપની નિવૃત્તિ કરી તેને પ્રભુ આનંદથી પૂર્ણ કરે છે, તે જણાવવાને શ્રુતિ કહે છે કે, 'એ જ આનંદ આપે છે.' શ્રુતિ આગળ કહે છે કે, 'આ સૃષ્ટિને લોક-વેદનો ભય નથી, તે પ્રભુને જ આધીન રહે છે.'

“ આ પ્રમાણે **આસુર, પ્રાવાહિક સૃષ્ટિમાં પ્રભુ દૂરથી ક્રીડા કરે છે, માયા વગેરેનો અંતર્પટ રાખીને ખેલે છે. માર્યાદિક સૃષ્ટિમાં પ્રભુ વિભૂતિ વગેરેથી પરંપરાથી ખેલે છે. પુષ્ટિસૃષ્ટિ શ્રીઅંગની સૃષ્ટિ હોવાથી વિશેષ અનુગ્રહ કરી પ્રભુ સાક્ષાત્ તેમાં રમણ કરે છે.** આધિદૈવિક વાદમાં પ્રભુનું દેવપણું એટલે ક્રીડા કરવાપણું સ્પષ્ટ થાય છે. એ લીલાનું અનુસંધાન પણ પરમ કૈવલ્ય મોક્ષ છે. તેનું કીર્તન પણ મોક્ષદાયક છે. **શ્રી-વ્રજરાજ કૃષ્ણ આ પરમપ્રેમનો વિષય છે.** રસાત્મક પુરુષોત્તમ તે જ છે. શ્રીગોપીજન પણ તેનું જ સ્વરૂપ છે. અને તેમનું પરસ્પર રમણ પણ રસાત્મક જ છે. **આવી પરમ નિર્મળ ભાવનાઓનો કંઇક અંશે પણ હૃદયના અંતરંગ ભાગમાં ભાસ થાય તો પણ પરમ ભાગ્ય સમજવું.**

“ આ આત્મા–પ્રભુ પ્રવચન કરવાથી, બુદ્ધિથી, બહુ શ્રવણ કરવાથી, પ્રાપ્ત થતા નથી. જે જીવનું તે વરણ કરે છે તેને જ તે પ્રભુ પ્રાપ્ત થાય છે, અને તેને પોતાના તનુ એટલે શરીર તરીકે પસંદ કરે છે.' એ શ્રુતિમાં પ્રભુની પ્રાપ્તિનું સાધન માત્ર વરણ એટલે પ્રભુએ પસંદ કરવું તે જ છે, અન્ય સાધન નથી. વરણ થતાં તે જીવમાં કાંઈ પણ ઉપાધિ વિનાની નિરવધિ ભક્તિનો પ્રાદુર્ભાવ થાય છે. ત્યારે જ હૃદયગુહામાં પરમ આકાશ પ્રકટ થાય છે. તે અક્ષરા-ત્મક વ્યાપી વૈકુંઠ છે. તે પુરુષોત્તમના સ્થાનરૂપ છે. **ત્યાં વિરાજતા પ્રભુનું જે દર્શન કરે તે ભક્ત વિવિધરસભોગચતુર પ્રભુ સાથે સર્વ કામનો ભોગ કરે છે.** ‘ તે (ભક્ત) પ્રભુની સાથે ભોગ કરે છે’ એ વાક્યમાં કર્તા ભક્ત પ્રથમ વિભક્તિમાં હોવાથી તે એમ સૂચવે છે કે રસભોગમાં **ભક્ત મુખ્ય છે અને ભગવાન ગૌણ છે.** આમ હોવાને લીધે શ્રી વલ્લભાચાર્ય ‘સેવાફળ’ ગ્રંથમાં આ ફળને **અલૌકિક સામર્થ્ય** કહે છે. ‘બળ વગરના ભક્તથી આ આત્મા પ્રાપ્ત થતો નથી’ એ શ્રુતિમાં બળનો અર્થ ઉપર પ્રમાણે ભક્તિનું

બળ જ સમજવું. છાંદોગ્ય ઉપનિષદમાં પણ **આત્મરતિ** એટલે પરમાત્મામાં રતિ કરવી તે, **આત્મક્રીડ** એટલે પરમાત્મા સાથે ક્રીડા કરવી તે, **આત્મમિથુન** એટલે પરમાત્મા સાથે સંયોગ થવો તે, સર્વકામચાર એટલે સર્વ કામની પ્રાપ્તિ થવી તે; આ વાકયોથી ભક્તની આ જ દશાનું વર્ણન કર્યું છે. શ્રુતિમાં જેને પરમવ્યોમ એટલે પરમ આકાશ કહ્યું છે તેને પુરાણમાં **વ્યાપિવૈકુંઠ શ્રીમદ્-ગોકુલ, વૃંદાવન** વગેરે કહ્યું છે. આ **ભગવલ્લોક નિત્ય છે. જૈમિનિ, વ્યાસ, રામાનુજ,** મધ્વ, **નિંબાર્ક, નીલકંઠ, શૈવાચાર્ય, સર્વ આ ભગવલ્લોકને બ્રહ્મરૂપ નિત્ય માને છે.** શ્રી વલ્લભાચાર્ય બ્રહ્મવાદ સ્થાપન કરવાને અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય એ પાંચને અનુક્રમે **વિરાટદેહ, આસન્ય** (મુખ્ય પ્રાણ), **વેદનારાયણ, અક્ષરબ્રહ્મ** અને **પરબ્રહ્મ** તરીકે સ્વીકારે છે. પરમનિર્દુષ્ટ તો પ્રભુ જ છે, તે બતાવવાને અહીં આનંદમય પ્રભુના અન્નમય અને પ્રાણમય સ્વરૂપોનું વર્ણન કર્યું છે. પ્રેમવાળા ભક્તનું જીવન ટકતાં, પ્રાણ ટકતાં, તેના મનમાં તે વિષયના સંકલ્પ વગેરે થાય છે. તે જણાવવાને પ્રભુના મનોમય સ્વરૂપનું વર્ણન કર્યું છે. ત્યાર પછી હૃદયમાં અનુભવાતું ભગવાનનું વિજ્ઞાનમય સ્વરૂપ છે. હૃદયમાં અનુભવ થયા પછી વિરહતાપ ઉત્કટ થતાં પ્રભુનું હૃદયમાંથી બહાર દર્શન થાય છે. તે પ્રભુ આનંદમય છે. આ દર્શનથી દગ્ભંગ (પ્રથમ દર્શન) વગેરે અવસ્થાના અનુભવરૂપ મોહ એને થાય છે. ત્યારપછી પ્રભુના સ્પર્શ વગેરે સુખથી પ્રમોદ (આનંદ) થાય છે. અક્ષરબ્રહ્મનો આનંદ ગણિત હોવાથી અનંદમય પ્રભુના નિરવધિ આનંદનો અનુભવ લીધા પછી ગૌણ લાગે છે. આ જ આનંદમય રસ છે. વસ્તુતઃ રસ એક જ છે. અને તે કેવળ શૃંગાર જ છે. હાસ્ય વગેરે અન્ય રસ ભરત વગેરે શાસ્ત્રકારોએ ગણાવ્યા છે તેમનું રસત્વ પણ શૃંગારથી જ પ્રાપ્ત થાય છે. આનંદમય પુરુષોત્તમની પોતાના અંગમાંથી પ્રકટ થયેલી અલૌકિક સૃષ્ટિ આનો અનુભવ કરે છે.

આવા ભક્તને શ્રુતિ સંત કહે છે. પોતાને જાતે અનુભવ ન હોય પરંતુ આવા કોઇ રસાત્મક પુરુષોત્તમ છે, એટલું પણ ગુરુના ઉપદેશથી માને તેને મહાનુભાવો સંત કહે છે. **આવા પુરુષોત્તમને જે ન ઓળખે તે પોતે ગગનકુસુમ (મિથ્યા) જેવા છે એમ શ્રુતિનું તાત્પર્ય છે.**

"આનંદની મીમાંસા (વિચાર) નીચે પ્રમાણે છે:—વેદાદિનું અધ્યયન કરેલો, નીરોગી, ભોજનશક્તિયુક્ત, દૃઢ અંગવાળો, અતિશય બળવાન કોઈ તરુણ હોય, આ સર્વ પૃથ્વી વિત્તથી પૂર્ણ તેની હોય, આ એક **મનુષ્યનો આનંદ.** આવા સો મનુષ્યના આનંદ તે એક શ્રોત્રિય, નિષ્કામ **મનુષ્યગંધર્વનો** આનંદ, સો મનુષ્ય ગંધર્વના આનંદ મળીને શ્રોત્રિય નિષ્કામ **દેવગંધર્વનો આનંદ** થાય. સો દેવગંધર્વનાં આનંદ, તે **પિતૃલોકનો આનંદ.** સો પિતૃનો આનંદ તે દેવનો આનંદ. સો દેવનો આનંદ તે એક **કર્મદેવનો આનંદ.** સો કર્મદેવનો આનંદ તે એક **નિષ્કામ દેવનો** આનંદ. સો નિષ્કામ દેવનો આનંદ તે એક **ઇંદ્રનો આનંદ.** સો ઇન્દ્રનો આનંદ તે એક **પ્રજાપતિનો આનંદ.** સો પ્રજાપતિનો આનંદ તે એક **બ્રહ્મનો આનંદ. (પરમાત્મા કૃષ્ણના આનંદની ગણના થઇ શકતી જ નથી).** કૃષ્ણપરમાત્માનો આ આનંદ વ્રજવૃંદાવનના વાસીઓ, ગોપગોપીઓએ ભોગવ્યો છે, અષ્ટસખા સૂરદાસ, પરમાનંદદાસ, કુંભનદાસ વગેરેએ તે ગાયો છે, નૃસિંહ મહેતાએ તેનાં દર્શન કર્યાં છે, દયારામ એ રસમાં ડૂબ્યા છે, જયદેવે એ રસનું દુનિયાને પાન કરાવી મુગ્ધ કરી મૂકી છે—સૂરદાસ એનું વર્ણન નીચે પ્રમાણે કરે છે:—

બની સહજ યહ લૂટ હરિકેલિ ગોપીન કે,
સુપને યહ કૃપા કમલા ન પાવે,
નિગમ નિર્ધાર ત્રિપુરાર હું વિચાર રહ્યો,
પચ રહ્યો શેષ નહિ પાર પાવે.

કિંનરી બહુર, અરુ બહુર ગંધર્વની,
પનગની ચિંતવન નહિ માઝ પાવે.
દેત કરતાર વે લાલ ગોપાળસો,
પકર વ્રજલાલ કપિજ્યોં નચાવે !
કોઉ કહે, લલન, દેખોં મોર કૈસેં નચે !
કોઉ કહે, ભ્રમર કૈસેં ગુંજારે !
કોઉ કહે પૌર લગ દૌર આઉં લાલ,
રીઝ મોતીન કેં હારવારે !
જો કછુ કહે, વ્રજવધૂ સોઈ સોઈ કરત,
તોતરેં બેન બોલન સુહાવેં,
રોય પરત વસ્તુ જબ ભારી ન ઊઠેં તબે,
ચૂમ મુખ જનની ઉરસોં લગાવે !......
બેન કહી લોની પુન ચહી રહત વદન હસ.
સ્વભુજ બીચ લેલે કલોલે,
ધામ કે કામ વ્રજબામ સબ ભૂલ રહી,
કહાન બલરામ કે સંગ ડોલે,
સૂર ગિરિધરન મધુચરિત્ર મધુપાન કે,
ઔર અમૃત કછુ આન લાગે,
ઔર સુખ રંકકી કૌન ઇચ્છા કરેં,
મુક્તિ હોં લોનસી ખારી લાગે !

## ૧૩ : 'રસો વૈ સઃ' ની પ્રાપ્તિનું સાધન

"બહુ આનંદ થયો. પુષ્ટિસૃષ્ટિ પ્રભુ શ્રીઅંગમાંથી પ્રકટ કરે છે, આ સૃષ્ટિમાં પ્રભુ પોતે જ સર્વરૂપ છે એટલે શું?" વિચિત્રવીર્યે પૂછ્યું.

પુરુષોત્તમે કહ્યું: "પ્રભુ, પરમાત્મા, કૃષ્ણ એ એક જ છે, તે સચ્ચિદાનંદ છે. સત્, ચિત્, આનંદ બે પ્રકારના છે, **સ્વરૂપાત્મક** અને **ધર્માત્મક.** એ બન્ને પણ આધિદૈવિક, આધ્યાત્મિક અને આધિભૌતિકના ભેદથી ત્રણ પ્રકારના છે. તેમાં સ્વરૂપાત્મક **આધિદૈવિક સચ્ચિદાનંદરૂપ ભગવાન પુરુષોત્તમ કૃષ્ણ છે,** આધ્યાત્મિક અક્ષર બીજો પુરુષ છે, આધિભૌતિક સચ્ચિદાનંદરૂપ ક્ષર ત્રીજો પુરુષ છે.

"ધર્માત્મક **આધિદૈવિક સચ્ચિદાનંદરૂપ લીલાપરિકર, વ્રજ, વૃંદાવન,** ગોપ, ગોપી વગેરે છે, **ધર્માત્મક આધ્યાત્મિક સચ્ચિદાનંદરૂપ** વૈકુંઠાદિ **પરિકર** છે. ધર્માત્મક આધિભૌતિક સદંશાત્મક તત્ત્વ છે. ધર્માત્મક આધિભૌતિક ચિદંશાત્મક તત્ત્વમાં નિષ્ઠાવાળું જ્ઞાન છે, ધર્માત્મક આધિદૈવિક આનંદરૂપ તત્ત્વનિષ્ઠ સુખ છે?"

"પુષ્ટિમાર્ગમાં અનુગ્રહથી પ્રભુ પોતે જ સર્વ કરે છે; તેનું કંઈ દૃષ્ટાંત છે કે જેથી સમજ પડે?" વિચિત્રવીર્યે પૂછ્યું.

પુરુષોત્તમે જવાબ આપ્યો: "શ્રીભાગવત દશમસ્કંધમાં સ્પષ્ટ છે કે ભૂમિ, દેવકીમાતા, તથા ભક્તોનું દુઃખ દૂર કરવાને કૃષ્ણ પોતે પ્રકટ થયા. કંસ વગેરેથી દુઃખ ભૂમિને હતું, કાળરૂપ આકાશવાણીથી દુઃખ

માતાને હતું, અજ્ઞાનથી દુઃખ ભક્તોને હતું. પાંચમા અધ્યાયથી અગિયારમા અધ્યાય સુધી પૂતનાવધ, શકટભંજન, તૃણાવર્તનાશ, જૃંભાલીલા (બગાસું ખાધું તે), દામોદરલીલા, નલકૂબરમણિગ્રીવ પ્રસંગ, વગેરે પ્રમાણોથી પોતાના ભક્તોને પોતા પર પોતે **પ્રેમ ઉત્પન્ન કર્યો,** પછી ધેનુકવધ, કાલીયદમન, દાવાનલપાન, પ્રલમ્બવધ, દ્વિતીયદાવાનલપાન વગેરેથી ભક્તોના દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અંતઃકરણાધ્યાસ, અને સ્વરૂપવિસ્મૃતિ નિવૃત્ત કરીને ભક્તોને પોતામાં **આસક્તિ** ઉત્પન્ન કરી. એ આસક્તિનું સુંદર વર્ણન વેણુગીતમાં છે. કૃષ્ણની કૃપાથી પુષ્ટિમાર્ગીય **ભક્તોને હૃદયમાં થતા ભાવો અને અનુભવો** એમાં સારી રીતે દર્શાવ્યા છે—એની પહેલાના સત્તરમા અધ્યાયમાં વર્ષા અને શરદનું વર્ણન છે. વર્ષાથી સર્વ સત્ત્વોની ઉત્પત્તિ અને શરદથી વૃંદાવનમાં નિર્મળતા વ્યાપી ગઈ. પ્રથમ વૃંદાવન દૈત્યની સ્ત્રી વૃંદાનું સ્થાન હતું તે, પ્રભુની વૃંદા પર કૃપા થવાથી અતિ પવિત્ર, પૃથ્વીની કીર્તિ વધારનાર થયું. (શ્લોક ૧) આ પ્રકારની શરદથી સ્વચ્છ, નિર્મળ જળ, નિર્મળ ઊર્મિઓના પ્રવાહ જેમાં વહેવા માંડ્યા છે, કમળથી સુગંધિત વાયુની લહેરો જેમાં પ્રસરી રહી છે, એવા વૃંદાવનમાં ગાયો, ગોપો અને બળદેવજી સહિત ભગવાને પ્રવેશ કર્યો; અને સાથે સાથે નિર્મળ, કૃષ્ણમાં આસક્ત શ્રીગોપીજનના હૃદયમાં પણ વૃંદાવન, ગાયો, ગોપીઓ સહિત કૃષ્ણનાં દર્શન થયાં. (શ્લોક ૨.) વસંતથી પુષ્પિત થયેલી વનરાજીમાં, ઊંચાંનીચાં સ્થાનોમાં ઉન્મત્ત ભ્રમર, કોકિલ વગેરેના સ્વર થઈ રહ્યા છે, નદીઓ, પર્વતો શોભાથી ગાજી રહ્યાં છે, એવા વૃંદાવનમાં ગાયો ચરાવતા મધુપતિ કૃષ્ણ, બળદેવ અને ગોવાળો સાથે પ્રવેશ કરીને વેણુ વગાડવા લાગ્યા, અને શ્રીગોપીજનનું કૃષ્ણાસક્ત, નિર્મળ હૃદય તે લીલાનું દર્શન અને પોતે જ્યાં હતા ત્યાં વ્રજમાં તેનું શ્રવણ કરવા લાગ્યાં. (શ્લોક ૩–૪) સ્મરનો ઉદય કરનાર તે વેણુગીતનું શ્રવણ કરીને કેટલાંક ગોપીજન કૃષ્ણની પરોક્ષમાં

પોતાની સખીઓ આગળ વર્ણન કરવા લાગ્યાં, પણ સ્મરવેગને લીધે તે વર્ણન થઈ શક્યું નહિ, માટે શ્રીશુકદેવજી તેનું વર્ણન પોતે જ કરે છે. (શ્લોક ૫.) ભગવાને મોરપિચ્છનો મુકુટ ધર્યો છે, નટ અને વરરાજા જેવું શ્રીઅંગ ધર્યું છે, બન્ને કર્ણમાં કર્ણિકારનાં ફૂલ ધર્યાં છે, સુવર્ણના જેવું પીળું વસ્ત્ર ધર્યું છે, વૈજયંતી માળા ધરી છે, પોતાની અધરસુધાથી વેણુનાં છિદ્રોને પૂરે છે, ગોપોનાં વૃંદો જેની કીર્તિ ગાઈ રહ્યાં છે, એવા કૃષ્ણ ભગવાન પોતાનાં પગલાંથી રમણીય દેખાતા વૃંદાવનમાં પ્રવેશ કરે છે. સાથે સાથે આ લીલા કરતા ભગવાન શ્રીગોપીજનના હૃદયમાં પણ પ્રવેશ કરે છે. (શ્લોક ૬.) સર્વ પ્રાણિના મનનું હરણ કરનાર આ વેણુનાદનું શ્રવણ કરીને સર્વ વ્રજસ્ત્રીઓ તેનું વર્ણન કરવા લાગ્યાં.

"સાંખ્યો અનિત્યનો ત્યાગ કરી નિત્ય વસ્તુનો અનુભવ કરતાં સ્વપ્ને પણ આ સુખ અનુભવતાં નથી. યોગીઓ નિર્વિકલ્પ સમાધિમાં આ સુખથી વંચિત જ રહે છે. જ્ઞાનીઓ તુર્યાવસ્થામાં આ જગતનો બ્રહ્મ તરીકે અનુભવ કરે, પણ આ લીલાસ્થળનાં દર્શન તેમને નથી. શાસ્ત્રનાં સાધનો કરી ભક્તિ પ્રાપ્ત કરનાર ભક્તો આ લીલાનાં દર્શન કરી શકતા નથી. વેદોક્ત કર્મ કરનારા અને **यज्ञो वै विष्णुः।** એટલે યજ્ઞરૂપ વિષ્ણુને યજ્ઞમાં પ્રકટ કરી શકે એવા ઉત્તમ યાજ્ઞિકો પણ, વસિષ્ઠ, વિશ્વામિત્ર પણ આ લહાવો લઈ શકતા નથી. **માત્ર કૃપાથી જ અવિહિત ભક્તિ એટલે કૃષ્ણને પુત્ર તરીકે ગણનાર યશોદા, પતિ તરીકે ગણનાર શ્રીગોપીજન, અને મિત્ર તરીકે ગણનાર ગોપો જ તેમની યોગ્યતા પ્રમાણે આ લાભ લઈ શકે છે.**

"(શ્લોક ૭.) શ્રીગોપીજન આ લીલાનાં દર્શન કરતાં કહે છે કે 'હે સખીઓ! **ચક્ષુવાળાઓનું, ઇંદ્રિયોવાળાઓનું ફળ તો આ છે, પર એટલે માત્ર મોક્ષ કાંઇ ફળ નથી,** તે અમે

જાણીએ છીએ. મિત્રો દ્વારા પશુઓને વનમાં પ્રવેશ કરાવનાર કૃષ્ણ-બળદેવનું વેણું વગાડતા, અનુરક્ત કટાક્ષ ફેંકતા મુખનું જેમણે સેવન કર્યું છે, તેમણે જ એ ફળનો આસ્વાદ કર્યો છે." આ શ્લોકમાં સંયોગરસનું વર્ણન છે.

"વિપ્રયોગ રસનું વર્ણન શ્લોક ૮ માં છે. આંબાના પ્રવાળ, મયૂરપિચ્છના ગુચ્છા અને કમળની માળાની સાથે મળેલા પીતાંબર અને વસ્ત્રોથી વિચિત્ર વેશવાળા કૃષ્ણબળદેવ ગોપાલોની ગોઠડીમાં કદાચિત ગાન કરતાં શ્રેષ્ઠ નટોની માફક શોભ્યા.

"અહીં આંબાના પ્રવાળરસના સ્થાયીભાવરૂપ છે, મયૂરપિચ્છ-ના ગુચ્છા વ્યભિચારી ભાવરૂપ છે; કમળની માળા અનુભાવરૂપ છે. વસ્ત્રરૂપ માયા છે, આ રસનું બહુ સુંદર વિવેચન શ્રીસુબોધિની અને પ્રકાશમાં છે, તે વાંચવાથી આનંદ થશે.

"શ્લોક ૯ માં રસને આધિદૈવિક કરનાર વેણુનાદનું વર્ણન છે. **તે પૂર્વના સ્વાભાવિક કામને દૂર કરી ભગવદીય કામરસને પ્રકટ કરે છે,** તે કહે છે:—'હે ગોપીજન! આ વેણુએ એવું તે શું પુણ્ય કર્યું છે કે ગોપિકાની માલિકીની દામોદરની અધરસુધાનો ભોગ પોતે પ્રસિદ્ધ રીતે કરે છે? કેમકે તળાવડીઓ અને વૃક્ષો પણ એ વેણુના ભોગથી બાકી રહેલા રસનો ભોગ કરે છે, અને તેનાથી આનંદ પામી આર્યોની માફક તેમને રોમાંચ થાય છે, અને આનંદાશ્રુ સ્રવે છે.'

"હવે વ્રજમાં બેઠા બેઠા શ્રીગોપીજન પોતાના હૃદયમાં પ્રકટ થતા લીલાસ્થળ વૃંદાવનનું વર્ણન કરે છે. (શ્લોક ૧૦.) 'હે સખી! વૃંદાવન ભૂમિની કીર્તિનો વધારો કરે છે, કેમકે દેવકીસુતના ચરણકમળની લક્ષ્મી એણે પ્રાપ્ત કરી છે.' (દેવોના ચરણ ભૂમિને સ્પર્શ કરતા નથી, તો દેવોના દેવના ચરણકમળનો સ્પર્શ વૃંદાવનની ભૂમિને થાય એ આશ્ચર્ય નથી?) એ વૃંદાવનમાં ગોવિંદના વેણુને અનુસરીને મત્ત

થયેલા મયૂરનું નૃત્ય જોઇને શ્રીગિરિરાજના શિખર પર સર્વ પ્રાણીઓ ત્યાં શાંત થઈ ગયાં, તે દર્શન શ્રીગોપીજનને વ્રજમાં પોતાના હૃદયાકાશમાં થયું.

"ત્યાર પછી છ શ્લોકથી ભગવાનના છ ગુણો—ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્યની કેવી અસર થાય છે તે જણાવનાર છ શ્લોકો છે. જ્યારે મૂઢ પ્રાણીઓ પણ ઇશ્વરના **ઐશ્વર્યનો** અનુભવ કરી તેની પ્રેમથી પૂજા કરે ત્યારે નિરુપાધિક ઐશ્વર્ય સમજાય, તે દર્શાવવા હરિણીઓની પૂજા ૧૧મા શ્લોકમાં કહી છે. શ્લોક ૧૨માં કહ્યું છે કે, 'વિમાનમાં બેઠેલી દેવીઓનો, કૃષ્ણનો વનિતાને ઉત્સવરૂપ સુંદર વેશ જોઇને, અને તેણે વગાડેલી વેણુનું વિચિત્ર ગીત સાંભળીને, કામ પ્રદીપ્ત થવાથી વિવેક જતો રહ્યો, માથાના વાળમાંથી ફૂલો પડી ગયાં, અને વસ્ત્ર છૂટી ગયાં'—આમાં **વીર્ય** સ્પષ્ટ છે. ૧૩મા શ્લોકમાં કહ્યું છે કે, 'કૃષ્ણના મુખમાંથી નીકળેલા વેણુગીત–રૂપી અમૃત કર્ણ ઊંચા કરીને ગાયો પીવા લાગી, અને વાછરડાં સ્તન ધાવવાનું અડધેથી છોડી દઇ કૃષ્ણનાં દર્શન કરવા લાગ્યાં.' જ્યારે આવાં મૂઢ ખાવાનું છોડીને ભગવાનથી આકર્ષાય, ત્યારે **યશ** સ્પષ્ટ સમજાય. ૧૪મા શ્લોકમાં કહ્યું છે કે, 'વેણુગીત સાંભળીને રુચિર પ્રવાલવાળી ઝાડની ડાળીઓ ઉપર ચઢીને પક્ષીઓ બીજું બોલવાનું છોડી દઇને, આંખો મીંચીને મુનિઓ થઈ ગયાં.' ક્યાં પક્ષી, અને તેનું ક્યાં મુનિરૂપ થવું! આમાં **શ્રી** સ્પષ્ટ છે. ૧૫મા શ્લોકમાં કહ્યું છે કે, 'મુકુંદનું ગીત સાંભળીને નદીઓ સ્થગિત થઈ ગઈ, વહેવાનો સ્વભાવ ભૂલી જઈ, ભગવાનને કમળ અર્પણ કરવા લાગી, અને ચરણસ્પર્શ કરવા લાગી'—આમાં **જ્ઞાન** સ્પષ્ટ છે. ૧૬મા શ્લોકમાં કહ્યું છે કે, 'મેઘે તડકામાં વ્રજપશુઓની સાથે રામ અને ગોપોની સાથે આવતા અને વેણુ વગાડતા કૃષ્ણને જોયા, ત્યારે પ્રેમથી પુલકિત થઈ, પોતાનું સર્વસ્વ નિવેદન કરી, વર્ષા કરી, ભક્તિમાર્ગીય **વૈરાગ્ય** સૂચવ્યો.' ત્યારપછી પુલિંદી અને ગોવર્ધન એ બે પરમ ભક્તોનું વર્ણન છે.

**"આ સર્વ લીલાનાં દર્શન શ્રી ગોપીજનને વ્રજમાં થાય છે. આ પુષ્ટિમાર્ગીય લીલાના અનુભવની શરૂઆત છે. અને યુગલગીતમાં તેની પરાકાષ્ઠા છે, કેમકે તેમાં ભગવાનની સાથે રાસ થયા પછીના અનુભવનું વર્ણન છે.**

"દરેક ભક્તે હૃદયમાંથી આ રસાત્મક પ્રભુનાં દર્શન કરી, પ્રકટ કરવાનો પ્રકાર શ્રીવલ્લભાચાર્યે '**निरोधलक्षण**' ગ્રંથમાં નીચે પ્રમાણે કહ્યો છે:—

"શ્રીગોકુલમાં વિરહાર્તિથી શ્રીયશોદા તથા શ્રીનંદ વગેરેને જે દુ:ખ થયું, જે દુ:ખ શ્રીગોપીજનને થયું, તેવું દુ:ખ મને ક્વચિત્ થશે? ગોકુળમાં શ્રીગોપીજનને અને સર્વ વ્રજવાસીઓને જે સુખ પ્રભુપ્રાકટ્યથી થયું, તેવું **ભગવદ્રૂપપ્રાકટ્યથી** મને થશે? ઉદ્ધવના આગમનથી જે સુંદર મહાન ઉત્સવ વૃંદાવનમાં અને ગોકુલમાં થયો, તેવા ઉત્સવનો અનુભવ મારા મનમાં ક્વચિત્ થશે? **નિજજનોને આમ ક્લેશ પામતાં જુએ, ત્યારે ભગવાન કૃપા કરે, અને સર્વ સદાનંદ જે હૃદયગુહામાં નિહિત (રહેલા) છે, તે બહાર પ્રકટ થાય છે.** પ્રભુ સર્વાનંદમય છે, પણ તેનો **કૃપાનંદ સુદુર્લભ** છે. હૃદયમાં વિરાજતા પ્રભુ પોતાનાં ગુણગાન શ્રવણ કરીને, નિજજનોને આનંદથી ભરપૂર કરી મૂકે છે. માટે સર્વનો પરિત્યાગ કરીને, ચિત્તવૃત્તિનો નિરોધ કરીને, સદાનંદકૃષ્ણપરાયણ થઇને, પ્રભુનાં ગુણગાન કરવાં, તેથી **સચ્ચિદાનંદરૂપ થઈ જવાય છે.** સંકલ્પથી હરિમૂર્તિનું ધ્યાન ધરવું, ચક્ષુથી દર્શન, હસ્તથી સ્પર્શ, પ્રભુને માટે જ સર્વ કાર્ય કરવાં, પ્રભુને માટે જ ચરણની ગતિ કરવી, શ્રવણ, કીર્તન કરવું, આમ સર્વ ઇન્દ્રિયો ભગવાનમાં લગાડવાનો પ્રયત્ન કરવો. ગીતામાં ભગવાને કહ્યું છે કે, 'મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારું યજન કર, મને નમસ્કાર કર, તું મારી પાસે જ આવશે,' તે જ પ્રકાર વિશેષરૂપે અહીં છે. સર્વ ધર્મોનો ત્યાગ કરી, **ભગવાનને એકલાને** શરણે જવાનું છે. **સાધનોની સંપત્તિ-**

**થી હરિને સંતોષ થતો નથી, પણ ભક્ત દીન થઈ, પોતાની સ્થિતિનો, પોતાના દોષોનો પશ્ચાત્તાપ કરી, ભગવાનને શરણે જાય, તો તે કૃપાળુ પ્રભુ પોતામાંથી જ વ્યુચ્ચરણ પામેલા ( નીકળેલા ) જીવ પર, જેમ વ્યભિચારી સ્ત્રી પશ્ચાત્તાપથી પતિના આશ્રયમાં તેની કૃપાથી જ આવે, તેમ કૃપા કરી પોતાના આશ્રયનું દાન કરે છે.** જીવ પ્રભુ પાસે હતો, ત્યારે સંયોગરસનો આસ્વાદ લેતો હતો, પછી પ્રભુએ **સંયોગથી વિશેષ સુખનું દાન કરવાને વિપ્રયોગ આપ્યો; તેમાં તાપક્લેશાનંદ જ ઉત્તમ સુખરૂપ છે,** તેનો કંઈક ભાસ ભ્રમરગીતમાં શ્રીગોપીજન કરાવે છે. તે તાપક્લેશ ન કરતાં પ્રપંચમાં, માયામાં; જીવ આસક્ત થયો, અને ભગવદ્રૂપ જગતના પદાર્થોને **અહંકારથી** પોતાના ભોગ્યપદાર્થો માની તેની માયામાં આસક્ત થઈ, દુષ્ટ શરીર અને ઇન્દ્રિયોથી તેમના ભોગમાં ફસાયો, માટે ભગવદ્રૂપ પદાર્થો ભગવાનને અર્પણ કરી, તેની સેવામાં ચિત્તને પરોવીને, પાછો ભગવાનના વિરહનો અનુભવ કરી ભગવદ્સુખ અનુભવવું, એ જ જીવનું કર્તવ્ય છે.

"**सिद्धान्तमुक्तावली** ગ્રંથમાં શ્રીવલ્લભાચાર્યજી કહે છે કે કૃષ્ણ, જે પરમાત્મા છે, જેનાથી પર બીજું કંઈ નથી, જે રસરૂપ છે, તેની સેવા સદા કરવી, અને માનસી સેવા શ્રેષ્ટ છે. **ચિત્ત ભગવાનમાં પરોવાયલું રાખવું તે જ સેવા,** અને તે સિદ્ધ થાય, તેને માટે શરીર અને દ્રવ્યનો વિનિયોગ સેવામાં જ કરવો. આથી સંસારનાં બંધન ધીમે ધીમે નિવૃત્ત થઈ જાય છે, અને **બ્રહ્મજ્ઞાન થાય છે, તે અવાંતર ( વચ્ચેનું ) ફળ છે. પરબ્રહ્મ તો નક્કી કૃષ્ણ જ છે, અક્ષરબ્રહ્મ સચ્ચિદાનંદાત્મક છે.** તેનાં બે રૂપ છે. એક જગદ્રૂપ છે, અને બીજું ભગવદ્ધામરૂપ છે. જગતરૂપ અક્ષરબ્રહ્મને કેટલાક મતોમાં માયિક, સગુણ, કાર્ય, એમ જુદે જુદે રૂપે કહે છે. વેદ તો કહે છે કે જગત અક્ષરબ્રહ્મનો જ એક પ્રકાર છે.×

---

× **तदेवैतत् प्रकारेण भवतीति श्रुतेर्मतम् ।**

જેમ ગંગા **જળરૂપ છે, તે આધિભૌતિક છે,** તેની સેવા કરનારા ભક્તોને ભોગ અને મોક્ષ આપનાર ગંગા **આધ્યાત્મિક છે,** અને **ગંગાદેવી આધિદૈવિક છે,** તેમ **જગત ભગવાનનું આધિભૌતિકરૂપ છે, અક્ષર આધ્યાત્મિકરૂપ છે, અને કૃષ્ણ આધિદૈવિક છે.** આધિભૌતિક જગતમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવથી લોકોનાં કાર્ય થાય છે, અક્ષર બ્રહ્મમાં કૃષ્ણથી કાર્ય થાય છે. માટે બ્રહ્મવાદથી કૃષ્ણમાં બુદ્ધિ રાખવી. આકાશમાં જાણે છિદ્રો હોય, તેમ આત્મા (અક્ષરબ્રહ્મ)માં ચેતન જીવો છે. ઉપાધિનો નાશ થતાં, વિજ્ઞાન થતાં, પોતે બ્રહ્માત્મક છે, એમ વિશેષ જ્ઞાન થતાં, જેમ ગંગાતીર પર ઊભેલો ગંગાનો ભક્ત ક્વચિત્ ગંગાદેવીનાં દર્શન કરે, તેમ **જ્ઞાની પોતાના હૃદયાકાશમાં કૃષ્ણનાં દર્શન કરે છે. સંસારી જીવ** જે કૃષ્ણને ભજે છે, તેને તો જેમ ગંગાને દૂરથી ભજનારને જળ વગેરે કંઈ મળતું નથી, તેમ **કૃષ્ણદર્શન અશક્ય** છે. માટે સર્વ લોકથી વિમુક્ત થઈને શ્રીકૃષ્ણના માર્ગમાં રહેનારે આત્માનંદરૂપી સમુદ્રમાં રહેનાર કૃષ્ણનું ચિંતન કરવું.

"પુષ્ટિમાર્ગીય મંદિરોમાં દર્શન કરવા જનાર ઘણા દર્શન શું તે સમજતા જ નથી. **પુષ્ટિમાર્ગીય પ્રભુ એટલે ગોકુલમાં શ્રીનંદરાયજીને ઘેર પ્રકટ થયેલા બાળકૃષ્ણ,** શ્રીયશોદોત્સંગલાલિત, ગોકુળનું સર્વસ્વ, શ્રીવ્રજરત્નોનું સર્વસ્વ, ઘણાં ઘણાં વર્ષો પછી વિરહી ભક્તોના મનોરથ પૂર્ણ કરવાને પ્રકટ થયેલા પ્રભુ, શ્રીયશોદાની શ્રીનંદરાયજી વગેરેની, વ્રજવાસીઓની, **આર્તિ નહિ સહન થવાથી** પ્રકટ થયેલા પ્રભુ; એમનાં દર્શન એટલે **ઘણાં ઘણાં વર્ષોથી વિખૂટા પડેલા કોટિકંદર્પલાવણ્યપતિનું દર્શન,** તે દર્શનથી થતો આહ્લાદ, હૃદયનાં સર્વ દુઃખોનો નાશ, સર્વ મનોરથોની પૂર્ણતા, આ લોક અને પરલોકનું સર્વસ્વ; **એમનાં દર્શન એટલે હૃદયના ઊભરા ઊછળી, નેત્રમાં આવી, હજારો વર્ષ પછી પ્રાપ્ત થયેલા પ્રિયનો સંગમ,** હૃદયનાં સર્વ દ્વારનું ખૂલવું, તે પ્રિયના

આશ્લેષ (ભેટવા)ની આકાંક્ષા, તેનાં વચન શ્રવણ કરવાની ઉત્કંઠા, **વ્રજની સર્વ લીલાનું સ્મરણ, વૃંદાવનની સર્વ નિરંકુશ લીલાનું સ્મરણ,** એ લીલામાં ચિત્તની તન્મયતા, તે લીલાસ્થળની પુનઃપ્રાપ્તિની તીવ્ર ઇચ્છા, વિયોગથી થતી દીનતા, પરદેશવાસી સ્વજનને મળવાની ઝંખના, તે મેળાપ દૂર હોવાથી હૃદયનાં આંસુ, વિયોગી જીવનની નિષ્ફળતાનું ભાન.

"સાંખ્ય માર્ગીઓને, યોગમાર્ગીઓને, જ્ઞાનમાર્ગીઓને બહાર પ્રભુનાં દર્શન થતાં જ નથી. તેઓ માત્ર આંતરચક્ષુથી હૃદયમાં દર્શન કરે છે. નારદ, ધ્રુવ, પ્રહ્લાદ વગેરે દેવ તરીકે, વિષ્ણુ તરીકે, સકળ બ્રહ્માંડના નાથ તરીકે બહાર દર્શન કરે છે. પુષ્ટિમાર્ગીઓ આગળ પ્રભુનું સ્વરૂપ વ્રજવૃંદાવનનું છે, બાળકૃષ્ણરૂપે, રાધારમણ-રૂપે, મદનમોહનરૂપે, નટવરનાગરરૂપે, ગોકુલચંદ્રરૂપે, ગોવર્ધનધરરૂપે છે. બહાર ચક્ષુથી દર્શન થાય છે એ વાત ખરી છે, પણ જ્યાંસુધી **હૃદયમાં ભાવ ન હોય, હૃદય તન્મય થયું ન હોય, સર્વ હૃદય તેને અધીન ન થયું હોય, ત્યાંસુધી હૃદયમાંથી ઊભરાઇ તે રસો વૈ સઃ** બહાર પ્રકટ થતા નથી; હૃદયમાં રસનું પૂર ન માઈ શકે, ત્યારે જ બહાર પ્રકટ થાય છે. એ બહાર પ્રકટ થયેલા રસની આકૃતિ—મૂર્તિ તે જ વૃંદાવનના આનંદમાત્ર-કરપાદમુખોદરાદિ ફલરૂપ કૃષ્ણ; **સંયોગ સમયે બહાર પ્રકટ, વિપ્રયોગ સમયે અંતઃકરણના સ્વામી.** વિષયાવેશમાં, સંસારા-વેશમાં, રસરૂપ પ્રભુનાં દર્શન દુર્લભ, સંયોગરસ દુર્લભ, અને વિપ્રયોગરસ તો બહુ જ દુર્લભ. **રસ વિષયનો વિરોધી છે,** સંસારનો વિરોધી છે. જેમના દેહ વિષયથી ભરપૂર છે, તેમને પ્રભુનો આવેશ સર્વદા થતો જ નથી.× **વિષયરૂપી કચરો હૃદયમાં હોય, પછી પ્રભુ તેમાં કેવી રીતે પધારે?** નારદ,

---

× **विषयाक्रान्तदेहानां नावेशः सर्वदा हरेः । सं. नि.**

ધ્રુવ, પ્રહ્લાદ વગેરેની શાસ્ત્રીય અથવા વિહિત ભક્તિ છે; નંદ, યશોદા, ગોપીજનની ભક્તિ અશાસ્ત્રીય અથવા અવિહિત છે,—અવિહિત **ભક્તિનો આનંદ** ઓર છે. બ્રહ્મા, મહાદેવ વગેરેને પણ તે દુર્લભ છે. તેનું દાન માત્ર પ્રભુની વિશેષ કૃપાથી જ થાય છે. એ નિઃસાધન માર્ગ છે. વૈદિક સાધન તેમાં ખપ લાગતાં નથી. પ્રાતઃકાળથી ઊઠી ભગવાનનું પ્રેમથી જ ચિંતન કરો, તેનું સ્મરણ, કીર્તન, સેવા કરો; અને ભક્તનું લૌકિક, વૈદિક તે જ સિદ્ધ કરશે; જ્ઞાન જોઈશું તો તે પણ આપશે; ભરણપોષણ પણ કરશે; એટલે ધંધા કરવાની પણ જરૂર નહિ, કેમકે '**योगक्षेमं वहाम्यहम्**' એમ સ્વમુખથી કહ્યું છે. દોષ તો આપણામાં ઘણા છે, '**जीवाः स्वभावतो दुष्टाः,**' પણ હું ભગવાનનો દાસ છું, જેવો તેવો પણ ભગવાનનો છું, એવું મનમાં દૃઢ થયું કે **ब्रह्मसंबंघ** થયો. એ **ब्रह्मसंबंघ** શ્રીમદ્‌વલ્લભાચાર્યજી પોતે કરાવે છે. ત્યાર પછી એનું સદા અનુસંધાન રહે તો સહજ દોષ, દેશકાળના દોષ, સંયોગના અને સ્પર્શના દોષ, લોક–વેદના દોષ, બાધ કરતા નથી. **સર્વદા ભગવચ્ચિંતનથી સાંખ્યોને દુશ્મનની માફક પીડાતા દેહ, ઇન્દ્રિય વગેરે પ્રસન્ન રહી, ભક્તને આનંદ આપી, ભગવાન સાથે આનંદ ભોગવાવે** છે, યોગની પ્રાણાયામ વગેરે ક્લેશદાયક પ્રક્રિયાની જરૂર પડતી નથી, જ્ઞાનીનું '**अहं ब्रह्मास्मि**'નું મિથ્યા અભિમાન થતું નથી, માટે પ્રાતઃકાળથી ઊઠી, ભગવાનની લીલાનું અનુસંધાન કરવું. એ માર્ગમાં અંબરીષ, ધ્રુવ, પ્રહ્લાદ વગેરેની શાસ્ત્રીય ભક્તિ નથી, પણ દાન માત્રથી ક્વચિત જ પ્રાપ્ત થતી અવિહિત, શાસ્ત્રીય ભક્તિ છે. ભક્તોનો નિરોધ કરવાને માટે જ તેમના પર કૃપા કરી ભગવાને આ લીલા કરી છે. એ લીલામાં જો કે **ભગવાનનું 'એક એક રોમ (રુવાડું) વિરાટકોટિસમ' છે, તે છતાં ભગવાન શ્રીયશોદાજીના ખોળામાં સર્વ બ્રહ્માંડો સહિત બાલકરૂપે વિરાજે છે!** યોગીઓને અણિમા, મહિમા, લઘિમા, વગેરે

સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તો તે ભગવાનમાં નિત્ય હોય તેમાં શું આશ્ચર્ય ? મુખમાં બ્રહ્માંડનાં દર્શન કરાવે છે ! **કરોડો બ્રહ્માંડ જેના** ઉદરના એક એક છિદ્રની અંદર છે, અને જેની હદ જ નથી, એવા ભગવાન દોરડાથી બંધાઈ **દામોદર થઈ** જાય છે ! ત્રણ પગલાંમાં આકાશ-પાતાળ ભરી લેનાર પ્રભુ **યશોદાના ઘરમાં ઘૂંટણિયાં તાણતાં ઊમરો પણ ઓળંગી શકતા નથી !** ચિંતામણિ, લક્ષ્મી, કામધેનુ સર્વ વાંછિત આપવાને ઉત્સુક છતાં **યશોદાનું સ્તન-પાન કરે છે !** યજ્ઞોમાં દ્રવ્ય, મંત્ર વગેરેમાં કંઇ પણ લેશ-માત્ર અપવિત્ર હોય, તો કર્મ વિફળ કરનાર પ્રભુ **હસી હસીને ગોપો સાથે રમતાંરમતાં તેમનું ઉચ્છિષ્ટ ખાય છે !** ઘણાં કષ્ટ વેઠી પવિત્ર કરેલા યોગીઓના અંતર હૃદયમાં કવચિત જ ઊભા રહેતા પ્રભુ **યમુનાકિનારે ગોપીજનની પરિષદમાં તેમનાં કુચકુંકુમથી અંકિત ઉત્તરીય વસ્ત્રની ગાદી પર આનંદથી બિરાજી તેમનો ઠપકો સાંભળે** છે કે, 'હે ચતુર, ભજન કરનારને ન ભજે એવા કોઈ તમે સાંભળ્યા છે ?' આ લહાવો અલભ્ય છે, વેદથી આજદિન સુધીમાં કોઇ કોઇ પ્રેમઅંશ ભક્તોને જ તેનો લાભ થયો છે; પુરાવા પુષ્કળ છે, મનોમન સાક્ષી છે. માટે સંસારમાં આવીને જે કર્તવ્ય કરવાનું છે તે આ જ માર્ગની શ્રીગોપીજનની રીતે પ્રભુની સેવા છે. એ જ રસ છે. બીજા સર્વ રસાભાસ છે. આથી જ આધિભૌતિક દેહ, ઇન્દ્રિય, મન, અંતઃકરણના સર્વ દોષનો નાશ થાય છે, કેમકે એવો શાસ્ત્રનો નિયમ છે કે **દરેક દોષના આધિભૌતિક સ્વરૂપનો નાશ તેનું આધિદૈવિક સ્વરૂપ કરે છે.** તેથી જ રાસપંચાધ્યાયીને અંતે શ્રીશુકે કહ્યું છે કે, 'આ રાસલીલાનું શ્રવણ કરનારના હૃદયનો રોગ, કામ, તરત નાશ પામે છે.' "

"વાહ ! બહુ આનંદ થયો. આવા સુંદર માર્ગને પોતાની જ અયોગ્યતાને લીધે નહિ સમજવાથી તેને માટે કેવા ખોટા વિચારો

લોકો બાંધી બેસે છે ! જો તારો સત્સંગ ન હોત તો હું આ માર્ગ કદાપિ સમજી શકતજ નહિ ! " વિચિત્રવીર્ય બોલ્યો.

પુરુષોત્તમે કહ્યું: " મનુષ્યો ખોટા વિચાર બાંધે તેમાં તેમનો દોષ નથી. સ્વાભાવિક રીતે પોતે જેવા હોય તેવા બીજાને માની લે છે. પોતે શરીર ઇન્દ્રિયને વશ હોવાથી સર્વને તેવા માને તેમાં આશ્ચર્ય પણ શું ? વળી તેમને શાસ્ત્રનું જ્ઞાન હોય, સત્પુરુષો હોય, તોપણ પ્રભુ-કૃપા વિના કૃષ્ણલીલા સમજી શકતા નથી. દૃષ્ટાંત તરીકે પરીક્ષિત જેવા ઉત્તમ શ્રોતાએ શુકદેવજી પાસેથી રાસલીલા શ્રવણ કર્યા પછી પ્રશ્ન કર્યો હતો કે,

**संस्थापनाय धर्मस्य प्रशमायेतरस्य च ।**
**अवतीर्णो हि भगवानंशेन जगदीश्वरः ॥**
**स कथं धर्मसेतूनां कर्ता वक्ताभिरक्षिता ।**
**प्रतीपमाचरद् ब्रह्मन् परदाराभिमर्शनम् ॥**
**आप्तकामो यदुपतिः कृतवान् वै जुगुप्सितम् ।**
**किमभिप्राय एतं नः संशयं छिन्धि सुव्रत ॥**

**भा. १०-३०-२७,२८,२९.**

અર્થાત્ ધર્મનું સંસ્થાપન કરવાને અને અધર્મનું પ્રશમન કરવાને ભગવાન જગદીશ્વર અંશસહિત અવતર્યા. હે બ્રહ્મન્ ! તે ધર્મના સેતુઓના કર્તા, વક્તા અને રક્ષણ કરનારે પારકી સ્ત્રીઓના સંભોગ-રૂપ દુષ્કર્મ કેમ આચર્યું ? આપ્તકામ યદુપતિએ નક્કી જુગુપ્સિત કર્મ કર્યું, તેનો અભિપ્રાય શો ? હે સુવ્રત ! એ અમારો સંશય છેદો.

" વળી આજે પણ સારા વિદ્વાનોને એવી જ શંકા થયા કરે છે. તેથી તેઓ 'રાસપંચાધ્યાયી'ને પ્રક્ષિપ્ત ઠરાવવાનો પ્રયત્ન કરે છે.

# ૧૪ : રાસલીલા શ્રીમદ્ભાગવતમાં પ્રક્ષિપ્ત છે ?

પુરુષોત્તમની 'પ્રક્ષિપ્ત' વિષેની ટીકા સાંભળી વિચિત્રવીર્યે હસીને કહ્યું: "હા, હું પણ એવી બાબતો ધ્યાનથી એકઠી કર્યા કરતો હતો. દૃષ્ટાંત તરીકે ડિસેમ્બર–૧૯૩૮ ના 'સહ્યાદ્રિ' માસિકમાં પ્રો. શંકર લક્ષ્મણ ગોખલેએ '**रासक्रीडा भागवतात् प्रक्षिप्त आहे काय ?**' એ નામનો લેખ લખ્યો હતો, અને આપણા પ્રખ્યાત 'ગુજરાતી' વર્તમાનપત્રમાં તેનો લાંબો ઉતારો આવ્યો હતો. તે વખતે હું પણ એને પ્રક્ષિપ્ત જ માનતો હતો, અને તારા જેવાને ભોળા ભ્રમિત માનતો હતો !"

"પણ એમ પ્રક્ષિપ્ત કહેવા માત્રથી પ્રક્ષિપ્ત સાબિત કરી શકાતું નથી. તેઓને એમાં રહેલો ઉઘાડો શૃંગાર ગમતો નથી. ઇન્દ્રિયોના આકર્ષણથી તેઓ અંધ થઈ જાય છે, તેથી પ્રક્ષિપ્ત ગણવા લલચાય છે એ સ્પષ્ટ છે. શ્રીશુકદેવજીએ પરીક્ષિતને ઉત્તર આપ્યો છે, પણ તેથી તેમને શાસ્ત્રના અજ્ઞાનને લીધે સંતોષ થતો નથી." આમ કહી પુરુષોત્તમે આગળ ચલાવ્યું.

"પણ રાસપંચાધ્યાયીને એમ પ્રક્ષિપ્ત કહીને ઉડાવી શકાય તેમ નથી. કેમકે શ્રીભાગવતમાં દશમસ્કન્ધ અને તેમાં રાસપંચાધ્યાયી મૂર્ધન્યસ્થાને છે, અને એનો સંબંધ અન્ય ઘણા અધ્યાય અને સ્કન્ધોમાં છે. દૃષ્ટાંત તરીકે સ્કન્ધ ૧૦–૩૨–૧૭ માં કહ્યું છે કે, 'ભગવાનના વિલાસ સહિત વીક્ષણથી કામભાવ પ્રદીપ્ત થવાથી ગોપીજનને સાત્ત્વિક ભાવથી સ્તંભ થાય છે, અને પોતાના કેશ અને વસ્ત્રનું ભાન રહેતું નથી' ત્યાં ૧૯મા શ્લોકમાં 'ગોપીજનની માફક

ઘરની આશા જેણે છોડી દીધા છે ' એમ કહ્યું છે. એમાં રાસનું જ સૂચન છે. ૨૫મા શ્લોકમાં ' મદથી વિઘૂર્ણિત લોચન,' ' ગજરાજના જેવા વિહાર કરનાર,' એમાં સ્પષ્ટ વિહારનું સૂચન છે. આખો ભ્રમર ગીતનો ૪૪ મો અધ્યાય રાસનું જ સ્મરણ કરાવનાર છે. તેમાં શ્લોક ૮–૧૦–૧૨–૧૩–૧૪–૧૫–૧૬–૧૭ શૃંગારના જ પોષક છે. શ્લોક ૧૯ માં ' તેના નખના સ્પર્શથી તીવ્ર કામનું દુઃખ ' એમાં ઉઘાડો શૃંગાર છે. શ્લોક ૨૦–૨૧, ૪૧–૪૨–૪૩ રાસના સ્મરણના જ શ્લોકો છે. શ્લોક ૪૪ માં રાસગોષ્ઠી સ્પષ્ટ શબ્દમાં જ કહી છે. શ્લોક ૪૫–૪૮–૪૯ માં રાસનું સ્મરણ સ્પષ્ટ છે. શ્લોક ૬૦ માં શ્રી ગોપીજનને માટે **व्यभिचारदुष्टाः** શબ્દો શુકદેવજીએ ઉદ્ધવના મુખમાં મૂક્યા છે. શ્લોક ૬૧ માં રાસોત્સવ સ્પષ્ટ કહ્યો છે. શ્લોક ૬૨ માં ' ભગવાનનું ચરણારવિંદ સ્તન ઉપર ધરેલું તેનું પરિરમ્ભણ કરીને તાપ દૂર કર્યો ' એમાં રાસનું સ્મરણ સ્પષ્ટ છે.

"વેદસ્તુતિના ૮૪ મા અધ્યાયમાં ' નાગની ફેણ જેવા ભુજદંડમાં જેની બુદ્ધિ આસક્ત થઈ છે ' એ શબ્દો પણ રાસનું જ સૂચન કરે છે. ૮૭ મા અધ્યાયમાં ૪૮ મા શ્લોકમાં 'વ્રજસ્ત્રીઓને કામની વૃદ્ધિ' સ્પષ્ટ કહી છે.

"૧૧મા સ્કન્ધના ૧૨મા અધ્યાયના ૬ઠ્ઠા શ્લોકમાં વ્યાધ, કુબ્જા, વ્રજમાં ગોપીઓ, યજ્ઞપત્નીઓ, એમાં પણ રમણનું સ્મરણ સ્પષ્ટ છે. શ્લોક ૭, ૮ માં ગોપીઓના ભાવની વાત સ્પષ્ટ છે. ૧૦ મા શ્લોકમાં ' વિગાઢભાવથી મારા વિયોગનું તીવ્ર દુઃખ ' એ શબ્દો સ્પષ્ટ છે. શ્લોક ૧૧ માં '**प्रेष्ठतम** ભગવાનની સાથે તે તે રાત્રિઓ ગાળેલી ' એમાં રાસની રાત્રિઓનું સ્મરણ સ્પષ્ટ છે. શ્લોક ૧૨–૧૩ માં મારે વિશે જ જેનો કામ છે, મને જેઓ રમણ અને જાર તરીકે માને છે; એવી સેંકડો અને હજારો સ્ત્રીઓ પ્રભુને પ્રાપ્ત કરે છે ' એમ સ્પષ્ટ કહ્યું છે. સ્કંધ ૧૨–૧૨–૩૨ માં ' સ્ત્રીઓની સાથે રાત્રિઓમાં ક્રીડા' એ શબ્દોથી રાસક્રીડા સ્પષ્ટ કહી છે. શ્લોક ૩૪

માં વ્રજસ્ત્રીઓમાં વિરહથી વિલાપ સ્પષ્ટ કર્યો છે.

"સ્કંધ ૨–૭–૩૩ માં 'ભવિષ્યમાં રાત્રિએ રાસરમણ'ની વાત સ્પષ્ટ છે. સ્કંધ ૭–૧–૩૦ માં ગોપીઓ કામથી ભગવાનને પ્રાપ્ત થઈ એમ સ્પષ્ટ કહ્યું છે. આમ ઘણા સ્કંધોમાં રાસનો, ગોપીજનના કામનો, વિરહનો, સ્પષ્ટ ઉલ્લેખ છે. માટે જો રાસપંચાધ્યાયી પાછળથી ઉમેરાયલી ગણીએ તો આ સર્વ શ્લોકો પણ પ્રક્ષિપ્ત ગણી કાઢી નાખવા પડે, અને તેમ કરતાં શ્લોકોનો એકેકની સાથે સંબંધ જ તૂટી જાય, અને એક નવું જ ભાગવત રચવું પડે. વળી ભાગવતના એક મુખ્ય સિદ્ધાંતનો તેમ કરતાં વિરોધ આવે છે. **તે સિદ્ધાંત એ છે કે 'કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય નિત્ય હરિને વિષે જેઓ કરે છે, તેઓ તન્મયતાને પ્રાપ્ત થાય છે.'** ભા. ૧૦–૨૬–૧૫. આ શ્લોકમાં કીટભ્રમરન્યાય સ્પષ્ટ છે. અને એવી જ રીતે શિશુપાલ, કંસ, ગોપીજન, યાદવો, ભક્તો વગેરેનો મોક્ષ થયો એમ શાસ્ત્રમાં કહ્યું છે. જો આ ન્યાય માન્ય કરવામાં આવે, તો રાસપંચાધ્યાયી પ્રક્ષિપ્ત ગણવાનું કારણ જ રહેતું નથી. જે દોષ સ્ફુરે છે તે ઈશ્વરનું ઐશ્વર્ય નહિ સ્વીકારવાથી, તેને લૌકિક મનુષ્ય ગણવાથી જ, અને ગોપીજનને સામાન્ય સ્ત્રીઓ માનવાથી જ સ્ફુરે છે.

"ભાગવતમાં કહેલું કૃષ્ણનું સ્વરૂપ નહિ સમજવાથી વિષયવાસનાનો દોષ ઉદ્‌ભવે છે. ગીતામાં કૃષ્ણને યોગેશ્વરેશ્વર, ક્ષર અને અક્ષર પુરુષથી ઉત્તમ, પુરુષોત્તમ, સર્વના હૃદયમાં સન્નિવિષ્ટ, યુગે યુગે અવતાર લેનાર, અને ભાગવતમાં પણ પરબ્રહ્મ પરમાત્મા કહ્યા છે. આકાશને વિષે હજારો સૂર્ય સામટા ઊગે અને તેનો પ્રકાશ જેવો થાય તેવો કૃષ્ણમહાત્માનો છે. અને તે મહાત્મા કહે છે કે, 'જેઓ જે પ્રમાણે મારે શરણે આવે છે તે પ્રમાણે તેમને હું ભજું છું.' એમ હોવાથી, ભગવાન સર્વ પુરુષાર્થ સિદ્ધ કરનાર હોવાથી યથાધિકાર તેને સંબોધન આપવામાં આવે છે. ધર્મમાર્ગમાં 'હે ધર્મપાલક, હે બ્રહ્મણ્ય, હે યજ્ઞેશ્વર,' વગેરે કહેવામાં આવે છે. અર્થની સિદ્ધિને માટે 'હે

લક્ષ્મીપતે, સર્વસિદ્ધિદા' વગેરે કહેવામાં આવે છે. મોક્ષને માટે 'હે મુકુન્દ, હે યોગેશ્વર, હે જ્ઞાનનિધે' વગેરે કહેવામાં આવે છે. અને કામસિદ્ધિને માટે શ્રી ગોપીજન 'હે સુરતનાથ,' એમ સંબોધન આપે છે. (સુબોધિની ૧૦–૨૮–૨)

"જો કુબ્જાનો પ્રસંગ પ્રક્ષિપ્ત ગણતા નથી, તો રાસલીલામાં એનાથી વિશેષ ઉઘાડો કયો પ્રસંગ છે? પણ સત્ય એ છે કે શંકા કરનારને કૃષ્ણજન્મની અલૌકિકતાની જ ખબર નથી અને તેમાં શ્રદ્ધા નથી. દશમસ્કન્ધના બીજા અધ્યાયના પંદરમા શ્લોકથી ચોવીસમા શ્લોક સુધી શ્રદ્ધાથી વાંચનારને અને પછી એકતાલીસમા શ્લોક સુધી દેવતાઓની સ્તુતિ વાંચનારને કૃષ્ણના પરબ્રહ્મપણાની શંકા રહેવી જોઈએ નહિ. ત્રીજા અધ્યાયના આઠમા શ્લોકમાં કહ્યું છે કે વિષ્ણુરૂપ દેવકીમાં સર્વગુહાશયી વિષ્ણુ **પૂર્વ દિશામાં પૂર્ણચન્દ્ર પ્રકટ થાય તેમ પ્રકટ થયા.** તે **અદ્ભુત બાલક, કમલનયન, ચતુર્ભુજ, શંખ, ચક્ર, ગદા ને પદ્મ સહિત** હતા, **શ્રીવત્સના ચિહ્નવાળા** હતા, **ગળામાં કૌસ્તુભ શોભતું હતું, પીતાંબર ધારણ કરેલું હતું, ઘનશ્યામ** હતા, કિંમતી **વૈડૂર્યના કિરીટકુંડલવાળા** હતા. ઉદ્દામ કાંચી અંગદ કંકણથી શોભતા હતા. **આવા અલૌકિક બાલકની વસુદેવદેવકીએ સ્તુતિ કરી.** કોઈ લૌકિક બાલકની માફક કૃષ્ણજન્મ ન હતો તે અહીં સ્પષ્ટ છે.

એમ છતાં **तुष्यतुदुर्जनन्यायेन** ધારો કે રાસપંચાધ્યાયી પ્રક્ષિપ્ત છે, તો **શ્રીકૃષ્ણ ચૈતન્યને કૃષ્ણવિરહથી વારંવાર મૂર્છા આવતી હતી** તે, **નૃસિંહે રાસલીલાનાં દર્શન કર્યાં** તે **સર્વ ઢોંગ માનવા પડશે.** તે માનવાને ભારતવર્ષના આર્યો તૈયાર નથી. મીરાંબાઇ, દયારામ, સૂરદાસ, પરમાનંદદાસ વગેરે અષ્ટ-સખાનાં કીર્તન, પદ, અને કવિતાઓ હવાઈ કિલ્લા જેવી ગણવી પડશે. લીલાશુકનું 'કૃષ્ણકર્ણામૃત,' જયદેવનું 'ગીતગોવિંદ' નૃસિંહનું 'સૂરતસંગ્રામ' ચાતુરીષોડશી 'ચાતુરીબત્રીશી' શ્રીવિઠ્ઠલેશ્વરનું 'શૃંગાર-રસમંડન' એ સર્વ માત્ર લૌકિક વિષયથી ભરપૂર માનવા પડશે. **સ્ત્રીહૃદય જે સૌન્દર્યનો અનુભવ કરે છે, જે આત્મસમર્પણ અત્યંત ઉદારતાથી આખા જીવનમાં કરે છે,** જેનું ઉત્તમ વર્ણન કવિ-કુલગુરુ, સ્ત્રીહૃદયજ્ઞ કાળીદાસે મેઘદૂતમાં કર્યું છે, તે સર્વ માત્ર બાહ્ય વિષયરૂપ માનવું પડશે. પણ એ હૃદયની ઊંડી લાગણીઓના ઉત્તમ વર્ણનનું અનુકરણ કરનારા ઘણા 'દૂતો' થયા છે. તે જણાવે છે કે એ વર્ણન મનુષ્યના હૃદયમાં ગૂઢ રીતે રહેલા ઉત્તમ રસની જ પૂર્તિ કરે છે. **એ રસ વસ્તુત: ભગવદ્રૂપ છે, અને હૃદયની અંદર સાથે રહેલાપ્રભુ અને જીવ એ રસ ભોગવે તે જ યોગ્ય છે.** ગોપીજન, અષ્ટસખા, વગેરેના ભગવાનના સંયોગ અને વિપ્રયોગ રસના અનુભવ જયદેવની માફક, મીરાંની માફક જે મનુષ્ય કરી શકે છે તે જ કૃતકૃત્ય છે. જેનું હૃદય આવી કોમળ લાગણીઓ જીરવી શકતું નથી તે રસશાસ્ત્ર વાંચવાને, ચન્દ્ર જેવા હરિહર્ષદના શૃંગારના ભાવો સમ-જવાને અને અનુભવવાને લાયક નથી તે સ્પષ્ટ છે. તેથી જ જયદેવે કહ્યું છે કે:—

**यदि हरिस्मरणे सरसं मनो यदि विलासकलासु कुतूहलम् ।**
**मधुरकोमलकान्तपदावलीं शृणु तदा जयदेवसरस्वतीम् ॥**

અર્થ—જો હરિસ્મરણમાં રસવાળું મન હોય, જો વિલાસકલા

એમાં કુતૂહલ હોય, તો મધુર, કોમલ, કાન્ત પદોની હાર જેમાં છે એવી જયદેવની સરસ્વતીનું શ્રવણ કરો, નહિ તો નહિ.

અને શ્રીગોસ્વામીજીએ કહ્યું છે કે:—

**प्रार्थये रसिकाः स्वैरं पश्यन्त्विदमहर्निशम् ।**
**एतद्रसानभिज्ञस्तु मा द्राक्षीदपि वैष्णवः ॥**

અર્થાત્—હું પ્રાર્થના કરું છું કે રસિકોએ આનું સ્વેચ્છાથી અહર્નિશ અવલોકન કરવું. વૈષ્ણવ હોવા છતાં, આ રસ નહિ સમજનારે વાંચવું નહિ.

"ઉપર કહી ગયેલા તૈત્તરીય ઉપનિષદ્‌ના આનંદમય પુરુષની આનંદમાત્ર કરપાદમુખોદરાદિની આત્મીય સૃષ્ટિ માનવાથી જ આ સર્વ સંશય ટળી જાય છે." ચિત્તને બાહ્ય વસ્તુઓમાંથી ખેંચી હૃદયની અંદર બિરાજતા **रसो वै सः**ની પાસે લઇ જઈ વિપશ્ચિત્ ( ચતુર )બ્રહ્મની સાથે સર્વકામનો ભોગ કરવો એમ જે શ્રુતિ કહે છે તે જ યોગ્ય છે: તેમાં કાંઈ પણ બાધ આવી શકતો નથી. **संत्यज्य सर्वविषयांस्तव पादमूलं प्राप्ताः**—સર્વ વિષયોનો સારી રીતે ત્યાગ કરીને તમારા ચરણના મૂળને પ્રાપ્ત થયા છીએ એ વાક્યથી અને **गोप्यः कामात्**—એ વાક્યથી સ્પષ્ટ જણાય છે કે સર્વાત્મભાવવાળા અને કામભાવવાળા એ બે પ્રકારના ગોપીજન છે. આ દેહ સાથે જ સર્વાત્મભાવવાળા ગોપીજનની સાથે ભગવાન રાસક્રીડા કરે છે, અને કામભાવવાળાને આ કામવાસનાવાળા દેહમાંથી મુક્ત કરીને તેને રાસલીલામાં લે છે. પુરુષોત્તમસહસ્રનામમાં કહ્યું છે કે વેણુનાદથી જે ગોપીજનનો કામ પ્રદીપ્ત થયો હતો, તેને મુક્તિનું દાન કરીને વિશેષ સુખ આપ્યું હતું, અને સર્વાત્મભાવથી જે ગોપીજન ભગવાન પાસે ગયા હતા તેમને આ દેહથી જ અત્યંત સુખનું દાન કર્યું હતું. **પુષ્ટિમાર્ગ દૃષ્ટ ફલ આપવાવાળો છે.** તેથી આ દેહથી જ કૃષ્ણની સેવા, કૃષ્ણનું ગુણગાન, કૃષ્ણમાં સર્વાત્મભાવ અને તેથી પ્રાપ્ત થતા **रसो वै सः**ના અનુભવ એ પુષ્ટિમાર્ગનું સર્વસ્વ છે. શ્રીભાગવતમાં સ્પષ્ટ કહ્યું છે કે, **मन्निष्ठं निर्गुणं स्मृतम्**—મારામાં રહેલું સર્વ નિર્ગુણ છે. શ્રીવલ્લભાચાર્ય

ભાગવત ૧૦–૨૬–૪૨ માં સ્પષ્ટ કહે છે કેઃ—

**क्रिया सर्वापि सैवात्र परं कामो न विद्यते।**
**तासां कामस्य संपूर्तिः निष्कामेनेति तास्तथा ॥**
**कामेन पूरितः कामः संसारं जनयेत् स्फुटः।**
**कामाभावेन पूर्णस्तु निष्कामः स्यात् न संशयः॥**
**अतो न कापि मर्यादा भग्ना मोक्षफलापि च।**
**अत एतच्छ्रुतौ लोको निष्कामः सर्वथा भवेत् ॥**
**भगवच्चरितं सर्वं यतो निष्काममीर्यते।**
**अतः कामस्य नोद्बोधः ततः शुकवचः स्फुटम् ॥**

અર્થાત્ **અહીં ક્રિયા સર્વકામની જ છે, પરંતુ કામ નથી. શ્રીગોપીજનના કામની પૂર્તિ નિષ્કામ ભગવાનથી થઈ, તેથી તેઓ પણ નિષ્કામ થયા.** કામથી જ જો કામ પુરાય તો તે સંસાર જ ઉત્પન્ન કરે. કામના અભાવથી પૂર્ણ થાય તે નિષ્કામ જ થાય, એમાં સંશય નથી; માટે કાંઈ પણ મર્યાદાનો ભંગ થયો નથી, અને એ લીલા મોક્ષફલરૂપ થઈ છે. તેથી જ એ લીલાનું શ્રવણ કરવાથી લોકો સર્વથા નિષ્કામ થાય. આ સર્વ ભગવચ્ચરિત્ર છે, માટે તે નિષ્કામ કહેવાય છે, અને તેથી જ કામનો અવબોધ થતો નથી. અને તે બાબતનું શુકદેવજીનું વચન સ્ફુટ છે.

"રસની પ્રણાલિકાથી જ રસનિષ્પત્તિ કરવી યોગ્ય છે, તેથી ભગવાને તેમ કર્યું છે. પરંતુ તે લીલાથી **કામદેવ જ ઝંખવાણો પડી જાય છે.** શિવ, બ્રહ્મા વગેરે સર્વ દેવોને કામદેવ જીતે છે, પણ કોટિકામદેવ પણ કૃષ્ણને જીતી શકતા નથી, માટે જ કૃષ્ણને '**कोटि-मन्मथमन्मथः।**' નામ આપવામાં આવ્યું છે. પદ્મપુરાણ પદ્મખંડમાં શેષવાત્સ્યાયનસંવાદથી સ્પષ્ટ જણાય છે કે વાત્સ્યાયન વૈષ્ણવ છે, અને તેનો હેતુ કૃષ્ણમાં જ શૃંગારનો વિનિયોગ કરાવી લોકોને કૃતાર્થ કરવાનો છે. તેમજ નાટ્યશાસ્ત્રકર્તા ભક્ત હનુમાનનું તાત્પર્ય પણ લોકોને વિષયમાં પટકવાનું નથી, આનંદમય રસાત્મક પ્રભુનો અનુભવ કરાવવાનું જ છે."

## ૧૬ : રાસલીલા વિષે શુકદેવજીના ઉત્તરની સમજ

"તો પછી તેવો ઉત્તર આપવાને બદલે શુકદેવજીએ પરીક્ષિતને શા માટે કહ્યું કે મોટા જે કરે તેમાં દોષ ન જોવો? નાના કરે તે પાપ, મોટા કરે તે બધું પવિત્ર!" વિચિત્રવીર્યે કહ્યું.

પુરુષોત્તમે હસીને કહ્યું: "તું શુકદેવજીનો ઉત્તર સમજ્યો જ નથી. તે ઉત્તરના પ્રથમ શ્લોક ૩૦ માં કહ્યુ છે કે:—

**धर्मव्यतिक्रमो दृष्ट ईश्वराणां च साहसम् ।**
**तेजीयसां न दोषाय वह्नेः सर्वभुजो यथा ॥**

અર્થ—ઇશ્વરો (મોટા પુરુષો)ને ધર્મનું ઉલ્લંઘન કરતાં અને સાહસ કરતાં જોવામાં આવે છે. જેમ અગ્નિ સર્વનો ભોગ કરતાં છતાં તેને દોષ લાગતો નથી, તેમ **તેજવાળાઓને** દોષ લાગતો નથી," આમ બોલી પુરુષોત્તમે વિશેષમાં કહ્યું કે, "આ શ્લોકમાં જે કહ્યું છે તે સમજવાને મહાભારતમાંથી કોઈ પણ ઋષિમુનિનું ચરિત્ર ધ્યાન આપી વાંચશે તો તારી ખાતરી થશે કે એ અક્ષરશઃ સત્ય છે. યોગ, જ્ઞાન, ભક્તિ વગેરેથી મનુષ્યની શક્તિ ઘણી જ વધી જાય છે, તે મનુષ્ય અત્યંત ઉચ્ચ કોટિનો થઈ જાય છે. યોગશાસ્ત્રનાં સૂત્રો, વિભૂતિપાદમાં આપેલી સિદ્ધિઓ, કેટલી આશ્ચર્યજનક છે, તે વાંચે તેને જ ખબર પડે. વિજ્ઞાન અને ભક્તિના અનુભવ કેટલા ઉત્તમ હોય છે, તે પણ આપણાં શાસ્ત્રોમાં સારી રીતે, ગીતા, ભાગવત વગેરેમાં વર્ણવ્યાં છે. આ કલિયુગમાં આપણે સર્વ સામર્થ્ય ગુમાવી બેઠા છીએ, પણ જો એ અલૌકિક **શાસ્ત્રોમાંથી આપણી શ્રદ્ધા**

**પણ જતી રહે,** તો કાંઈ પણ ઉચ્ચ અવલંબન નહિ રહેવાથી આપણે નીચે ને નીચે જ પડ્યા કરીશું. જ્યારે આપણા મોટા ગણાતા વિદ્વાનો પણ મહાભારત, રામાયણ, ભાગવત વગેરેની કથા સત્ય નથી, વાર્તામાત્ર છે, એમ કહે છે, ત્યારે હૃદયને મોટો આઘાત થાય છે. આટલાં બધાં વંશાવળીનાં નામો, સ્થાનોનાં વિગતવાર વર્ણન, જ્ઞાનભક્તિના પ્રવાહ, એ બધું જ માત્ર ગપ્પાં? શા માટે? એ અરણ્યમાં રહેતા ઋષિમુનિઓને શું સ્વાર્થ હતો કે જૂઠું બોલે ને લખે? એ સત્ય છે કે નહિ તેની **કસોટી કરવા યોગશાસ્ત્રોમાં સંયમરૂપી મોટું સાધન** આપ્યું છે, તે તમે કરી જોયું છે? તે કરવાની શક્તિ ન હોય તો બધાં ગપ્પાં છે, એમ કહેવાનો તમને શો અધિકાર છે?"

"એ ખરું, પણ ઐતિહાસિક દૃષ્ટિથી જ્યાં સુધી પ્રક્ષિપ્ત ભાગો કાઢી નાંખી, અસલ, શુદ્ધ મહાભારત, રામાયણ વગેરે તૈયાર ન થાય ત્યાં સુધી અંદરનું સર્વ સત્ય કેમ મનાય?" વિચિત્રવીર્યે કહ્યું.

"ઐતિહાસિક દૃષ્ટિથી ભલે પ્રક્ષિપ્ત ભાગો જુદા કરો, એ ઇચ્છવા યોગ્ય છે, પણ એ બાહ્ય દૃષ્ટિ છે, એનાં પરિણામો પૂર્ણ સંતોષકારક હોતાં જ નથી; કંઈક નવીન શોધ થાય, કોઈ નવું કારણ મળે કે બધું ફેરવી નાખવું પડે." આમ કહી પુરુષોત્તમે આગળ ચલાવ્યું: "**એક સંયમ જ નિત્ય સત્ય શોધવાનું સાધન છે.** રામાયણ, મહાભારત, ભાગવતના દ્રષ્ટાઓ એ સંયમરૂપી સાધનવાળા હતા, એમ તે શાસ્ત્રોમાં સ્પષ્ટ કહ્યું છે. યોગથી આત્મદર્શન પણ થઈ શકે છે, તો પ્રાકૃતદર્શન શા માટે ન થાય? બીજું યાદ રાખવાનું એ છે કે પ્રક્ષિપ્ત ભાગો ઉમેરનારાઓને પણ આપણાં શાસ્ત્રોમાં શ્રદ્ધા હતી, જે અશક્ય લાગે છે તે અને તેથી વિશેષ યોગશાસ્ત્ર, મંત્રશાસ્ત્ર, સ્વર-શાસ્ત્ર વગેરેથી બની શકે છે, માટે **ઐતિહાસિક દૃષ્ટિના મિષથી અશ્રદ્ધાળુ, બહિર્મુખ થવા કરતાં, શ્રદ્ધાથી સર્વ માનવામાં બહુ જ ઓછી હાનિ છે.** દૃષ્ટાંત તરીકે અગસ્ત્ય સમુદ્ર પી ગયા

એ યોગશાસ્ત્ર ન જાણનારને અશક્ય લાગે, પણ જેણે વિભૂતિપાદ વાંચ્યો છે, તે પ્રકૃતિજયનાં ૩૯ થી ૪૪ સૂત્ર વાંચ્યા પછી એમાં આશ્ચર્ય જોતો નથી. મહાભારતના વનપર્વનો ૨૬૧ મો અધ્યાય વાંચશે તો તને ઘણો લાભ થશે. આપણે માટે ઉપયોગી બાબત તેમાં નીચે પ્રમાણે છે:—'હે મુદ્ગળ મુનિ, જે લોકો સ્વર્ગમાં સ્થિતિ કરે છે, તેમનાં શરીર **તૈજસ** હોય છે. તે શરીર કર્મજન્ય હોય છે, પરંતુ **માતાપિતાના સમાગમ થવાથી વીર્યજન્ય હોતાં નથી, તેમને પરસેવો થતો નથી,** દુર્ગંધ થતી નથી, મૂત્ર, પુરીષ (નરક) વગેરે મળ વહેતા નથી, વસ્ત્રો ધૂળથી મલિન થતાં નથી. (શ્લોક ૧૩, ૧૪). તેમની દિવ્ય પુષ્પમાળા કરમાતી નથી, તેઓ વિમાનોમાં આવજાવ કરે છે. ઇર્ષ્યા, શોક, ગ્લાનિ, મોહરહિત થઇને સુખમાં દિવસો નિર્ગમે છે. તેમની ઉપર બ્રહ્મલોક, તેમના ૠભુદેવો, તેમના દેવો સૌથી ઉપર છે. તેઓ **સ્વયંપ્રકાશ** છે, **તેજસ્વી** છે, લોકોની કામના પૂર્ણ કરે છે. તેમને સ્ત્રીસંબંધી સંતાપ નથી, લૌકિક ઐશ્વર્યનો મત્સર નથી, તેઓ આહુતિ ઉપર આજીવિકા કરતા નથી, અમૃતનું પણ ભોજન કરતા નથી, **તેમનાં શરીર દિવ્ય છે, લૌકિક નથી.** તેમને જરામૃત્યુ નથી. હર્ષ, પ્રેમ, સુખથી રહિત છે, રાગ દ્વેષ છે જ નહિ. તે દેવો ૩૩ છે. ત્યાંના દોષો:— નવાં કર્મ કરી શકાતાં નથી, મૂળની મૂડીનો જ ખર્ચ કરવાનો છે. પડતી વખતે અત્યંત સંતાપ અને અસંતોષ રહે છે. માળાનાં પુષ્પ કરમાવા માંડે છે, પડવાનો ભય થાય છે. આ ભય બ્રહ્માના લોકોમાં, તેમ સર્વ લોકોમાં રહેલો છે. લાભ એ છે કે ત્યાંની શુભ મતિથી મનુષ્યલોકમાં અવતરે છે...**બ્રહ્મલોકની ઉપર જે લોક છે, તેને વિષ્ણુનું પરમ ધામ કહે છે, તે શુદ્ધ, સનાતન, તેજસ્વી છે.** યોગીઓ તેને પરબ્રહ્મ નામથી ઓળખે છે. કામ, ક્રોધ, લોભવાળા ત્યાં જઈ શકતા નથી, મમતારહિત, અહંકારરહિત, સુખદુઃખરહિત, જિતેંદ્રિય, ધ્યાનયોગમાં પરાયણ, ત્યાં જઇ શકે છે. (શ્લો. ૩૬ થી ૪૦)

"શુકદેવજીએ **તેજીયસાં** પદ વાપર્યું છે, તે આ અર્થમાં છે. 'મોટા જે કરે તેમાં દોષ ન જોવો' એમ સામાન્ય વાત અહીં છે જ નહિ; પણ **તેજીયસ્** તેજવાળાઓને દોષ સ્પર્શ કરતો જ નથી, તે દોષ તેમના હૃદયમાં છે જ નહિ, તે દોષિત મનોવૃત્તિનો તો ત્યાગ કરેલો હોવાથી જ આટલી ઊંચી કક્ષાએ તેઓ પહોંચ્યા હોય છે. પરસ્ત્રીસંભોગની મલિન વૃત્તિ કૃષ્ણ જે પરબ્રહ્મ રસરૂપ છે, તેનામાં હોવી શક્ય જ નથી, પછી તે વ્યભિચાર કેવી રીતે કહેવાય? **યોગેશ્વરેશ્વર** મલિનવૃત્તિવાળા હોઇ શકે ખરા? આ દૃષ્ટિથી શ્રી-શુકદેવજીના ઉત્તરના શ્લોકો વાંચી જશે તો તને જરૂર સમજ પડશે. જો ષોડશ વર્ષના નગ્ન શુકદેવજી, જે આ કથા કહી રહ્યા છે, તે મલિન હૃદયના નથી, તો તે શુકદેવજી જેમને વારંવાર નમન કરે છે, તે જગતના સ્વામી વ્યભિચાર કરે એમ સમજનારને મનુષ્ય કહેવો કે બુદ્ધિવગરનો પશુ કહેવો?"

"હવે હું બરાબર સમજ્યો. શ્રીકૃષ્ણ તથા ગોપીજનના દેહ આપણા જેવા પ્રાકૃત નથી, એ સર્વ **આત્મસૃષ્ટિ** હોવાથી **आनंद-मात्रकरपादमुखोदरादि** છે. એ સ્થાનમાં ગીતામાં કહ્યા પ્રમાણે લૌકિક સૂર્યચંદ્ર પણ નથી, એ વિષ્ણુધામ અલૌકિક છે, ત્યાંની સર્વ લીલા કૃષ્ણને અધીન છે, રસમય છે, નિત્ય છે, વિષયરૂપ નથી, અને એનો અનુભવ કરનાર લીલાશુક, જયદેવ, નૃસિંહ, મીરાં **परंतनुभृत** એટલે ઉત્તમ દેહધારીઓ છે, એ નિઃસંશય છે." વિચિત્રવીર્યે કહ્યું.

"હવે એકત્રીસમા શ્લોકમાં કહ્યું છે કે જેઓ અનીશ્વર છે, તેમણે મનથી પણ એવું આચરણ કરવું નહિ, કેમકે રુદ્ર ન હોવા છતાં મૂઢતાથી રુદ્રની માફક સમુદ્રમાંથી નીકળેલા કાલકૂટ વિષનું ભક્ષણ કરવા જાય, તો તેનો વિનાશ જ થાય." આમ કહી પુરુષોત્તમે વિશેષમાં કહ્યું: "ઇશ્વરોનું વચન હંમેશાં સત્ય હોય છે, આચરણ તો અન્યના લાભને માટે પોતાના ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્યરૂપી ધર્મોથી ગમે તે કરી શકે છે, બુદ્ધિમાને તે કરવાની

ધૃષ્ટતા કરવી નહિ. તે ઇશ્વિરોને કુશળ કે અકુશળ કર્મો કરવામાં સ્વાર્થ હોતો જ નથી, કેમકે તેમનામાં **અહંવૃત્તિ જ હોતી નથી.** તો પછી સર્વ પ્રાણીના, દેવ, પશુ, મનુષ્યોના સર્વના પરમેશ્વરને આવાં કર્મો સાથે શો સંબંધ હોય? (શ્લોક ૩૨–૩૩–૩૪). જે પ્રભુના ચરણકમળના પરાગભૂત સેવકોની સેવાથી તૃપ્ત થયેલા યોગીના પ્રભાવરૂપ વિભૂતિઓથી જેમનાં સર્વ કર્મબંધન તૂટી ગયાં છે, જેઓ મુનિ છે, તે સર્વ ભક્તિમાર્ગીઓ, કર્મમાર્ગીઓ, બંધન નહિ પામતાં સ્વૈર (સ્વેચ્છાથી) આચરણ કરે છે, તો સ્વેચ્છાથી ભોગાર્થતનુ ધારણ કરનાર ભગવાનને બંધ ક્યાંથી થાય? (શ્લો. ૩૫). ગોપીઓ. તેમના પતિઓ, તથા સર્વ દેહીઓના જે અંતર્યામી છે, તે જ ભગવાન ક્રીડા કરવાને પુરુષ દેહ ધરે છે. વસ્તુતઃ એ પુરુષ નથી, સ્ત્રી નથી, તેમ અન્ય પણ નથી. (શ્લો. ૩૬) ભક્તો પર અનુગ્રહ કરવાને માનુષ દેહ ધરે છે. ગોપીઓ પર કૃપા કરવાને તેવી ક્રીડા કરે છે, કે જેનું શ્રવણ કરવાથી ભગવત્પરાયણ થવાય. (શ્લો. ૩૭) **રસાત્મક પુરુષોત્તમનું વ્રજવધૂઓ સાથેનું આ રમણ જે કોઈ શ્રદ્ધાળુ થઇને શ્રવણ કરશે, અને વર્ણન કરશે, તે ધીર પુરુષ તરત જ ભગવાનમાં પરા ભક્તિ પ્રાપ્ત કરીને કામરૂપી રોગથી મુક્ત થશે."**

"બહુ આનંદ થયો–સ્વર્ગલોક, મહર્લોક, જનલોક, તપલોક, સત્યલોકની ઉપરના વિષ્ણુધામની આ લીલા છે, એમાં પ્રાકૃત કશું નથી, સર્વ આનંદમય છે એમ તૈત્તરીય ઉપનિષદ્ કહે છે. મહાભારત, ગીતા, ભાગવતની એકવાક્યતા કરવાથી તે સ્પષ્ટ સમજાય છે. એવા પ્રભુની નિઃસ્વાર્થ, નિર્મળ, પવિત્ર લીલામાં પ્રાકૃત કામ, ક્રોધની શંકા લાવવી એ અધમતાની પરિસીમા છે. જયદેવ, નૃસિંહ, અષ્ટસખા વગેરે જેઓ એ લીલા ગાવામાં મસ્ત રહેતા તેમના ભાગ્યની શી વાત કરવી? મને જે આનંદ થયો, તે આનંદ પ્રભુ સર્વને આપો!" વિચિત્રવીર્યે કહ્યું.

## ૧૭ : પ્રો. ફેરજજનું હિંદુધર્મ પર ભાષણ

ગોવિંદભટ્ટ, પુરુષોત્તમ, કુસુમ વગેરે સજ્જનોની અત્યંત સાદી જિંદગીથી પ્રો. ફેરજજ આશ્ચર્ય પામતો, તેમના સહવાસથી પોતાના હૃદયને પવિત્ર કરતો, અને પુષ્ટિમાર્ગના ગ્રંથોના કાંઈક પરિચયથી એની ચિત્તવૃત્તિ અંતર્મુખ થઈ પ્રભુને શોધવા લાગી, અને ગોવિંદ-ભટ્ટ વગેરેનાં કીર્તનોથી આકર્ષાઈ પ્રભુના દર્શન અને સેવાની એને ઉત્કંઠા થઈ, એટલામાં જાણે પ્રભુ પરીક્ષા કરતા હોય તેમ સંસાર એની સામે આવીને ઊભો રહ્યો—શર્મનોના શહેનશાહનો તાર એને મળ્યો કે તમને મેં વડા પ્રધાન નીમ્યા છે માટે તરત આવો. તે વખતે ઈંગ્લાંડ જર્મનીનું પહેલું યુદ્ધ શરૂ થયું ન હતું, પણ ફેરજજની તીક્ષ્ણ બુદ્ધિને તેની આગળથી ખબર પડી હતી, અને જગતનું કલ્યાણ કરવાનો, પુરુષપ્રયત્ન કરી દુનિયાને સુખી કરવાનો એને લોભ થયો, અને પુરુષોત્તમ સાથે વિચાર કરવા બેઠો કે મારે પ્રભુદર્શન, પ્રભુસેવા કરવાં, કે જગતનું કલ્યાણ કરવું,—અત્યંત રાજસતામસ દેશમાં ઊછરેલાને આ આકર્ષણ કાંઈ જેવું તેવું ન હતું. પણ એવા તામસ શરીરમાં પણ ધર્મનું જે બીજ પ્રભુએ મૂક્યું હતું, જેને લીધે એ પ્રોફેસર આખી દુનિયામાં ધર્મની શોધમાં ભટક્યો હતો તેની અસર પણ જેવીતેવી ન હતી. પાંચસાત દિવસ વિચાર કરી એણે અંતે તારમાં જવાબ આપ્યો કે "આપનો ઉપકાર હું ભૂલવાનો નથી, પણ મને દેશ છોડ્યાને ઘણાં વર્ષ થઈ ગયાં, સંસારની વસ્તુ-ઓમાં હવે મારું ચિત્ત બરોબર ચોંટતું નથી, માટે માફ કરશો." પ્રોફેસરની અને પુરુષોત્તમની મૈત્રી ઘણી:જ વધી. તે ઘરના માણસ

જેવો થઈ ગયો. ગોવિંદભટ્ટ અને પુરુષોત્તમના સત્સંગમાં એ જીવન્મુક્તની દશા અનુભવવા લાગ્યો. વિચિત્રવીર્ય પણ ઘણીવાર આવતો અને આડીઅવળી ઘણી વાતો થતી. એક દિવસ તે, પોતાનો મિત્ર ચંદ્રકાંત 'સદ્ધર્મપ્રચારિણી સભા'નો સેક્રેટરી હતો તેને લઈને આવ્યો, અને પુરુષોત્તમને કહ્યું: "પુરુષોત્તમ, પ્રો. ફેરજજ ધાર્મિક વિષય પર ભાષણ આપશે?"

પુરુષોત્તમે કહ્યું: "તેમને પુછ."

"મિ૦ ફેરજજ, મારા મિત્ર ચંદ્રકાંતની એવી ઇચ્છા છે કે આપે એમની સંસ્થામાં ધર્મ પર ભાષણ આપવું." વિચિત્રવીર્યે કહ્યું.

"મારા કરતાં પુરુષોત્તમ ધર્મની બાબતોમાં વધારે પારંગત છે, અને તેના કરતાં ગોવિંદભટ્ટજી વધારે જાણે છે, તો તેમનાં ભાષણ સાંભળવાનાં મૂકી મને શા માટે કહો છો? તેમનાં ભાષણ લોકોને ઘણાં જ ઉપયોગી થઈ પડશે." પ્રો. ફેરજજે કહ્યું.

"આપ ધર્મની શોધમાં આખી દુનિયામાં ફર્યા છો, માટે ઘણું નવું નવું આપ કહી શકશો." વિચિત્રવીર્ય બોલ્યો.

**દુનિયા ભટકવામાં કાંઈ ધર્મનાં સત્ય જડતાં નથી, એ તો હૃદય શોધવાથી જ મળે."** પ્રો. ફેરજજે કહ્યું.

"અમારા વિદ્વાનોનો અનાદર કરી પરદેશના ઓછા વિદ્વાન-ખોટા વિદ્વાનો પર આસક્ત થવામાં અમારા લોકોએ મોટી ભૂલ કરી છે, અને એથી અમારે ઘણું સોસવું પડયું છે એ મને ખબર છે. આપ પરદેશી છતાં અમારા દેશીઓને માટે આપનો શુદ્ધ ભાવ જોઈ મને બહુ આનંદ થાય છે. આપ આપના અનુભવનું, હિંદુ ધર્મ શા માટે આપે પસંદ કર્યો એ વિષયનું ભાષણ આપો, અને પુરુષોત્તમ સભાના પ્રમુખ થાય તો આપને ગમશે? પુરુષોત્તમને મેં ઘણી વાર કહ્યા છતાં એ ભાષણ આપવાની ના પાડે છે. આપ એમને પણ ખેંચી લાવશો તો આપનો અમારા પર એવડો ઉપકાર થશે." ચંદ્રકાંતે કહ્યું.

"ચંદ્રકાંત, આપની ચતુરાઇને ધન્ય છે!" પુરુષોત્તમે કહ્યું.

"આપના આવા સદ્‌ગુણ, ઉત્તમ જ્ઞાન છતાં જ્યારે આપે એ સદ્‌વસ્તુઓનો લાભ અમને આપવામાં ના કહી કંજૂસાઈ કરવા માંડી, ત્યારે આ રસ્તો લેવો પડ્યો છે!" ચંદ્રકાન્ત બોલ્યો.

પુરુષોત્તમ હસી પડ્યો. અંતે એણે અને ફેરજજે મસલત કરી, ફાલ્ગુન શુદ ૧૫ સાયંકાળે આઠ વાગ્યાનો સમય નક્કી કર્યો, 'હિંદુ ધર્મ' એ સામાન્ય વિષય રાખ્યો, અને ચંદ્રકાંત રાજી થઇ વિચિત્ર-વીર્યની સાથે રજા લઈ ગયો.

માધવબાગમાં આજે એક મોટી સભા મળી છે. શહેરના સંભાવિત ગૃહસ્થો, ધર્મનો વિચાર કરનાર વિદ્વાનો, પ્રોફેસરો, શાસ્ત્રીઓ, સ્કૂલો અને કોલેજોના વિદ્યાર્થીઓ મોટી સંખ્યામાં એકઠા થયા છે. સ્ટેજ પર પ્રમુખસ્થાનથી ઊંચે પાંચ ધર્માધ્યક્ષોનાં સ્થાન ગોઠવેલાં છે, તે ભિન્ન ભિન્ન સંપ્રદાયના વિદ્વાન આચાર્યોએ અલંકૃત કર્યાં છે. પ્રમુખસ્થાન પુરુષોત્તમે લીધું છે. તેનું મુખ ગંભીર છતાં પ્રસન્ન છે. વ્યાસપીઠ પર સૌથી લઘુ વયનો તે જ છે. ઋષિમુનિઓની સભામાં શુકદેવજીની માફક સર્વેના ચિત્તનું આકર્ષણ કરે છે. તેની જમણી બાજુએ ગોવિંદભટ્ટજી વિરાજમાન થયા છે. ડાબી બાજુ પર પ્રો. ફેરજજ પગને ઢાંકી દે એવો લાંબો પહોળો શ્વેત ઝભ્ભો પહેરી બેઠો છે. તેનું માથું ઉઘાડું છે. કપાળ ભવ્ય વિશાળ છે, ચક્ષુ પ્રકાશમાન છે, મુખાકૃતિ સરળ બાળક જેવી છે. પ્રભુના શુદ્ધ જ્ઞાનની શોધમાં આખી સૃષ્ટિ ફરવા છતાં એના મુખ પર શ્રમનું કાંઇ પણ ચિહ્ન નથી. પણ જે જ્ઞાનની શોધમાં એ ફર્યો હતો તે જ્ઞાનાનંદની કાંઇક છાયા સ્પષ્ટ એના મુખ પર જણાઈ આવે છે. ગૃહ, દેશ વગેરે સંસારનો ત્યાગ કર્યા છતાં મુખનું લાવણ્ય ઓછું થયું નથી, પણ એ વિરાગી તરફ સર્વેને રાગ ઉપજાવે છે. સભા મોટી હોવા છતાં અત્યંત શાંતિ છે. પાંદડું પડે તો પણ સંભળાય. ગુલાબનાં ફૂલ

વક્ષઃસ્થલ પર ધારણ કરી પ્રસન્ન વદને ૨૫ સ્વયંસેવકો સભાની વ્યવસ્થા રાખે છે. એટલામાં વ્યાસપીઠની જમણી બાજુએ આવી ચંદ્રકાંત બોલ્યોઃ—

"અમારા મંડળના નિમંત્રણને માન આપી આપ સર્વ સજ્જનો, મહાત્માઓ અને આચાર્યોએ આ સભાને અલંકૃત કરી છે તેથી આપ સર્વનો ઉપકાર માનું છું. આજના ભાષણકર્તા પ્રો. ફેરજજ છે. જર્મની જે કળાકૌશલ્ય વગેરેમાં સૌથી અગ્રસ્થાને આજે પહોંચ્યું છે, ત્યાંના એક વિદ્વાન નર છે, શુદ્ધધર્મની શોધનો એમણે સતત પ્રયાસ કર્યો છે. હિંદુધર્મથી આકર્ષાઈ આપણાં શાસ્ત્રોનો એમણે ઘણો સારો અભ્યાસ કર્યો છે. (પુરુષોત્તમ તરફ અંગુલિ કરી) આ મારા નાના મિત્ર અને એના આ (ગોવિંદભટ્ટ તરફ અંગુલિ કરી) ગુરુજીએ એમના પર ભૂરકી નાખી છે, અને એઓ એ બે સજ્જનના સહવાસમાં પ્રસન્નતાથી રહે છે. મારો મિત્ર વિચિત્રવીર્ય જે (આમ તેમ સર્વ સ્થળે દૃષ્ટિ નાખી) અહીં જણાતો નથીઃ—

"તૃતીય નેત્રથી જુઓ!" તેની પાછળ જ બેઠેલો વિચિત્રવીર્ય ધીમેથી બોલી ઊઠ્યો. ચંદ્રકાંત પાછળ જોઈ (પછી સભા તરફ જોઈ) બોલ્યોઃ "આ ન હોત તો (પુરુષોત્તમ તરફ અંગુલિ કરી) આ મારા મિત્રને અહીં લાવી શકાત નહિ, અને એ ન આવત તો પ્રો. ફેરજજને શ્રવણ કરવાનો ઉત્તમ લાભ આપણને પ્રાપ્ત થાત નહિ. ભાષણકર્તાની ખાસ ઇચ્છાથીજ મારા આ યુવાન મિત્રને પ્રમુખસ્થાન આપ્યું છે. સંસારસુધારાપરિષદ, દેશોદ્ધારકપરિષદ વગેરેમાં ઘણાં ઉત્તમ ભાષણો એ આપતા, એ આપમાંના ઘણાને વિદિત હશે. અને પોતાના ભાષણ પર ચર્ચા કરાવવાને માટે જ ભાષણકર્તાએ એને પસંદ કર્યા છે. લઘુ વયના હોવા છતાં સંસારથી વિરક્ત છે, ચતુર છે, જ્ઞાનભક્તિ વગેરેથી અલંકૃત છે, અને ધર્મના વિષયમાં કોઇને નમતું આપે એમ નથી. એમનો સ્વભાવ જ નીડર છે, એટલે જે પોતે માનતા હોય તે સ્પષ્ટ

કહી નાખે છે. ધર્મના વિષય પર બંનેના વિચાર આપને અવશ્ય મનન કરવા યોગ્ય લાગશે, માટે શાંતિથી ધ્યાનપૂર્વક શ્રવણ કરશો."

પછી પ્રો. ફેરજજે પોતાનું પ્રવચન શરૂ કરતાં કહ્યું: "આ અત્યંત પ્રાચીન, અત્યંત ધાર્મિક, અત્યંત પવિત્ર ભારતભૂમિ પર મેં પગ મૂક્યો ત્યારથી મારા અંતરાત્માને ઘણા આહ્લાદજનક અનુભવ થયા છે, અને જ્યારથી હું આ મારા નાના મિત્રના અને આ એમના વિદ્વાન ગુરુના નિકટના સંબંધમાં આવ્યો ત્યારથી **એવી શાંતિ, સંતોષ અને આનંદમાં મસ્ત રહું છું કે અન્ય વસ્તુનું મને સ્મરણ થતું જ નથી,** અને ગમે તેવો સંભાવિત ગૃહસ્થ મને ગમે તેવી લાલચો આપી મારી આ (હસીને) બ્રાહ્મી સ્થિતિમાંથી મને ચલાયમાન કરી શકે એમ નથી. ધર્મ વિષે અત્યંત પ્રાચીન સુંદર સાહિત્ય ભૂતલ પર આ પવિત્ર દેશમાં છે તેવું ક્યાંયે પણ નથી. પણ એ સાહિત્ય વાંચવામાં **પ્રથમ આવશ્યકતા શ્રદ્ધાની છે.** કોલબ્રુક, મુર, બાર્થ, મેકસમુલર, વિલ્સન, વેબર વગેરે પ્રાચીન સાહિત્યના જિજ્ઞાસુઓએ અત્યંત શ્રમ લઈ વેદથી માંડી અત્યાર સુધીમાં આ પવિત્ર ભૂમિમાં પ્રચલિત સર્વે ભિન્ન ભિન્ન ધર્મોનો અભ્યાસ કર્યો છે, અને પોતાના અભ્યાસના ફળરૂપી ગ્રંથો મૂકી ગયા છે. પણ એ સર્વેમાં **એક મોટો દોષ અશ્રદ્ધાનો છે.** શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે કે '**श्रद्धावान् लभते ज्ञानम्, तत्परः संयतेन्द्रियः**' તે અક્ષરશઃ સત્ય છે. શ્રદ્ધા વિના જે કાંઈ કર્મ થાય તે રાખમાં–ધૂળમાં નાખ્યા સમાન છે. **કલ્પવૃક્ષની નીચે એ લોકોએ દીર્ઘકાલ બેસીને એ કલ્પવૃક્ષનાં મૂળ, શાખાઓ, પત્ર, સર્વ ચૂંથી નાખ્યાં. પણ સંપૂર્ણ શ્રદ્ધાથી શુદ્ધ જ્ઞાનની પ્રાર્થના એ કલ્પવૃક્ષ પાસે ન કરી.** પરિણામ શ્રદ્ધાહીન જનને મળે તેવું જ આવ્યું. ધર્મની શુદ્ધ તીવ્ર જિજ્ઞાસાવાળાને અને તેમાં આ પવિત્ર દેશના સજ્જનને એ સર્વ સાહિત્યથી પોતાના સુંદર ધર્મમાં **શ્રદ્ધા ઉત્પન્ન કરે એવું કશું મળતું નથી.** આવા શોકજનક

પરિણામનાં કારણ ઘણાં છે. પ્રથમ કારણ, તામસ–રાજસ નાસ્તિક દેશમાં જન્મ, બીજું, આસુર ઇન્દ્રિયસમૂહ, ત્રીજું, પોતાના ક્રિશ્ચિયન ધર્મ પર બાપદાદાથી ઊતરી આવેલી અંધશ્રદ્ધા, ચોથું, પોતે ઉત્તમ, અને આ ક્રાઇસ્ટથી વિમુખ લોકો પોતાથી ઊતરતા છે એવો પ્રાચીન કાળથી ચાલી આવેલો વહેમ, પાંચમું, આર્યાવર્તની હાલની પરતંત્ર સ્થિતિ, છઠ્ઠું, ક્રાઇસ્ટના જન્મથી સૃષ્ટિ બહુ પ્રાચીન નથી એવી મૂર્ખ હઠ, સાતમું, ક્રાઇસ્ટ સૃષ્ટિમાં સર્વોત્તમ અને કૃષ્ણ વગેરે તો થઈ જ નથી ગયા, પણ ક્રાઇસ્ટની વાતો સાંભળી આર્યાવર્તના લોકે ઉપજાવી કાઢેલા કલ્પિત જન છે એવો મનનો દુરાગ્રહ, આઠમું, કાળ વિષે, દેશ વિષે ખોટા ઊંધા વિચારો, નવમું, સૃષ્ટિની ઉત્પત્તિ વિષે ઊંધા વિચારો,—આમ જેમ જેમ હું વિચાર કરું છું તેમ તેમ મને ઘણાં કારણ જડે છે: એ કારણ મને પણ જડત નહિ જ, પણ આ શુભ પરિણામનું કારણ હું (ગોવિંદભટ્ટ તરફ દૃષ્ટિ કરી) **સત્સંગ માનું છું, અને એ સત્સંગનું કારણ પ્રભુકૃપા વિના અન્ય કોઇ દૃષ્ટિગોચર થતું નથી.**

"જો મારા પર પ્રભુકૃપા ન થઈ હોત, તો હું પણ આ લોકોના દુઃસંગમાં દુર્મતિવાન થાત, અને મિથ્યા તર્કજાળમાં ફસાત. આ પવિત્ર ભારતદેશના ભોળા તત્ત્વશોધકો પણ એમના દુઃસંગથી, એમને પોતાથી વધારે વિદ્વાન અને અનુકરણીય માનવાથી એમના જેવા જ શ્રદ્ધાહીન થઇ ગયા છે. અને તમારા પવિત્ર શાસ્ત્રોના અનર્થ થઇ ગયા છે. અત્યંત પરિશ્રમ લઈ, એકેએક શબ્દ વિચારપૂર્વક લખનાર પ્રખર વિદ્વાન ગણાતા ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર જેવા, અને અત્યંત ચતુર વિદ્વાન ગણાતા લોકમાન્ય બાલ ગંગાધર તિલક જેવા પણ આ દુષ્ટ અસરમાંથી મુક્ત નથી. અને તેથી જ જોકે **તમારા પૂર્વજો વેદને અપૌરુષેય અને નિત્ય માનતા આવ્યા છે, તોપણ આ વિદ્વાનો વેદના કાલનો નિશ્ચય કરવા મંડી પડ્યા છે!** અને એમની દૃષ્ટિ ૫–૬ હજાર વર્ષથી દૂર પહોંચી

શકતી નથી! જો શ્રદ્ધા હોત તો ઋષિમુનિઓનાં વચન જૂઠાં માનતા પહેલાં તે સમજવાને પ્રયત્ન આરંભાયો હોત. યોગશાસ્ત્રમાં દર્શાવ્યા પ્રમાણે **સંયમ કરી** સત્ય શોધ્યું હોત, કાળ એ વસ્તુ છે કે અવસ્તુ છે તે સમજવા પ્રયત્ન થયા હોત. કૃત, ત્રેતા, દ્વાપર, કલિ એ સર્વ યુગોનું રહસ્ય સમજવા મથ્યા હોત. હું પૂછું છું કે તમારા ઋષિમુનિઓનાં વચન નહિ માનવાને તેમને ક્યાં સબળ પ્રમાણો મળ્યાં છે? **જેમ ગમનશીલ જગત્ રૂપસૃષ્ટિ બંધનકર્તા છે, તેમ જ્ઞાનરૂપ વેદ, નામસૃષ્ટિ બંધનમાંથી મુક્તકર્તા છે, એનું રહસ્ય એઓ સમજ્યા છે?** વેદમાં નિરૂપણ કરેલા યજ્ઞોનું રહસ્ય, દેવતાઓનું રહસ્ય શ્રદ્ધાથી કોની પાસે શીખવાને પ્રયત્ન કર્યો? મૂરે અત્યંત શ્રમ લઈ વેદના દેવતાઓના મંત્ર એકઠા કર્યા, સાર શું મળ્યો? એક મનુષ્ય કબરસ્થાનમાં ગયો, બધી કબરો ખોદી કાઢી. મરેલાં શબોને જેમ તેમ કરી બેસાડી, તેમને હલાવવા ચલાવવા માંડ્યાં. હાથ ચાલ્યા, પગ ચાલ્યા, પણ ત્યાંના ત્યાં. આંખ ખુલ્લી, પણ દેખે નહિ. નસકોરાંમાંથી પવન આવ જા કરે, પણ સૂંઘે નહિ, કાનને અવાજ અથડાય, પણ સાંભળે નહિ. ઘણાં વર્ષ પરિશ્રમ લઈ અંતે તેણે લખ્યું: "પૂર્વે સૃષ્ટિમાં મનુષ્ય નામનાં પ્રાણી થઈ ગયાં, તેમને હાથ, પગ, નાક કાન વગેરે ઇંદ્રિયો હતી, પણ તે લોકો પગથી ચાલીને દૂર જઈ શકતા હતા, અથવા હાથથી કામ કરી શકતા હતા અથવા આંખથી જોઈ શકતા હતા કે કાનથી સાંભળી શકતા હતા, એમ માની શકાય તેમ નથી. મેં એવા હજારો મનુષ્ય પ્રાણીઓની બારીક તપાસ કબરસ્થાનમાં ઘણાં વર્ષ સુધી કરી છે, તે તમારી આગળ રજૂ કરું છું. એ પ્રાણીઓ ખેતી કરતાં હતાં, લૂગડાં પહેરતાં હતાં, તેઓએ ગામો તથા શહેરો વસાવ્યાં હતાં વગેરે પ્રાચીન કાળથી ચાલી આવેલી વાતો ગોપીપુરાની ગપ કરતાં વધારે વિશ્વાસ આપવા લાયક નથી. જો કે એ વાતો હૃદયને આનંદ આપે છે, મનને મોહિત કરે છે, સ્વભાવથી સત્ય લાગે છે, તોપણ આ સાયન્સના જમાનામાં એ સર્વે ગપ્પાં

વિદ્વાનોએ માનવા યોગ્ય નથી. અભણ અંધશ્રદ્ધાળુ એવી નપગી વાતો માન્યા કરશે, પણ ધીમે ધીમે તેમને પણ સાયન્સના સતત પ્રચારથી આપણા જેવા સમજદાર બનાવી શકાશે. મને બારીક તપાસ કરતાં માલૂમ પડયું છે કે દરેકને કાંઈ બે જ હાથ ન હતા. કેટલાક એવા એક હાથના, તેમ જ એક જ આંખનાં અને એક જ પગનાં પણ મનુષ્ય પ્રાણીઓ મને મળી આવ્યાં છે. કોઈક છૂટા હાથપગ વગેરે પણ મળ્યા છે, પણ તે આ એક હાથપગવાળા-નાં જ છે, એમ માનવાને કોઇ પણ સબળ કારણ અદ્યાપિ પર્યન્ત પ્રાપ્ત થયું નથી." **વેદના ઋષિમુનિઓ, વેદનો સમય, વેદના દેવતા વગેરેનું વર્ણન કરનાર શ્રદ્ધાહીન, બહિર્મુખ, આસુર ઇંદ્રિયસમૂહવાળા પંડિતંમન્યોના વિચાર આ કબરસ્થાનની શોધખોળ કરનારના વિચાર જેટલા જ વિશ્વસનીય છે.** મને તો લાગે છે કે આ સાયન્સના ગુમાનવાળા મનુષ્યો અત્યંત તામસ અને અંધ છે. વેદનો અને એમનો પંથ ન્યારો છે. અચ્યુત પ્રભુની દૃષ્ટિમાંથી નીકળેલો **काल** પ્રવાહરૂપ છે. એ પ્રવાહમાં મનુષ્ય પ્રાણીઓ તણાયા કરે છે. જેમ તુંબડું બાંધનાર ડૂબતો નથી, તેમ સર્વ**काल** વેદમાં કહેલા યજ્ઞયાગ, કર્મ, ઉપાસના, ભક્તિ કરનાર ડૂબતો નથી, પણ વેદની સહાયથી પ્રભુ અચ્યુતનાં દર્શન કરે છે. વેદ નિત્ય છે, તેમ વેદમાંના દેવતાઓ પણ નિત્ય છે, અચ્યુતની વિભૂતિઓ છે. વેદમાં 'નેચરવર્શિપ' જોનારાઓ હાથીને સૂપડું, સ્તંભ, દોરડું કહેનારાઓ કરતાં પણ વધારે અજ્ઞ, અંધ છે. અનાદિકાળથી ચાલતી સૃષ્ટિમાં ૫—૬૦ હજાર વર્ષ પર વેદ રચાયા એમ સમજનાર પણ એના જેટલો જ અંધ સમજવો. આ પવિત્ર ભૂમિના શિર પર પરમ પવિત્ર હિમાલય વિરાજે છે, તેમાં માનસસરોવર, કૈલાસ, ગંગોત્રી, બદ્રિ-કેદાર, હરિદ્વાર અદ્યાપિ હજારો અને લાખો વર્ષો થયાં વિરાજે છે. **ગંગાઅવતરણનું અદ્ભુત વર્ણન રામાયણ, મહાભારત અને શ્રીમદ્ભાગવતમાં વાંચી મનને જે આનંદ થાય છે, તે**

**અવર્ણનીય છે. પણ આજકાલના ક્ષુદ્ર વિચારકોના મનને એ સર્વ અસંભવિત અને કલ્પિત લાગે છે. પણ કલ્પિત કથાઓ સર્વજ્ઞ મુનિઓ લખે જ નહિ; વેદ, રામાયણ, મહાભારત અને ભાગવત વગેરે જ્ઞાનના અને ભક્તિના સાગરરૂપ ગ્રન્થોમાં જે અસંભવિત લાગે તે આપણી ક્ષુદ્રતાને લીધે, ઋષિમુનિઓની કલ્પનાઓને લીધે નહિ,—એ** વાત એમને રુચતી નથી. જે ઋષિઓ જ્ઞાન, ભક્તિ વગેરેમાં પારંગત છે, તેઓ ગપ્પાં શું કરવા લખે? પણ ગંગાને જે જળનો સમૂહ જ માને, તેમાં ચૈતન્ય જ ન સ્વીકારે, તે તેનું આધ્યાત્મિક બળ, પાવન કરવાપણું તથા ભોગ મોક્ષ આપવાનું સામર્થ્ય ક્યાંથી સ્વીકારે? અને તેની આધિદૈવિક મૂર્તિનાં તેને સ્વપ્ને પણ ક્યાંથી દર્શન થાય? એટલે ગંગાની સર્વ કથાઓ એનું મન ક્યાંથી સ્વીકારી શકે? તેમ જ જે ભૂતળ સિવાયના અન્ય લોક—ચૌદ લોક જ ન માની શકે, તેને અવતરણમાં શું ચમત્કાર માલૂમ પડે? હે આ પવિત્ર આર્યાવર્તના ઋષિમુનિઓ! હે જગતના કલ્યાણને માટે અદ્યાપિ પરિભ્રમણ કરનાર પરોપકારી સાધુજનો! અમારા જેવા ક્ષુદ્ર જંતુઓ પર કૃપા કરો! અમારાં જ્ઞાનચક્ષુનો વિકાસ કરો! અમારા મનની મૂઢતા દૂર કરો! પ્રિય બંધુઓ! તમને આ પવિત્ર દેશમાં જન્મ આપીને પ્રભુએ તમારા પર મોટો ઉપકાર કર્યો છે. બ્રહ્મના સાક્ષાત્કાર કરનાર ઋષિમુનિઓનું રક્ત તમારી શિરાઓમાં વહે છે, તેમના અત્યંત ઊંડા જ્ઞાનના ભંડાર તમારા દેશના પ્રાચીન ગ્રંથોમાં ભરેલા છે. એ ગ્રંથો સમજવાને તમે જ લાયક છો, એમ હું અંતઃકરણથી માનું છું. એ ભંડારોની કૂંચી તમારી પાસે જ છે. એમાં પાંચસો **च** છે, અને બારસો **अपि** છે, અને પંદરસો **ब्रह्म** છે, એવી ગણત્રી કરી કરીને યુરોપના વિદ્વાનો થાકી ગયા, પણ જેઓ ઊંધા જ ચાલે તે સીધા ક્યાંથી જાય! પશ્ચિમનો રસ્તો લઈ પૂર્વમાં કેમ જવાય? અમે જે ગ્રંથો અહીંથી લઈ ગયા છીએ, તે તમને પાછા

સોંપાવવા, અને તમને જોઇતાં સર્વ સાધનો આપી, શાંતિ, સ્વાધ્યાય અને સંયમ સરલતાથી સાધી શકો એવા પ્રબંધો કરી, ગ્રંથોના શુદ્ધ અર્થ કરાવી, આ સમગ્ર ભૂતળ પર શુદ્ધ જ્ઞાનનો પ્રચાર કરવાને તમને મોકલી આપવા એ તમારા રાજ્યાધિકારીઓનું કર્તવ્ય છે. અમારા વિદ્વાનો ઉત્ક્રાંતિવાદથી માછલાં,......પછી વાંદરાં, અને પછી મનુષ્ય થયાં એમ માને છે, તે તદ્દન ઊંધું જ છે. **સર્વસમર્થ પ્રભુએ પ્રથમ પોતામાંથી બ્રહ્મા ઉત્પન્ન કર્યા, તેમણે ઋષિઓને ઉત્પન્ન કર્યા, તેમણે સર્વે પ્રજા ઉત્પન્ન કરી, એમ તમારાં શાસ્ત્ર કહે છે તે જ યથાર્થ છે. પ્રભુએ બ્રહ્માને જ્ઞાન આપ્યું, બ્રહ્માએ ઋષિઓને આપ્યું, એ જ યથાર્થ છે.** તમારાં જ્ઞાન, ભક્તિ, ઉપાસના, મંત્રો વગેરેની વાતો તો દૂર રહી, પણ **તમારા યોગશાસ્ત્ર જેવું પણ અમારા તામસરાજસ દેશોમાં કશુંયે નથી.** યોગની સિદ્ધિઓની તમારા ઋષિમુનિઓ તો દરકાર પણ કરતા નથી: પણ એ જ સિદ્ધિઓ જો પશ્ચિમના બહિર્મુખ આસુર લોકોને પ્રાપ્ત થઈ હોત તો કાંઈ કાંઇ ઉત્પાત એ લોકોએ કરી મૂક્યા હોત. પણ પ્રભુએ એ લોકોને શ્રદ્ધા જ નથી આપી, એ અત્યંત ઉચિત કર્યું છે. ક્ષુદ્ર સાયન્સના બળથી રેલવે, સ્ટીમરો, તાર, મિલો વગેરે બનાવી વિષયોમાં વધારે ને વધારે આસક્ત થઈ ભૂતળ પરની મોજશોખની વસ્તુઓ થોડાઓએ જ વહેંચી લઈ ભૂતળ પરના મનુષ્યોના મોટા ભાગને ભૂખે મરતો કર્યો છે. આ પવિત્ર દેશના સાધુજનોને તો ભૌતિક સમૃદ્ધિ જવાથી કાંઈ વિશેષ નુકસાન નથી. પ્રભુજ્ઞાનમાં, પ્રભુભજનમાં જે વૈરાગ્ય જરૂરનો છે, તે એથી તેમને સહજસિદ્ધ થાય છે. પણ **એ વિષયોની લોલુપતાને લીધે દેશદેશમાં વેરઝેર વ્યાપી રહ્યાં છે, મોટા મોટા દેશો પચાવી પાડવામાં ચાતુર્ય ગણાય છે, અને પ્રભુની વાત કરનાર મનુષ્ય પાગલ ગણાય છે. ભૂતળ પર આ સર્વ અંધકાર પ્રસર્યો છે, અને હજુ વધારે પ્રસરે છે.**

**માધવબાગની આ પવિત્ર ભૂમિ પર, આ ભાગ્યશાળી આર્યોની સભામાં, આ એકઠા મળેલા આચાર્યોની સમક્ષ, સર્વના અંત:કરણમાં, તેમજ આ સામેના દેવાલયમાં વિરાજતા લક્ષ્મીનારાયણ દેવની સન્નિધિમાં હું કહું છું કે હે મારા આર્યભાઈઓ! હવે તમારો સમય આવ્યો છે. ભૂતળ પર પ્રથમ શાંતિ ફેલાવી પછી તેમાં ધર્મનાં, જ્ઞાનનાં અને ભક્તિનાં બીજ વાવવાં એ તમારે હાથ છે.** પશ્ચિમના દેશોનો મોહ છોડો. તેમાંથી તમને કાંઈ પણ પ્રાપ્ત થશે નહિ. જે વસ્તુ સત્ય છે, નિત્ય છે, શાશ્વત સુખકર છે, તે અહીં જ છે. **તમે ઉત્તરના મહાસાગરના પ્રદેશમાંથી અહીં આવી રહ્યા, અથવા યુફ્રેટીસ ટાઈગ્રીસના પ્રદેશમાંથી આવ્યા, અથવા ઈડનના બાગમાંથી આવ્યા, એ સર્વ તર્કજાળ છે. ઋષિ-**મુનિઓના ત્રિકાળજ્ઞાન આગળ તે શેખચલ્લીના તરંગ જેવા જૂઠા અને અસત્ છે. લાખો વર્ષ પરનો તમારો બ્રહ્માવર્તનો અત્યંત પવિત્ર પ્રદેશ હજુ અંગુલિથી દર્શાવાય તેમ છે. **લાખો વર્ષ પર સાંખ્યસિદ્ધાંતના વક્તા કપિલમુનિએ જે પ્રદેશને પાવન કર્યો હતો, તે વેદમયી સરસ્વતીનો પ્રદેશ, તે બિંદુસર, અને તેમની ભાગ્યશાળી માતા દેવહૂતિજી જ્યાં સિદ્ધિને પામ્યાં હતાં** તે **સિદ્ધપુર, એ સર્વે આજે પણ તમારા દેશમાંથી ભૂંસાઈ ગયાં નથી. પ્રયાગનું પવિત્રધામ** હજુ પણ તમને પાવન કરે છે. બ્રહ્મા, મહેશ અને વિષ્ણુની બ્રહ્મતાની પરીક્ષા કરનાર **ભૃગુઋષિનું ભૃગુપુર હજુ પણ પવિત્ર નર્મદાતટ પર વિરાજે છે. પરબ્રહ્મ આનંદમય કૃષ્ણની અત્યંત અલૌકિક લીલાની ભૂતળ પર ઝાંખી કરાવનાર વૃંદાવન, ગોકુળ, મથુરા, દ્વારકા, અદ્યાપિ ભૂતળને અલંકૃત કરે છે.** પવિત્ર રામચંદ્રજી અને સતી સીતામાતાનાં પવિત્ર સ્થાનો **નાશક, પંચવટી અને અયોધ્યા** આજે લાખો વર્ષ થયાં અદ્યાપિ તમારા પર કૃપાદૃષ્ટિ કરી રહ્યાં છે.

**પવિત્ર બદ્રિકાશ્રમમાં આજે પણ પરમકૃપાળુ નારાયણઋષિ તમારા કલ્યાણ માટે તીવ્ર તપ કરી રહ્યા છે.** ભાઈઓ, તમે પૂર્વે કેટલાંયે પુણ્ય કર્યાં હશે, કે જેથી અહીં આ પવિત્ર દેશમાં તમારો જન્મ થયો છે. મને આ મારા શ્વેત શરીર પર કેટલો તિરસ્કાર છૂટે છે, તે તમને કેમ ખબર પડે? મને કેટલીયે વાર પવિત્ર ગાર્ગીમાતાને પેટે જન્મ લેવાની અભિલાષા થઈ છે, પણ હું તો તમને એ કહેતો હતો કે **તમે આ પ્રાચીન પવિત્ર ધામોના અસ્તિત્વને સત્ય માનો છો કે શુષ્ક તર્કોને સત્ય માનો છો?** હે ભારતના ભાગ્યશાળી સંતાનો! સેંકડો અને હજારો વર્ષથી ભૂતળના દૂર દેશના ભાગ્યહીન લોકોની દૃષ્ટિ તમારી પવિત્ર કર્મભૂમિ તરફ, તમારી પવિત્ર રહેણીકરણી તરફ, તમારા કલાકૌશલ્ય તરફ, અને તમારી પવિત્ર લક્ષ્મીદેવી તરફ ખેંચાયલી રહી છે, અને હજુ પણ હજારો વર્ષ સુધી રહેશે જ. આ તામસ કલિયુગમાં પ્રભુભક્તિનો ભૂતળ પર પ્રચાર તમારા દેશ પરથી જ થશે. પ્રભુ તમને સદા ક્ષેમકુશલ રાખો, અને તમારા દ્વારા ભૂતળના અન્ય જનોનો ઉદ્ધાર કરો."

## ભાષણ પર ટીકા

ભાષણ થઈ રહ્યું, એટલે પ્રથમ વિદ્વાન આચાર્યો એક પછી એક ઊઠ્યા. હિંદુધર્મની સ્તુતિ કરવા માટે પ્રો. ફેરજજનાં વખાણ કર્યાં, પોતપોતાના કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત, દ્વૈત વગેરે સિદ્ધાંતો સમજાવ્યા, અને કલિયુગમાં ભક્તિ જ તારનાર છે, એમ સર્વે આચાર્યોએ ભાર મૂકીને કહ્યું. પછી બંગદેશના પ્રો. હિરણ્યગર્ભ ઊઠ્યા. તેમણે કહ્યું કે, " ભાષણકર્ત્તાના ઓરીએન્ટલ સ્કોલરો પરના આક્ષેપ ખરા છે, પણ બંગદેશના હાલના લેખકો એ માનસિક પરતંત્રતા, ગુલામગીરી બરોબર સમજી ગયા છે, અને કેટલાકોએ પોતાનો નવીન છતાં અત્યંત પ્રાચીન મત સ્પષ્ટ રીતે જાહેર કર્યો છે, અને મારી ખાતરી છે કે બહુ જ સ્વલ્પ સમયમાં એ સ્થિતિ ફેરવાઈ જશે."

પછી પ્રો. શેંડે ઊઠ્યા અને બોલ્યા કે, “ અમારા મહારાષ્ટ્રમાં પ્રો. હિરણ્યગર્ભ કહે છે તેવો ફેરફાર થતાં બહુ સમય લાગશે. હાલ તો અમે માનસિક પરતંત્રતાને સંપૂર્ણ કરવાને, અને પ્રાચીન ઋષિ-મુનિઓનો તુચ્છકાર કરવાને, પશ્ચિમની રીતિનું અનુકરણ કરવાને, તર્કવિતર્કના ઘોડા દોડાવવાને, ઉરાંગઉટાંગ ટોલ્લા મારવાને અને પશ્ચિમની પૂજા કરવાને એક પત્ર કાઢયું છે. અમારા નવીન મહાત્મા-ઓએ સિદ્ધ કર્યું છે—અને આખું આર્યાવર્ત હજારો વર્ષથી ગમે તેમ માને અને વર્તે તો પણ આ નવીન સિદ્ધાંતમાં તો રતિભાર ફેરફાર કરવાનો કોઇને શો હક છે ?—કે કૃષ્ણ, ગાય ચારનાર ભરવાડ કૃષ્ણ જેવો તો કોઇ થઈ જ નથી ગયો, એ તો ક્રાઇસ્ટના પછી એ ક્રાઇસ્ટની વાતો જ રૂપાંતર થઈ ભરવાડોની ભટકતી જાતોદ્વારા હિંદુસ્તાનમાં આવી છે, અને ક્રાઇસ્ટને જ આર્યાવર્તના ભોળા લોકોએ કૃષ્ણ ઠોકી બેસાડ્યો છે; વળી બ્રહ્મસૂત્રનો યોજનાર પણ વ્યાસ એકલો નહિ, પણ બે ત્રણ જુદાજુદા લેખકો હોવા જોઇએ, એવા પુરાવા પણ મળી આવ્યા છે. આ બધામાંથી કદાચ નિગૂઢ સાર એ નીકળે કે પશ્ચિમનું બધું સારું, ક્રાઇસ્ટ અને ખ્રિસ્તી ધર્મ જ ખરો, અને કૃષ્ણ અને કૃષ્ણભક્તિ તો એક મોટો ઢોંગ—ભ્રમ છે, પણ મારે કહેવું જોઇએ કે આ મહાલેખકોએ આવું કશું સ્પષ્ટ કહ્યું નથી. તેઓએ તો નિષ્પક્ષપાતપણે પોતાને સૂઝયું તે લખ્યું છે, માટે પ્રો. ફેરજજે ફરી વિચાર કરવો અને સાંખ્ય, યોગ, જ્ઞાન અને ભક્તિ, જેમાંનું કશું આપણે પ્રત્યક્ષ જાણતા નથી, તે માની, પ્રાચીન આર્યાવર્તના જંગલી, જંગલમાં જ રહેનારા, વલ્કલ પહેરનારા, ઇન્દ્રિયો અને તેના સુંદર વિષયો એટલે ‘સકળ સુધારા’ નો તુચ્છકાર કરનારા ગાંડા લોકોની મુક્તકંઠે સ્તુતિ કરી તેમનું અનુકરણ કરવાથી, કોઇને પણ યત્કિંચિત પણ લાભ નથી એમ ખૂબ સમજવું.”

પછી પંચાનન શાસ્ત્રી ઊઠ્યા. એઓએ કાશીમાં વીશ વર્ષ અભ્યાસ કર્યો હતો. વ્યાકરણ, ન્યાય, અલંકાર, ધર્મ અને મીમાંસા

વગેરે શાસ્ત્રો સારી રીતે ગુરુ પાસે ભણ્યા હતા. હાલના શાસ્ત્રીજીઓ, જેઓ નામમાત્રથી જ શાસ્ત્રીજીઓ હતા, જેઓએ વસ્તુતઃ એક પણ શાસ્ત્ર જોયું ન હતું, તેમના પર એમને અત્યંત તિરસ્કાર હતો, અને જ્યારે એવાઓને કોઈ વ્યક્તિ અથવા સંસ્થા તરફથી વાચસ્પતિ, રત્ન, રત્નાકર, વિશારદ, વગેરે ખોટા ઇલિકાબ મળતા, ત્યારે એમને બહુ જ હસવું આવતું, અને હમેશાં ટોળમાં તેમને વાચસ્પતિ, રત્ન, રત્નાકર વગેરેથી જ સંબોધન કરતા. એઓ બોલ્યા કે, “ જે વસ્તુની જે સમયે આવશ્યકતા હોય છે, તે વસ્તુ પ્રભુ પ્રકટ કરે છે, અને ગમે તેવી ઉત્તમ વસ્તુ હોય, પણ ઉપયોગ નષ્ટ થતાં તે ધીમે ધીમે નષ્ટ થાય છે. આ સ્વાભાવિક નિયમ છે, અને તેમાં મનુષ્ય ફેરફાર કરી શકતો નથી. જ્યારે શાસ્ત્ર પર શ્રદ્ધા હતી, ત્યારે શાસ્ત્રોનો અભ્યાસ થતો, શાસ્ત્રીઓનાં માન હતાં, કિંમત હતી. **આપણા લોકોએ શાસ્ત્રીઓની કિંમત ન કરી, ત્યારે તેઓ પશ્ચિમના ગુણગ્રાહી લોકોના ‘આશ્રિત’ થયા, અને તેઓના વિચારોને સમર્થન કરનારાં વાક્યો શાસ્ત્રોમાંથી શોધી ટાંકી આપ્યાં.** પરિણામ એ આવ્યું કે, આપણાં જ શાસ્ત્રોની સહાયથી આપણાં શાસ્ત્રો વિશ્વસનીય નથી એવો ભ્રમ થયો; હાલના સમયમાં કોઈક શાસ્ત્રમાં પારંગત થયેલા શાસ્ત્રીની શું કિંમત છે? પાટિયું મારી બેઠેલા મૂર્ખ ધુતારા જ્યોતિષીઓને તમે દ્રવ્યલોભથી હજારો રૂપિયા આપો છો, જ્યારે જ્યોતિષશાસ્ત્રમાં પારંગત થયેલાની કદર કરવાનું—શાસ્ત્રની કદર કરવાનું તમને સૂઝતું નથી. દ્રવ્યવાનની ખુશામત કરનાર એક પણ શાસ્ત્ર નહિ જાણનાર ‘શાસ્ત્રી’ને બેચાર હજાર રૂપિયા સહેજમાં મળે, એટલે ખુશામતની કદર તમે કરો છો, અને શાસ્ત્ર જાણનાર શાસ્ત્રીને તમે વેદિયો ઢોર કહી ઘાસ પણ નાખતા નથી. શાસ્ત્રોનાં અધ્યયન માટે એકાદ ઉત્તમ પાઠશાળા પણ ન મળે. લોકોની વૃત્તિ એટલી અધમ થઈ ગઈ છે કે, નાટકો અને સિનેમાનાં હાઉસો ઊભરાઈ જાય છે, એશઆરામમાં લાખોકરોડો રૂપિયાનો

મિથ્યા વ્યય થાય છે, પણ ધર્મ માટે, શાસ્ત્ર માટે, વિદ્યા માટે, કાંઈ પણ આપતાં ફેંફી દેતા હો, એવું ભાન તમને થાય છે. પરિણામ એ આવ્યું છે કે, શાસ્ત્રો અને શાસ્ત્રીઓ લગભગ નષ્ટ થઈ ગયા છે, અને રહ્યાસહ્યા નષ્ટ થતા જાય છે.''

પછી પ્રમુખ પોતાના વિચાર દર્શાવતા બોલ્યા કે, ''પંચાનન શાસ્ત્રીનું કથન ઘણે અંશે સત્ય છે; પણ તેથી માત્ર ખેદ કરી બેસી રહેવું યોગ્ય નથી. **પ્રભુ જે કરે છે, તે સર્વથા સર્વદા સારું જ કરે છે, એ સિદ્ધાંત જો એકવાર આપણે ગળે ઊતરી જાય તો પછી ખેદનો અવકાશ જ રહેતો નથી. ઘણે ભાગે વેદ નષ્ટ થયા છે, અન્ય શાસ્ત્રો નષ્ટ થતાં જાય છે, પણ ભક્તિશાસ્ત્ર નષ્ટ થયું નથી. કલિયુગમાં ભક્તિનો પ્રચાર વધારે થશે એમ ભવિષ્યવાણી છે, અને જે જીવો ભક્તિ કરશે તે પ્રભુ પાસે જશે જ.** જો સર્વ શાસ્ત્રોનું અંતિમ લક્ષ્ય પ્રભુસંબંધ છે એમ સ્વીકારીએ, તો **પ્રભુપ્રાપ્તિ શીઘ્ર કરાવનાર કલિયુગમાં** અન્ય શાસ્ત્રો નષ્ટ થાય તો પણ શું? શાસ્ત્રીઓ પોતાનું લક્ષ્યબિંદુ–પ્રભુસંબંધ–ખોઈ બેઠા છે, એટલે ઉદરનિમિત્તે આમતેમ ભટકે છે; એવાઓની કદર ક્યાંથી થાય? પંચાનનશાસ્ત્રીનું જ દૃષ્ટાંત લઈએ. એમની વિદ્વત્તાની પ્રભા મુંબઈમાં, તેમજ કાશીમાં થોડી છે? રાજારજવાડાઓ તેમજ ધનિકો એમને વર્ષાસનો આપતાં નથી? જરૂર પડતાં શાસ્ત્ર જાણનાર શાસ્ત્રીઓ કેટલા મળે છે? કોઈ કોઈ દક્ષિણી શાસ્ત્રીઓનાં નામ મળે છે, પણ તેઓને અવકાશ જ ક્યાં છે? માટે યોગ્ય શાસ્ત્રીઓની તો કદર થાય છે જ; પણ વિદ્યાર્થી થતાં પહેલાં જ 'શાસ્ત્રીજીઓ' બનનારને તો ધનિકોના આશ્રિત બની તેમની હજૂરી કર્યા વિના કેમ ચાલે? સર્વ શાસ્ત્રોના અધ્યયન માટે એકે મોટી પાઠશાળા કાઢવાનો ઠરાવ થોડા સમય પર મૂકવામાં આવ્યો હતો, પણ તે માનસિક ગુલામગીરીને લીધે ઊડી ગયો હતો. પણ તેથી નિરાશ થવાનું કારણ નથી. પ્રો. હિરણ્યગર્ભ કહે છે તેમ

બંગદેશમાં આ પરતંત્રતામાંથી મુક્ત થવાના પ્રયત્નો આરંભાયા છે, અને તે સમગ્ર આર્યાવર્તમાં પ્રસરશે જ. જે વિચારો બલિષ્ઠ છે, તેનો નાશ કોઈ કાળે નથી જ. મહારાષ્ટ્ર તરફ આ ભૂરકીમાંથી છૂટવાના પ્રયત્ન સ્પષ્ટ જણાતા નથી, પણ તેમની બુદ્ધિ અત્યંત તીવ્ર છે, તે ભૂલવાનું નથી. પ્રો. ફેરજીની સરળતા, દીનતા અને શ્રદ્ધા આપણને સર્વને ચકિત કરે છે. આવા ઉત્તમ જીવને પ્રભુ શું દાન ન કરે, અને શા માટે ન કરે? જ્યારે એમને સમજાવવામાં આવ્યું કે **देह** શબ્દનું મૂળ **दिह्** સંચય કરવો એ છે, જેમ પંચમહાભૂતનો આપણો દેહ છે, તેમ ભિન્ન ભિન્ન પ્રકારથી એકત્ર થયલા થોડાઘણા મહાભૂતોના થયેલા જુદાજુદા પ્રકારના 'દેહ' હોઈ શકે, **સરિતનો દેહ જલપ્રધાન હોઈ શકે, ગિરિરાજનો દેહ પૃથ્વીપ્રધાન હોઈ શકે**, તેમજ **કોઇક ઋષિઓના દેહ અગ્નિપ્રધાન, ભક્તોના દેહ વાયુપ્રધાન હોઈ શકે**, ત્યારે **એમના મનમાં તે નિઃશંક બેસી ગયું હતું**. ત્યાર પછી ગંગાવતરણનો પ્રસંગ વાંચતાં એમનાં ચક્ષુમાંથી આનંદાશ્રુ સ્રવ્યાં હતાં, અને એમણે એવા ઉદ્ગાર કાઢ્યા હતા કે આવું અદ્ભુત ચિત્ર મેં કોઈ પણ ધર્મના શાસ્ત્રોમાં જોયું કે વાંચ્યું નથી. **ગંગાનું પાવન કરવાપણું, ગિરિરાજનું ભક્તિપ્રાધાન્ય, સાઠ હજાર વાલખિલ્ય ઋષિઓનું સૂર્યદેવ આગળ સ્તુતિ કરતાં કરતાં ચાલવું, એ એમને અત્યંત સુંદર તથા ચિત્તાકર્ષક લાગ્યું હતું. પૃથ્વી, સૂર્ય, નક્ષત્રો, ઝાડો, પાણી, પર્વતોમાં એમને ચૈતન્યનો ભાસ થતાં પશ્ચિમના વિચારકોની જડ શબ જેવી સૃષ્ટિમાં એમને આત્માનાં દર્શન થયાં હતાં**, અને ત્યારથી જ હિંદુધર્મનો અભ્યાસ એમણે શરૂ કર્યો છે, અને બ્રહ્મ, જગત અને જીવનો વાસ્તવિક વિચાર ઉત્તરમીમાંસામાં વાંચી બહુ પ્રસન્ન થયા હતા, અને અભેદ છતાં ભક્તિ, શૃંગાર અને ભક્તિ વગેરે પરસ્પર વિરુદ્ધ ભાવોનું ઐક્ય, ઉપનિષત્પ્રોક્ત વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સર્વ કામાશનનું રહસ્ય, આત્મક્રીડઃ, આત્મ-

મિથુન વગેરે ઉપનિષદુક્ત શબ્દોનો વિચાર, ગીતગોવિંદનો વિચાર કરવામાં ઘણો સમય ગાળ્યો છે, અને હિંદુધર્મ સર્વોત્તમ છે, એમ એમની ખાતરી થઈ છે. અને તેથી જ એમણે આપણા ધર્મની આટલી સ્તુતિ કરી છે.

"માત્ર હિંદુ ધર્મની સ્તુતિ કરી પોતાનું વ્યાખ્યાન સમાપ્ત કરવામાં એમણે સારી બુદ્ધિ અને ચતુરાઈ વાપરી છે. હું માનું છું કે પરંપરાથી મ્લેચ્છ વંશમાં જન્મેલો અને પશ્ચિમના તામસ ભોગપ્રધાન દેશમાં ઊછરેલો મનુષ્ય ગમે તેટલો બુદ્ધિમાન હોય તો પણ તે આ કર્મપ્રધાન ભારત દેશના મોક્ષદાન કરવાને સમર્થ હિંદુ ધર્મને યથાર્થ સમજવાને એકદમ યોગ્ય થઇ શકતો નથી. આપણા ભાષણકર્તાના જેવા કેટલાક મનુષ્યો તેમની સરળતા અને દીનતા વગેરે દૈવી સંપત્તિને લીધે આપણા ધર્મ તરફ દોરાય છે, અને શ્રદ્ધા ઉત્પન્ન થતાં તેમનું કલ્યાણ એક બે જન્મના અલ્પ સમયમાં પ્રભુ કદાચ કરી પણ દે; પણ તેથી ધર્મજ્ઞ તરીકેનું અભિમાન જો લેશ માત્ર પણ આવે તો તેમની ઉન્નતિમાં જરૂર પ્રતિબંધ નડે છે. માત્ર સ્તુતિ કર્યાથી અધ્યયનનાં દ્વાર બંધ થતાં નથી, પણ ઊલટો ઉત્સાહ વધે છે. **કોઈ પણ વસ્તુ તરફ આકર્ષણ થવું એ તે વસ્તુને સમજવાનું પ્રથમ પદ છે,** અને ત્યાંથી ધીમે ધીમે આગળ વધવાથી જ તે યથાર્થ સમજાય છે. વળી કર્મ, જ્ઞાન, ઉપાસના, ભક્તિ વગેરે ભિન્ન ભિન્ન માર્ગોને લીધે, તેમજ વિષ્ણુ, શિવ, દેવી વગેરે ભિન્ન ભિન્ન દેવતાઓને લીધે, હિંદુધર્મની એટલી બધી શાખાઓ છે કે તે સર્વેનું વર્ણન એક ભાષણમાં થઈ શકે જ નહિ, એકના વર્ણનથી કોઈને સંતોષ થાય જ નહિ, અને ધર્મનાં મૂળ તત્ત્વોનું યથાર્થ વિવેચન તો ધર્મમાં પારંગત હોય તે જ કરી શકે. એવું વિવેચન બ્રહ્મસૂત્રો તથા ગીતામાં થયેલું છે, અને તે આપણા દેશમાં સામાન્યતઃ સર્વમાન્ય છે. જ્યારે જીવ ગીતામાં સારી રીતે વર્ણવેલી **બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કરે છે, અને न शोचति, न कांक्षति એ દશાને પ્રાપ્ત**

**થાય છે, ત્યારે समः सर्वेषु भूतेषु થઈ પ્રભુની પરાભક્તિને પ્રાપ્ત થાય છે, ભક્તિથી પ્રભુને સર્વ પ્રકારથી ઓળખે છે, અને સાયુજ્ય ફળ પ્રાપ્ત કરે છે.** જેને જ્ઞાનના ગૂંચવાડામાં ન પડવું હોય તેને માટે '**मन्मना भव, मद्भक्तो**' વગેરે સરળ ઉપદેશ શ્રીકૃષ્ણ કરે છે. ટૂંકમાં સમજવાનું એટલું જ છે કે **કીટભ્રમર ન્યાયથી કીડા પણ ભ્રમર થઈ જાય છે, તેમ જીવે બ્રહ્મમાં તન્મય થઈ બ્રહ્મ થઇ જવાનું છે. સ્નેહ, દ્વેષ, જ્ઞાન, ભક્તિ વગેરે સર્વમાંથી એક પણ તન્મય થતાં સુધી કરવું જોઇએ.** આ તન્મયતા પ્રાપ્ત કરવાને જ સંસારના સર્વ સંબંધ તોડવાની આવશ્યકતા, અને તેથી જ ત્યાગ કે વૈરાગ્ય એ હિંદુધર્મમાં પ્રથમ પગલું છે. પણ જે વસ્તુ ભાષણકર્તાએ ડહાપણ વાપરી કહી નથી, તેનું વિશેષ વિવેચન કરવાની મારી ઇચ્છા નથી. આથી વિશેષ ઊંડા ઊતરવાનું આવી જાહેર સભાઓમાં યોગ્ય નથી. જેઓને ધર્મ સમજવાની શુદ્ધ જિજ્ઞાસા છે, તેઓ તો પોતાને યોગ્ય ગુરુ શોધી જ લે છે, અને '**प्रणिपातेन, परिप्रश्नेन, सेवया**' તે ગુરુ પાસેથી પોતાના મનમાં ઉદ્‌ભવતી વિવિધ શંકાઓનું સમાધાન કરી લે છે. અલબત્ત, ગુરુ મેળવતાં શ્રમ પડે છે, તેઓ કાંઇ હાટે કે વાટે મળતા નથી, પણ જિજ્ઞાસુને યોગ્ય સમયે મળે તો છે જ, અને અવશ્ય આ ભારતવર્ષમાં સ્વલ્પ સમયમાં મળે છે. માટે જિજ્ઞાસુએ સંસારના સંબંધ તોડવાનો પ્રયત્ન કરવો. લૌકિક વિષયો, રાજદ્વારી વિષયો, સામાજિક વિષયો—એ સર્વ સંસારના સંબંધ વધારનારા છે, દૈહિક સંબંધી છે, માટે જિજ્ઞાસુએ તેમાં કાળ વ્યતીત ન કરવો, કેમકે એ વિષયો સર્વ દેશમાં, સર્વ કાળમાં સર્વદા પ્રભુએ ઘડેલી ઘટના પ્રમાણે ચાલ્યા જ કરવાના, અને માયાથી મોહિત જીવો તેમાં ફસાયા જ કરવાના—"

એક અવાજ—"નોન્સેન્સ (અક્કલ વગરની વાત)."

બીજો અવાજ—"તમે શું કહેવા માગો છો? બધાએ વૈરાગી થવું? લૌકિક, સામાજિક, અને રાજદ્વારી વિષયોમાં શા માટે ભાગ ન લેવો?"

"તમારે (પ્રશ્નકારે) એ સર્વે વિષયોમાં અવશ્ય ભાગ લેવો. હું **જિજ્ઞાસુની** વાત કરું છું, તમારી વાત કરતો નથી." પ્રમુખે કહ્યું.

બીજો અવાજ—"ત્યારે આવા જાહેર ભાષણમાં સર્વે સાંભળે એવી રીતે આવી ઊંધી વિનાશકારક વાત કેમ કહો છો? ધર્મની અતિશયતાએ ભરતખંડનું સત્યાનાશ વાળ્યું છે."

"'ધર્મ' વિષયના ભાષણમાં 'ધર્મ' જિજ્ઞાસુને ધર્મનો માર્ગ સૂચન કરવો એમાં શું અયોગ્ય છે?" પ્રમુખે પૂછ્યું.

બીજો અવાજ—"ધર્મનો માર્ગ ભલે સૂચવો, પણ સર્વમાં ભાગ લેવો તે જ ધર્મ છે, તમે કહો છો તે તો અધર્મ છે."

પ્રમુખ—"**તમારે** માટે તે અધર્મ છે, કેમકે તમે જિજ્ઞાસુ નથી; હું ફરીથી કહું છું કે હું **જિજ્ઞાસુની** વાત કરું છું. તેમાં જે મનુષ્ય જિજ્ઞાસા શું તે સમજતો નથી, તેણે વચ્ચે બોલવું અયોગ્ય છે. જેને ધર્મની જિજ્ઞાસા નથી, તે શું ધર્મ, અને શું અધર્મ, એ કેમ સમજી શકે? જે મુમુક્ષુ હશે તે જ પોતાના પૂર્વજોના—ઋષિમુનિઓના ગ્રંથો, મોક્ષના ખજાના ખોલશે. જે મુમુક્ષુ નથી, તેને મન એ સર્વ સત્યાનાશનાં બીજ છે!" એમ કહી પ્રમુખે આગળ ચલાવ્યું: "ધર્મની અતિશયતા એટલે દૈવી સંપત્તિની અતિશયતા; એ સત્યાનાશકર્તા છે એમ કહેનાર કોઈ દૈવી જીવ તો ન જ હોય. મુમુક્ષુને જે સહજ રીતે ધર્મ સ્ફુરે છે, તે સંસારીને અધર્મ તરીકે જ સ્ફુરવાનો. વળી ધર્મની અતિશયતાથી સત્યાનાશ તો વળવાનો જ, પણ તે પ્રશ્નકાર સમજે છે તેમ ભરતખંડનો નહિ, પણ **સંસારનો.** આજે પણ ધર્મની અતિશયતાથી જ ભરતખંડનો વિજય છે, અને તેનું સ્પષ્ટ દૃષ્ટાન્ત આજના ભાષણકર્તામાં મળી આવે છે. **દુનિયાના સર્વ ધર્મમાં જ્યારે એમને હિંદુ ધર્મ ઉત્તમોત્તમ લાગ્યો, ત્યારે આ પ્રશ્નકારને તેમજ આજકાલના ક્ષુદ્ર શિક્ષણથી મદાંધ થયેલા જનોને, અને પશ્ચિમની માનસિક ગુલામગીરીવાળાઓને તે**

**સત્યાનાશકર્તા લાગે છે. પણ આ એક વાત ભૂલવા જેવી નથી, કે ભરતખંડમાંના ઘણા મનુષ્યોને મોટી ઉમ્મરે ધર્મજિજ્ઞાસા થાય છે, પછી જુવાનીમાં તે ગમે તેવો ઉન્મત્ત હોય.** તેનું એક દૃષ્ટાન્ત નર્મદાશંકર કવિ છે. જુવાનીમાં સર્વ સુધારા એકદમ કરી નાખવાનું મન ઊછળતા લોહીવાળા યુવકોને થાય છે, અને જ્યારે કોઈ ઠરેલ મનુષ્ય અનુભવની વાત કરે ત્યારે તેના મનમાં ક્રોધ અથવા નિરાશા ઉત્પન્ન થાય છે. પણ આ પ્રશ્નકાર તેમ સર્વેએ સર્વદા યાદ રાખવાનું છે કે આપણા સર્વનો અધિકાર **कर्म** માં જ છે, ફળમાં નથી. સમાજસુધારા, રાજકીય સુધારા વગેરેમાં પણ કામક્રોધથી મુક્ત થઈ કર્મ કરવાનાં છે, બ્રાહ્મી સ્થિતિ તો ત્યાં પણ રાખવાની જ છે. ફળ તો દૈવાધીન છે. **कर्तुं अकर्तुं अन्यथाकर्तुं** સર્વ-સમર્થ પ્રભુ છે. **ભરતખંડને સ્વતંત્ર કરવું હશે તો પ્રભુને તેમાં લેશમાત્ર પણ શ્રમ પડવાનો નથી. કરોડો બ્રહ્માંડોને લીલામાત્રથી ઉત્પન્ન કરી, સ્થિતિ કરી, નાશ કરનારને એ પણ એક રમત છે.** મને લાગે છે કે પશ્ચિમના દેશોને ભરત-ખંડના વિશેષ સંબંધમાં લાવવાને, અને ભરતખંડના ઉત્તમ ધર્મ દ્વારા તેમને પણ મોક્ષનું દ્વાર બતાવવાને પ્રભુ પોતાની ઇચ્છા પ્રમાણે બાજી રચે છે, અને થોડા જ સમયમાં ભરતખંડ સ્વતંત્ર થઈ ધર્મ-ધ્વજ ફરકાવશે. પણ તે વખતે સામાજિક અને રાજકીય સુધારા ઇચ્છનાર આ પ્રશ્નકાર પણ માત્ર જિજ્ઞાસુ નહિ, મુમુક્ષુ નહિ, પણ જીવન્મુક્તદશામાં હશે એમ હું ઇચ્છું છું !"

## ભાષણની અસર

સભા બરખાસ્ત થઈ. સૌ ભાષણ પર તેમજ પ્રમુખના વિચારો પર ભિન્ન ભિન્ન મત દર્શાવતા પોતપોતાને ઘેર ગયા. વિચિત્રવીર્ય વિચારમાં ને વિચારમાં પોતાને ઘેર પહોંચ્યો, વાળુ કર્યું, અને નવ રૂપિયાની ઓરડીની બહાર ખુલ્લી અગાસી અથવા ચાલીમાં આરામ-

ખુરશી પર સૂતો સૂતો નીચે પ્રમાણે વિચારવમળમાં પડ્યો: "આ લોકોને તે કેવા સમજવા! ભરતખંડ સ્વતન્ત્ર તો જરૂર થવાનું છે! અને તે પણ થોડા જ સમયમાં! પણ આપણા પુરુષોત્તમભાઇનો તેમાં લેશમાત્ર પણ ભાગ નહિ! તમે બધા મહેનત કરો, સ્વાર્થત્યાગ કરો, હોમાઇ જાઓ, મરો, પણ એતો પ્રભુ ભજ્યા કરવાનો! તેમાં વળી એ જિજ્ઞાસુ અને મુમુક્ષુ અને અમે બધા સંસારી! અમે હલકા, નકામા, અને એ ઊંચો, જીવન્મુક્ત! એને મન દાદાભાઈ, ગોખલે, તિલક, ગાંધી, બધાએ સેકંડ કલાસ! ફર્સ્ટ કલાસમાં કોણ એમ પૂછીએ ત્યારે હસે, અને ઉત્તર ઉડાવે. 'તું કહેવાથી નહિ સમજે, તારી મેળે જ શોધી લે' એવો ઉડાવવાનો ઉત્તર. પણ ભાગ ન લેવા છતાં કોઈ પૂછવા જાય તો ઉત્તમ તેમજ સરળ ઉત્તર. 'મારે ભરતખંડ સાથે શું લેવા દેવા છે'—એમ બોલતાં પણ અચકાય નહિ. દેશભક્ત તો એ ન જ કહેવાય. ધારો કે એને ધાર્મિક કહીએ; પણ આખો દહાડો એ શું કર્યા કરતો હશે? જૂના-પુરાણા ગ્રંથો વાંચવામાં શું મઝા પડે? એવા નીરસ ગ્રંથો વાંચ-વાથી ફાયદો શો? સમાજસુધારાની વાત કરીએ ત્યાં પણ એ તો હસ્યા જ કરે. વિધવાવિવાહમાં પણ એનો ભાગ નહિ. 'પહેલાં કેમ બધે જતો હતો?' એમ પૂછીએ તો કહે કે હું ભૂલ કરતો હતો! 'તારો ઇશ્વિર એવો કેવો કે કશામાં ભાગ જ ન લેવા દે?' એમ પૂછીએ તો કહે કે મારા ઇશ્વિરનો સ્વભાવ જ એવો છે કે મને કશું કરવા દેતો જ નથી! એક ક્ષણ પણ વીલો મૂકે નહિ! એનો ઇશ્વિર જરૂર બાળક જેવો હશે કે જે માને છોડે જ નહિ! એના ધાર્મિક વિચારો તો ગાંડા જેવા લાગે છે, પણ એ તો ગાંડો ન કહેવાય! એ તો બારને ગાંડા કરે તેવો છે! જુઓની, પ્રો. ફેરજજ તો એને જ દેખે છે ને! **કાંઇક હશે ખરું...કાંઇક છે ખરું. સમાજ, દેશ, રાજ્ય, સ્વતન્ત્રતા, એ સર્વ કરતાં કાંઇક અત્યુત્તમ વિચારો અને વસ્તુઓ એના મનમાં ભરી છે, અને તેથી જ આ સર્વ એને તુચ્છ લાગે છે.** જ્યાં આ વિચારો જ તુચ્છ, ત્યાં

એ વિચારોના નેતાઓ દાદાભાઇથી માંડીને સર્વે તુચ્છ લાગે તેમાં શી નવાઈ? હું ધારું છું કે નરસિંહ મહેતાને અને મીરાંબાઇને આ બધાથી ઊંચા ગણે ખરો! ફર્સ્ટ કલાસ તો એઓ પણ નહિ જ! એ તો મર્યાદા-ભક્ત! પણ પ્રથમ તો મારે એ જોવાનું છે કે આ એનું માનવું ખરું છે? મીરાંબાઈ મોટી? દાદાભાઈ કરતાં? નરસિંહ મહેતો ઝાંઝર વગાડે ને કીર્તન કરે, તે દાદાભાઈ અને ગોખલે જેવું કામ કરી શકે? એટલું ભેજું જ ક્યાંથી લાવે?...પણ ગોખલે નરસિંહ મહેતાને શું સમજે? **જો બે એક એકને મળે તો ગોખલે નરસિંહને જરૂર પગે લાગે. ગોખલે નરસિંહ જેવા થવાની જરૂર ઇચ્છા કરે. ત્યારે એટલું તો નક્કી કે સંસારના કોઈ પણ વિષયમાં ભાગ લેવા કરતાં પ્રભુભજન કરવું એ જ ઉત્તમ...**અરેરે! પુરુષોત્તમ જેવા મિત્રનો, ગોવિંદભટ્ટ જેવા ગુરુનો, ગાર્ગી જેવી દેવીનો, અને કુસુમ જેવી ભક્તનો, આટલાં વર્ષના ગાઢા પરિચય છતાં હું એમને આજસુધી સમજ્યો જ નહિ! મારા મગજમાં કાળા અંધારાના જ કટકા ભરેલા છે, તે મને કાંઈ સૂઝયું જ નહિ! અરે પ્રભુ, તમે તે કેવા હશો કે કુસુમ જેવી બાળકને વશ કરો છો, ગાર્ગી જેવી દેવીને વશ કરો છો, પુરુષોત્તમ જેવા ઉદ્ધતને વશ કરો છો, અને ગોવિંદભટ્ટ જેવાને તમારા બનાવી દો છો? તો પ્રભુ, મારા પર પણ કૃપા કરો. હું પાપી છું તેમાં શું? ધીમે ધીમે તમારા સંબંધથી સર્વ પાપ જશે જ. મારે સંસારને શું કરવો છે? મારી સ્ત્રી—તે તો રોજ કહે છે કે હવાતિયાં છોડી દઈ પ્રભુભજન કરો. પૈસો, કીર્તિ, એ સૌ મને શું કામનાં છે? આ પેટ—એમાં તો જે નાખીએ તે ચાલે. એ પૈસામાંયે ભરાય ને એ રૂપિયામાંયે ભરાય. કીર્તિ—જ્યાં સર્વે જ મરવાના, ત્યાં કીર્તિ કેવી? જે અમર તે ખરો કીર્તિમાન તે તો પ્રભુ, અને પ્રભુભક્ત. પૈસો—લક્ષ્મી પણ પ્રભુ પાસે જ. અરેરે! આટલાં બધાં વર્ષ ઘરમાં આવેલી ગંગાનો પણ સદુપયોગ મને કરતાં ન આવડ્યો. પુરુષોત્તમ કહે છે તે ખરું છે, **પ્રભુ તો સર્વથા**

**સર્વદા સર્વનું કલ્યાણ જ કરે છે, પણ પ્રભુ પર વિશ્વાસ ન હોવાથી જીવ તે સ્વીકારતો નથી.** અરેરે! વેદ, ગીતા, ભાગવત સર્વે ગોવિંદભટ્ટની લાયબ્રેરીમાં છે, પણ ત્યાં મારી નજર જ ક્યારે ગઈ? મારી સ્ત્રી બિચારી ક બ ક બ કરી ગીતા અને ભાગવત વાંચે છે, પણ અભિમાનથી ભરેલો હું તેની પાસે નિરાંતે પાંચદશ મિનિટ બેસી તેને સમજાવતો પણ નથી. સદાસર્વદા કામમાં ને કામમાં. તે કામ એટલે પૈસાની કે સંસારના સંબંધીઓની ધાંધલ. સાર એમાં કશોયે નહિ...પણ ત્યારે હવે મારે શું કરવું?...હવે ધાંધલ છોડવું, અને ગોવિંદભટ્ટ પાસે બેસવું. **ત્યાં બેસી શકવામાં પણ સંસારના સંબંધ છોડવાની આવશ્યકતા છે એ હું આજે જ સમજ્યો.** જ્યારે ધાંધલરૂપી કચરો મનમાંથી ખસે, અને મનને વાળીઝાડી સાફ કરી શકાય, ત્યારે શાંત થઈ ગોવિંદભટ્ટ પાસે બેસાય. પછી એ કૃપાળુ ગુરુ જે સમજાવે તે મગજમાં ઊતરે. આજ સુધી તો એ અને પુરુષોત્તમ વાત કરતા હોય, અને તેમાં બંનેને ગમે તેટલો રસ પડે તોયે મને તો બધું નીરસ જ લાગતું. પણ મને લાગે છે કે હું દુષ્ટ હોવા છતાં પ્રભુ તો સર્વદા મારી સંભાળ લે છે જ. હું તેને ન સંભારું પણ તે તો મને સંભારે છે જ. નહિ તો આમ મારા ચિત્તમાં ફેરફાર શેનો થાય...હવે તો ભક્તોને પગલે ચાલવું, તેમની વાતો વાંચવી, અને તેમના જેવા થવા પ્રયત્ન કરવો, એ જ મારું કર્તવ્ય .. હાશ! આ વિચારમાત્રથી જ મારા માથા પરથી કેટલો બધો ભાર ઊતરી ગયો! ચાલ ત્યારે, પુરુષોત્તમને ત્યાં બંડી અને ટોપો પહેરી જાઉં ને એની ગમ્મત કરું!'

સભામાંથી ઘેર આવ્યા પછી નીતિસેનના મનમાં નીચે પ્રમાણે વિચારો ચાલતા હતા: " પુરુષોત્તમ તો પ્રથમથી જ કહે છે કે માત્ર નીતિ, સદ્દગુણ બસ નથી, પણ કાંઇ વિશેષ વસ્તુની જરૂર છે. એનો પ્રશ્ન એ હતો કે " કોઇક અપકૃત્યથી જીવતાં સુધી હમેશનું સુખ મળતું હોય, તો તે કૃત્ય કોઈ ન જાણે એમ શા માટે ન કરવું? (પૃ. ૧૩)

તે વખતે એ પ્રશ્ન મારા મસ્તકમાં ઊતરેલો જ નહિ. પણ હવે મને એનું કહેવું ખરું લાગે છે. જો અનીતિનું ફળ ન હોય તો તે શા માટે ન કરવી? 'શા માટે ન કરવી? કરવી જ.'' ના, ના ફળ માનવું જ પડશે. એ ફળ અનીતિનું ખરું, પણ અનીતિ કાંઈ ચેતન વસ્તુ નથી, એ તો જડ કર્મ છે, માટે કર્મ પ્રમાણે ફળ આપનાર કોઈ ઈશ્વર માનવો જ પડશે. **તે ઈશ્વરનો આ જગત સાથે શો સંબંધ છે, મનુષ્ય સાથે શો સંબંધ છે, તે જાણવું જ જોઇએ.** આ હજારો લૂલા, લંગડા, આંધળા, બહેરા ભિખારીઓ, જેને હું હમેશાં સર્વ સ્થળે નિરાધાર રખડતાં જોઉં છુ, જેનાં દુ:ખ હમેશને માટે દૂર કરવાને કાંઈ પણ ઉપાય યોજી શકતો નથી, તેમની આવી દુ:ખી સ્થિતિનું કારણ શોધ્યા વિના મનને સંતોષ ન જ થાય. પુરુષોત્તમને, અને ગોવિંદભટ્ટને હું કાંઈ પણ ઉત્તર આપી ન શકયો હતો, અને એમના સર્વ કર્તાકારવતા પ્રભુ પરના વિશ્વાસથી તે વખતે મને સંતોષ થયો ન હતો. **પણ મન વિચિત્ર વસ્તુ છે. અસકૃત, વારંવાર ઉપદેશ ન થાય ત્યાં સુધી એ ઠેકાણે આવતું જ નથી.** યુરોપિયનોની નવી નવી રીતો (થિયરીઝ) અને નવા નવા તરંગોથી કાંઇ વળે નહિ, માટે એ તો તદ્દન નકામી. કેન્ટ, હીગલ વગેરેના પવનવેગી તરંગોથી અંજાઈ જઈ પ્રોફેસરો અમથા જ ભડકાવતા. એમાં શાશ્વત કશુંયે નહિ. કોઇએ નવો તરંગ ઉઠાવ્યો, કે જૂનો ભૂસાઈ જાય, અને સાથે એ તરંગનો ઉઠાવનાર ભુલાઈ જાય. શું ડારવીનને એ લોકો માન આપતાં! આજે એની શી સ્થિતિ! માટે પ્રાચીન 'રેવેલેશન્સ' પર જવું જ જોઇએ. સર્વ ધર્મોમાં પ્રાચીન વેદ, માટે શુદ્ધ જ્ઞાન માટે વેદ જાણવા જ જોઇએ, અને વેદનો ટૂંક સાર સમજવાને બ્રહ્મસૂત્રોનો અભ્યાસ કરવો જ જોઇએ. ભરતખંડમાં પૂજ્ય શ્રીકૃષ્ણે કહેલી ગીતા—ઉપનિષદ્દોહન જાણવું જ જોઇએ. આજ સુધી એ વિષય પર મારું ચિત્ત નહિ લાગતું હતું તે ભૂલ હતી. એ ખોટી મગજમારી નથી જ. ખરી

વસ્તુ જ એ છે. મનુષ્યજન્મ પ્રાપ્ત કરીને જાનવરની માફક ખાવા–પીવા વગેરે વિષયોમાં જ સમય ગાળવો એ યોગ્ય ન જ કહેવાય. હવે મારા મસ્તકનું દ્વાર ખૂલ્યું લાગે છે. હવે મારે જરૂર નિયમસર ગોવિંદભટ્ટને શ્રમ આપીને પણ એ વસ્તુઓ શીખવી જોઇએ. પણ એઓ ક્યારે ના કહે છે? ઊલટું મારો દૃઢ નિશ્ચય જાણી બહુ પ્રસન્ન થશે. આહા! મારા પર કેટલી બધી ભગવત્કૃપા છે કે મારે માટે ગુરુ તો કેટલાં વર્ષ થયાં મારે ત્યાં જ મોકલ્યા છે. પણ હું જ મૂર્ખ કે એ ઉત્તમ ગુરુ પાસે જ્ઞાન આજ સુધી મેળવ્યું નહિ. મેં મૂર્ખાએ જ ભગવત્કૃપાની પણ અવગણના કરી. આજ સુધી હું એમ સમજતો હતો કે ગરીબોને ગુપ્તદાન આપવારૂપી મોટું સત્કર્મ હું કરું છું, એટલે મારે ઘટપટની મગજમારીની જરૂર નથી. પણ ના, ના, એ ભૂલ છે. એ દાન તો શરીર સંબંધી બાહ્ય છે. કદાચ એવા સત્કર્મનું ફળ આ બ્રહ્મવિદ્યા હોઈ શકે. જ્યાં સુધી આ સર્વ જગત, આ શરીરમાં રહેલો જીવ, અને પ્રભુનો સંબંધ ન સમજાય, જ્યાંસુધી સર્વજ્ઞાન ન થાય, ત્યાંસુધી બધુંયે નકામું. આપણે શા માટે અહીં આવ્યા છીએ, ક્યાં જવાના છીએ, કોની પાસે જવાના છીએ, જેની પાસે જવાના છીએ તે ઈશ્વરનું સ્વરૂપ વગેરે સર્વ સમજ ન પડે ત્યાં સુધી દુનિયાના ઘોંઘાટમાં આમતેમ દોડાદોડી કરી પૈસા, કીર્તિ, સંબંધીઓની પ્રીતિ વગેરે ક્ષણિક વસ્તુઓના ગાચકા ભરવા અને મનમાં ફુલાવું એ સર્વ મૂર્ખતા છે. પુરુષોત્તમ, તને આવા પ્રશ્ન નાનપણથી જ સ્ફુરતા, અને હું તને ગાંડો કહેતો; પણ હે જીવ! ગાંડો એ કે હું? ઉંમરે નાનો, પણ સમજમાં કેવડો મોટો! ઉંમરને શું કરે? પહાડોના પહાણા બહુયે મોટા હોય છે, ને હજારો વર્ષ ઊભા રહી તપ કરે છે, તેને શું ચઢાવે? ગોવિંદભટ્ટ પાસે જ એ સદા રહે એમાં શી નવાઈ? જેવાને તેવો સંગ જ રુચે. ગોવિંદભટ્ટ એના પર પ્રેમ કેમ ન રાખે? હે જીવ! સાંભળ. હવે પુરુષોત્તમની અદેખાઈ કરીશ નહિ. હું જ બધી મિલો સાચવું છું, અને સવારથી સાંજ

સુધી કામ કરું છું, એમ ગર્વ કરીશ નહિ. તારામાં અને પુરુષોત્તમમાં એક મજૂર અને પ્રોફેસર જેટલું જ નહિ, પણ તેના કરતાં પણ વધારે અંતર છે. **માત્ર એની સન્નિધિથી, એના શબ્દથી, એના સંબંધી માત્ર વિચાર કરવાથી મનુષ્યો પવિત્ર થાય છે.** એ મિલોમાં કલાક બે કલાક આવે ન આવે તેમાં અદેખાઈ શી? એનું ચિત્ત પ્રભુ પાસે છે. એને કામની શી પડી છે? ભલે એ ગોવિંદભટ્ટજીને ત્યાં વૃંદાવન બનાવે. સર્વદા કૃષ્ણમાં જેનું ચિત્ત હોય તે કૃષ્ણલીલાનાં યથાતથા દર્શન ન કરે તો શું કરે? તને એણે ક્યારે કહ્યું કે તું ગરીબોને પૈસા ન આપ? પૈસાના વિચારો જ ક્યાં છે એના મસ્તકમાં? પ્રભુનિમિત્તે દ્રવ્યનો વિનિયોગ ઉત્તમ કે ગરીબોને નિમિત્તે? ગરીબોનાં કર્મની મને શી ખબર? પ્રભુઇચ્છાની મને શી ખબર? પ્રભુની ઇચ્છા અન્યથા હોય તો દુ:ખી દુ:ખી રહે જ કેમ? ગરીબ ગરીબ રહે જ કેમ? **પ્રભુ મને નિમિત્ત બનાવી ગરીબોનાં દુ:ખ ઓછાં કરે, તેના કરતાં એને નિમિત્ત બનાવી એના સંબંધમાં આવનારાઓનો ભગવદ્ભાવ વધારે, ભગવત્પ્રાકટ્યમાં કોઈ ભગવદીયને સહાયભૂત થયા તે વધારે ઉત્તમ નહિ?** અને આ કુસુમ! **ઓ પ્રભુ, તમે મને એનું હૃદય કેમ ન આપ્યું?! કેટલી શ્રદ્ધા?! એને મન તો અહીં જ વ્રજ અને વૃંદાવન છે! એણે તો મને પણ પ્રભુનાં દર્શન કરાવ્યાં,** પણ આ જ દુષ્ટ જીવ પોતાની હઠ ક્યાં છોડે છે? **સાચું કે ખોટું, સાચું કે ખોટું, એમ સંશયમાં જ મારું બધું ગયું.** મને લાગે છે કે મારું મન એટલું પાપી છે કે પ્રભુ પાસે જવા સમર્થ નથી; ત્યાં એને કશું સૂઝતું નથી, માટે મારે તો પ્રાતઃકાળથી સાંજ સુધી કુસુમ અને ગાર્ગીદેવીના નામની માળા જપવી, કે એમના પવિત્ર આત્મા કૃપા કરી મને પ્રભુ પાસે લઈ જાય, અને જે અનુભવ એ બન્ને અલૌકિક જીવોની સંનિધિમાં મને થાય છે, તે ફરી ફરીને થાય. પ્રો. ફેરજજનું કેટલું મોટું

ભાગ્ય ! ક્યાં જર્મની અને ક્યાં ગોવિંદભટ્ટ ! આખી દુનિયા ભટકેલાને પણ એના પર શ્રદ્ધા ચોંટી. શા માટે ન ચોંટે ? **સર્વદા પ્રસન્નવદન, બ્રહ્મતેજ અને ભગવદ્દભાવ !** પ્રોફેસરની ભગવદ્દજ્ઞાન માટે કેટલી તીવ્ર ઇચ્છા ? આખી દુનિયા ભટક્યો અને અહીં આવ્યો ! એ પણ એક પ્રકારનો સંન્યાસ નહિ તો શું ? આ નાનાસરખા બહુબોલા પુરુષોત્તમને પણ કેવો કાંકરાઓમાંથી તારવી કાઢ્યો ? ! ભરતખંડને માટે પણ કેટલો બધો ભાવ ! બીજા યુરોપિયનો જે વસ્તુઓ ગપ્પાં માની ઉડાવી દે છે, તેમાં પણ એને તો સત્ય અને સૌંદર્યનાં જ દર્શન થાય છે ! એ પ્રતાપ પુરુષોત્તમ અને ગોવિંદ ભટ્ટજીનો. મિલો, પૈસા, કામ કાંઈ સાથે આવવાનું નથી; કામ ઓછું કરવાના રસ્તા ઘણા છે. જૂના અનુભવી નોકરોને પ્રસન્ન રાખી, તેમજ સારા નવા માણસોને જરૂર પડતાં કેળવી રાખી લેતાં ઘણું કામ ઓછું કરાય. મારા કામથી જ, અને સૂક્ષ્મ અવલોકનથી જ મિલો સારી ચાલે છે, એમ હે જીવ ! તારે ન માનવું. **પિતાજીનું પુણ્ય, પુરુષોત્તમનો પ્રતાપ અને પ્રભુની ઇચ્છા,** એ ત્રણે કારણો મારા કામ કરતાં અતિ ઉત્તમ છે એમ સમજ. કદાચ, અણચિંતવી મારી આંખો મીંચાઈ, તો શું મિલો કાંઈ બંધ પડવાની છે ? માટે 'હું કરું છું, હું કરું છું' એ તારી અજ્ઞાનતા છે, શકટનો ભાર શ્વાને તાણ્યા જેવું છે. વળી શરીર બાહ્ય વસ્તુ છે, ઇન્દ્રિયો પણ પ્રભુથી દૂર લઈ જનારી છે, માટે એ સર્વથી પર રહેલા પ્રભુને ઓળખવા એ જ હે જીવ ! તારા જન્મનું સાર્થક્ય. આ ફેરજજનો શ્રમ સર્વથા અનુકરણીય છે. માટે હવે તો દૃઢ નિશ્ચય કર કે આર્યાવર્તના સુંદર ધર્મને ગોવિંદભટ્ટજી પાસે સમજવો, પ્રભુનું અને ભગવજ્જનનું દાસપણું કરવું, અને પ્રભુના જ સ્મરણકીર્તનમાં સર્વ સમય ગાળવો."

પ્રો. ફેરજજ ભાષણ પછી ગોવિંદભટ્ટ, નીતિસેન તથા પુરુષોત્તમની સાથે જ મોટરમાં બેઠો, અને પોતાને બંગલે આવ્યો; દૂધ,

મેવો વગેરે કાંઇ લીધું, અને સભાના વિચાર એના મનમાં આવવા લાગ્યાઃ “ આ ધર્મપરાયણ દેશમાં પણ પશ્ચિમના સંબંધથી અતિ ક્ષુદ્ર અને મલિન વિચારો બહુ પ્રસર્યા જણાય છે. જેમ સુધારાની બાહ્ય ટાપટીપ ટ્રામ, ટ્રેન, ટેલીફોન, સ્ટીમર વગેરેએ સાદા જીવનને નસાડી મૂક્યું છે, તેમજ રાજ્યખટપટ, સંસારખટપટ, ધાર્મિક ક્ષુદ્ર—ઉપર ઉપરના ઝઘડા વગેરેથી લોકોનાં મન ગ્રસ્ત જણાય છે. પંચાનન શાસ્ત્રીનું કહેવું ખરું છે. **શાસ્ત્રીવર્ગ નષ્ટ થવાનો પ્રસંગ આવ્યો છે.** પુરુષોત્તમ કહેતો હતો કે ઉત્તમોત્તમ દક્ષિણી શાસ્ત્રીઓના છોકરા શાસ્ત્રાભ્યાસ ન કરતાં દ્રવ્ય અને મોભ્ભાને માટે વકીલ, ડાક્ટર થાય છે, અને તેમને ત્યાંની શાસ્ત્રોની પોથીઓ નકામી જગ્યા રોકવાથી અને ઉધેઇ ઉત્પન્ન કરવાથી ફેંકી દેવાય છે, અને કેટલાક ઉત્તમ શાસ્ત્રીઓના પુત્રો તો સંસ્કારહીન મડમડીઓને પરણી આર્યસંસ્કારથી નષ્ટ થાય છે. આમ થોડો સમય ચાલ્યું તો અહીંની પ્રાચીન વિદ્યા જરૂર નષ્ટ થવાની, અને સમગ્ર સૃષ્ટિને અત્યંત હાનિ થવાની. પુરુષોત્તમ માને છે કે કલિયુગમાં એમ તો થવાનું જ, પણ ભક્તિશાસ્ત્ર નષ્ટ નહિ થાય. જો એને એના શાસ્ત્રોની ભવિષ્યવાણી પર વિશ્વાસ છે, તો હું એ શાસ્ત્રોની ખૂબીઓ સમજ્યા વિના, તલસ્પર્શ કર્યા વિના તે વિશ્વાસને અસ્થાને કેમ કહી શકું ? મને પોતાને પણ લાગે છે કે આ વાતાવરણમાં, આ સમયમાં, શબ્દજ્ઞાન કદાપિ થાય, તો પણ શુદ્ધ જ્ઞાન—વિજ્ઞાન અશક્ય છે, પણ **દીન મન પ્રભુને સાષ્ટાંગ પ્રણામ કરી ભગવદ્‌ગુણગાન કરી શકે.** પણ અહીંનાં શાસ્ત્રોનું મંતવ્ય તો એ છે કે કલિયુગ પછી સત્યયુગ પાછો જરૂર આવવાનો, અને સર્વે વેદ, સર્વ જ્ઞાન, પાછાં સૃષ્ટિમાં આવવાનાં જ. એટલે કાંઈ પણ ઉત્તમ જ્ઞાન સદાને માટે નષ્ટ નહિ જ થાય ! જેની આવશ્યકતા, તેનો આવિર્ભાવ, જે નિરુપયોગી, તેનો તિરોભાવ ! હે પ્રભુ ! શું આપની અગાધ લીલા ! આ વૃક્ષોમાં, આ સમુદ્રના ઘૂઘૂ ગર્જના કરતા જળમાં, આ નીલ ગગનમાં, આ શીતલ વાયુમાં, આ

કૃષ્ણોદ્યાનમાં સર્વત્ર આપનું સામ્રાજ્ય અને સાન્નિધ્ય મને ભાસે છે. સાક્ષાત્ દર્શન તો ક્યાંથી થાય? મહાન પર્વતમાંનો એક અણુ આખા પર્વતનાં દર્શન કેમ કરી શકે? નહિ જ. તો (આકાશમાં-ના તારા તરફ જોઈ) આ અગણિત બ્રહ્માંડોના સમવાયી તેમજ નિમિત્ત કારણરૂપી કર્તાનાં દર્શન એક અત્યંત સૂક્ષ્મ અંશ જીવ, બાલાગ્ર શતભાગથી સૂક્ષ્મ અંશ જીવ, કેમ કરી શકે? જ્યારે ચેતન જીવમાં તિરોહિત આનંદાંશનો આવિર્ભાવ થાય, ત્યારે દરેક અણુમાં કોટિ બ્રહ્માંડનાં દર્શન થાય! વાહ! જીવ વિવિધ વસ્તુને વિવિધ નામ આપે છે, પણ કોઈ પણ વસ્તુના એક પણ અણુનું વિજ્ઞાન એને ક્યાં છે? સર્વ વસ્તુ બ્રહ્મ છે, તો દરેક અણુ બ્રહ્મ છે, અને દરેક અણુ બ્રહ્મની સર્વ શક્તિ ધરાવે છે. માટે જેમ વડના બીજમાં વડ છે તેમ દરેક અણુમાં સકળ બ્રહ્માંડો શા માટે ન હોય? સકળ વસ્તુનો આધાર બ્રહ્મ છે, તેમ એ આધારનું સર્વ આધેય (આધાર-ની અંદર રહેલી વસ્તુ. તપેલી આધાર, તપેલીમાંનું જળ આધેય) પણ બ્રહ્મ જ છે. માટે જ યશોદામાતાને પ્રભુના, બાળકૃષ્ણના, મુખ-માં સકળ બ્રહ્માંડોનાં દર્શન થયાં! વાહ! હે બાળકૃષ્ણ પ્રભુ! એવી કૃપા મારા પર કોઈ દિવસ નહિ થાય?! ના, ના, મૂર્ખ, તારો શો અધિકાર? અતિશય માગવાથી ઊલટું પરિણામ આવે. રાજાના અંતઃપુરમાં જવાની માગણી કરનાર ધૃષ્ટને વધસ્થંભ મળે, તો આ વિષયાક્રાંત દેહેન્દ્રિયવાળો મ્લેચ્છ કોટિ બ્રહ્માંડોના મહારાજા પાસે અયોગ્ય માગણી કેમ કરી શકે? ક્યાં યશોદામાતા! ક્યાં નંદ! ક્યાં વસુ અને ધરા! એમનાં કેટલાં તપ! તારા પર આટલી કૃપા જ બહુ છે. ક્યાં જર્મની, જાપાન, અમેરિકાના મલિન વાતાવરણમાં ભટકવાનું, અને ક્યાં આ દૈવી ભૂમિની શાંતિ! પશ્ચિમના જન્મથી જરા સુધી વિષયગ્રસ્ત મનુષ્યોના જેવો જ હું હોત તો મારો જન્મ અફળ ગયો હોત, એટલું જ નહિ, પણ વધારે પાપી થઈ પતિત થયો હોત. જન્મમરણની ઘટમાળમાંથી છૂટવાનો રસ્તો જ ન સૂઝ્યો

હોત. સત્સંગ અને પ્રભુસંબંધનું સ્મરણ થવું એ કૃપા જેવી તેવી નથી જ. પુરુષોત્તમનો એક શબ્દ—કીટભ્રમરન્યાય પણ કેવો બોધક છે! એક રીતે સકળ શાસ્ત્રનો સાર એમાં આવી ગયો. '**मुक्तिर्हि त्वान्यथारूपं स्वरूपेण व्यवस्थितिः**' મુક્તિ એટલે **અન્યથા** રૂપનો, **કીડાના** રૂપનો ત્યાગ, અને **સ્વરૂપથી**, **ભ્રમરરૂપથી** રહેવું. એનાથી આગળ એને બહુ કહેવાનું છે, પણ કહ્યું નહિ. ખરી વાત છે. કામ, ક્રોધ, ઐક્ય, કોઈ પણ પ્રકારે એ ન્યાય સિદ્ધ થાય; પણ તેમાં એનો આશય નથી જ, કંસ કે શિશુપાલરૂપે પ્રભુપ્રાપ્તિ કરાવવામાં એનો આશય નથી જ, પણ પ્રેમમાં છે. તેમાં પણ એના પ્રભુ એટલે **रसो वै सः**, અત્યંત અંતરંગ, **आनंदमय**. અવિદ્યાના અંધકારથી આચ્છાદિત દૃષ્ટિવાળા શાસ્ત્રવિચારકો પણ જે વસ્તુ સમજતા નથી, જે વસ્તુથી ધ્રૂજે છે, તે સામાન્ય સભાજનો એકદમ ક્યાંથી સમજે? સંગીતશાસ્ત્ર નહિ સમજનાર સંગીતકળાની ખૂબી શું સમજે? પુરુષોત્તમની બુદ્ધિને ધન્ય છે! સર્વે માન્ય કરે, એટલી વાત કહી. સાથે સાથે બહુ કહેવાનું છે, બહુ જાણવાનું છે, એમ પણ સૂચવ્યું. જેને વિશેષ જિજ્ઞાસા થાય તે આવીને વિશેષ પ્રશ્ન કરે. જેને જિજ્ઞાસા નથી, અથવા આટલા સામાન્ય જ્ઞાન પર શ્રદ્ધા નથી, તેને આગળ કહેવાનું પ્રયોજન નથી. વિલિયમ સ્ટેડ, 'રીવ્યુ ઓફ રીવ્યુઝ'ના તંત્રીએ 'મરણ પછીના સમાચાર' નામના પુસ્તકમાં પોતાના મૃત પુત્રની તથા મૃત મિત્રની સાથેની વાતોનું, ઘણાં વર્ષો સુધી ચાલેલી વાતોનું, વર્ણન આપ્યું છે, પણ યુરોપના લોકોને નથી શ્રદ્ધા કે નથી જિજ્ઞાસા. અહીં પણ સામાન્ય મનુષ્યો તો એવા જ. હવે મારો રસ્તો તો સરળ છે. સ્ત્રી, દેશ, કીર્તિ—અરે! અન્ય કશી વસ્તુની હવે મને અપેક્ષા રહી નથી. હવે તો પુરુષોત્તમ અને ગોવિંદભટ્ટના સત્સંગમાં જ રહી જેટલો લાભ પ્રાપ્ત થાય તેટલો કરવો. ચિત્ત એમને જ સોંપવું. મને એમના પર સંપૂર્ણ શ્રદ્ધા છે."

આ પ્રમાણે પ્રો. ફેરજજની મનની સ્થિતિમાં દિવસે દિવસે

બહુ ફેરફાર થતો ગયો. પહેલાં એક દિવસ એ પ્રાતઃકાળમાં ગોવિંદભટ્ટજીને ત્યાં પભુનાં દર્શન કરવાની ઇચ્છાથી ગયો હતો, અને જર્મનીથી તાર આવતાં એને પાછા જવું પડયું હતું. આજે એને એટલો પણ સંસાર સાથે સંબંધ રહ્યો ન હતો. વર્ષો સુધી ધર્મની શોધખોળમાં એટલે ઉત્તમ રીતે ગાળેલો સમય પણ એને નિરર્થક ગયેલો લાગ્યો. સર્વને ઉત્પન્ન કરનાર, સર્વનું પાલન કરનાર અને સર્વનો લય કરનાર પ્રભુ છે, અને તે પ્રભુની સેવા સદા સર્વદા મનુષ્યે કરવી જોઇએ એ વાત એને એટલી સ્પષ્ટ લાગી કે એમાં જાણે શંકાનો અવકાશ જ ન હોઈ શકે, અને જ્યારે એણે '**कृष्णसेवा सदा कार्या, चेतस्तत्प्रवणं सेवा, सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः, स्वस्यायमेव धर्मो हि, नान्यः क्वापि कदाचन; कर्तव्यं स्वयमेव करिष्यति, प्रभुः सर्वसमर्थो हि, ततो निश्चिन्ततां व्रजेत्, यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ततः किमपरं**' વગેરે શ્રીમહાપ્રભુજીનાં વાક્યો વાંચ્યાં ત્યારે તે એને સિદ્ધ સત્યો જેવાં લાગ્યાં, એટલાં સ્પષ્ટ કે તેને સાબિત કરવાની જરૂર જ નહિ. તે છતાં એણે જોયું કે હજારો, લાખો મનુષ્યોમાંથી કોઇએક જ સર્વદા પ્રભુની સેવા કરે છે, અને બીજા સર્વ મર્કટ જેવા મનના ભમાવેલા આમતેમ ક્ષુદ્ર વાસનાઓમાં ભટક્યા કરે છે. પોતાનું પચાશ વર્ષનું આયુષ્ય એળે ગયું, જે વાત સ્પષ્ટ હતી તે શોધવામાં ગયું એમ એને લાગ્યું. 'હું નાનપણથી જ આ કુટુંબમાં ઊછર્યો હોત, તો દેખાદેખીને, વિનાસમજ્યે પણ પ્રભુસેવા કરી હોત, અને મોટા થતાં જેમ સર્વ વસ્તુની સમજ પડે છે તેમ સમજીને સ્વાભાવિક રીતે સેવા કરી હોત' એમ એનું હૃદય બોલવા લાગ્યું. 'હવે જે સમય જાય છે, પ્રભુસંબંધ, બ્રહ્મસંબંધ, પ્રભુસેવા વિનાનો જાય છે તે વૃથા જાય છે, ભૂતળ પરના ઉત્તમોત્તમ આ સજ્જનોના નિકટ સમાગમમાં આવ્યા વિના મારું મૃત્યુ થયું તો બીજા જન્મમાં હું ક્યાં અને કઈ યોનિમાં પટકાઈશ એવી ભીતિ એને લાગવા માંડી.

તે એકલો એકલો પોતાના રૂમમાં પ્રભુને હાથ જોડતો, દંડવત્ પ્રણામ કરતો, પ્રાર્થના કરતો, પોતાના મ્લેચ્છ તામસ દેશને, તેવાં જ સંબંધીઓને, પોતાના શ્વેત શરીરને, પોતાના દુષ્ટ કર્મોને તુચ્છકારતો, આર્યાવર્ત દેશને, તેના પ્રાચીન ઋષિમુનિઓને, તેમની અત્યંત પવિત્ર વિદ્યાને; એ દેશના દીન પણ ધર્મશીલ મનુષ્યોને, એ બહુ ભાગ્યવાન ગણતો, અને વારંવાર નેત્રમાં અશ્રુસહિત પ્રભુને પ્રાર્થના તથા પ્રણામ કરતાં કેટલો સમય જતો તે એને ખબર પડતી નહિ. એનું મન બાલકવત્ થઈ ગયું હતું, હૃદયમાં પશ્ચાત્તાપ હતો, ચિત્ત અવલંબન વિનાનું વિકલ લાગતું હતું.

## બ્રહ્મસંબંધ

એક દિવસ પ્રાતઃકાળે એ સમુદ્રમાં સ્નાન કરી આર્યવેશ—ધોતી ઉપરાણો ધરી, તિલક કરી, નેત્રમાં અશ્રુસહિત પ્રભુને દંડવત્ પ્રણામ કરી ગોવિંદભટ્ટજી પાસે કૃષ્ણભુવનમાં આવ્યો, અને બહાર પાઠશાળામાં બેઠો. "તિહારો દરસ મોહિ ભાવે, શ્રીયમુનાજી" એ કીર્તન એના કાન પર પડ્યું. '**સામાન્ય જળ પણ સર્વને ઘણું ઉપકારક છે, અને શ્રીયમુનાજળ વિશેષ ઉપકારક છે. આતો આધિભૌતિક રૂપ; એમાં રહેલી શક્તિ, જે યમુનાષ્ટકમાં કહેલી અષ્ટ સિદ્ધિનું દાન કરે છે તે આધ્યાત્મિક રૂપ, અને દેવીરૂપ શ્રીયમુનાજી સાક્ષાત્ આધિદૈવિક સ્વરૂપ,**" એમ એનું મન વિચાર કરવા લાગ્યું. જેનું આધિભૌતિક રૂપ આટલું ઉપકારક છે, તેનું આધિદૈવિક સ્વરૂપ કેટલું કૃપાવંત અને ઉપકારક હશે' એવો વિચાર એને આવ્યો, અને શ્રીયમુનાજીના પ્રસન્ન વદનની છાયા એના શરીર પર પડતી હોય એમ એને લાગ્યું. ગોવિંદભટ્ટજી બહાર આવ્યા એટલે હાથ જોડી 'જય શ્રીકૃષ્ણ' કર્યા. ગોવિંદભટ્ટે જય શ્રીકૃષ્ણ કરી પૂછ્યું 'કેમ, ફેરજ—'

"મહારાજ, હવે એ નામ જવા દો. હવે કાંઈ બીજું નામ આપો." ફેરજજે કહ્યું.

"આપને શું નામ પસંદ છે ?" ગોવિંદભટ્ટે પૂછ્યું.

ફેરજજે કહ્યું: "મહારાજ, આપના પવિત્ર ભાગ્યશાળી દેશમાં લાખો મનુષ્યોનાં નામ કૃષ્ણ, બળદેવ, વૃંદાવન, મથુરા, દ્વારકા, રામ, લક્ષ્મણ, અયોધ્યા, વિટ્ઠલ, હનુમાન, લક્ષ્મી, રુક્મિણી, સીતા, ગંગા, યમુના વગેરે પવિત્ર સ્મરણ કરાવનારાં છે, મને કાંઈક એવું જ નામ કૃપા કરીને આપો."

**આપનું નામ 'બાલગોવિંદદાસ.'** ગોવિંદભટ્ટે કહ્યું.

ફેરજજ ચમક્યો. બોલ્યા વગર પણ મન મનની વાત જાણે છે, એ પ્રત્યક્ષ થયું. તે દીન વાણીથી બોલ્યો: "મહારાજ, આપે મારા પર અત્યંત કૃપા કરી, મને દ્વિજ કર્યો, તો એક વિશેષ કૃપાની યાચના કરું છું."

"શું છે ? બોલો." ગોવિંદભટ્ટ પ્રસન્ન વદને બોલ્યા.

"સિદ્ધાંતરહસ્યમાં શ્રીમહાપ્રભુજીએ કહેલો સાક્ષાત્ પ્રભુએ આજ્ઞા કરેલો બ્રહ્મસંબંધ મને કરાવો." બાલગોવિંદદાસે કહ્યું.

ગોવિંદભટ્ટ મૌન રહ્યા.

"મહારાજ, આપના જેવા ભક્તજનો ભૂતળ પર અવતરે છે તે લોકોના કલ્યાણને માટે જ. એ કલ્યાણ કરવામાં જો આપ યોગ્યતા જોવા બેસશો તો લાખમાંથી એક પણ નહિ જડે. જીવ દુષ્ટ છે, તો પછી પ્રભુના સંબંધને યોગ્ય થવાય એવું શું સાધન એ કરવાનો છે ? સૂરદાસજી જેવા ઉત્તમ ભક્તો પોતાને 'પતિતનમાં નામી' ગણતા, દયારામ જેવા કૃપાપાત્ર પોતાને અત્યંત અધમ માનતા, તો પછી મારા જેવાનો—મ્લેચ્છનો પાર ક્યારે લાગશે ? જો આપને એમ લાગતું હોય કે મ્લેચ્છ પર કૃપા કરવી એ શાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા જેવું થાય છે, તો મહારાજ, શ્રીમહાપ્રભુજીએ તથા શ્રીગુસાંઈજીએ કોઈ કોઈ ભાગ્યવાન મુસલમાનો પર પણ કૃપા નથી કરી ? પરમભક્ત નૃસિંહ મહેતાએ ઢેડ લોક પર કરેલી કૃપા તો

ગપ્રસિદ્ધ છે. આપના પ્રભુએ તો દૈત્યના બાળક પ્રહ્લાદ પર કૃપા
રી તેને ઉત્તમોત્તમ બનાવી અમર કર્યો છે. પૂર્ણગુણ પ્રભુ આગળ
ધમની અધમતા જતી રહે છે. મ્લેચ્છનું મ્લેચ્છપણું મટી જાય છે.
ાટે શાસ્ત્રનો બાધ મને તો કાંઈ ભાસતો નથી.” બાલગોવિંદ-
ાસ બોલ્યા.

“રૂઢિનું બળ શાસ્ત્ર કરતાં ઓછું નથી.” ગોવિંદભટ્ટે કહ્યું.

“રૂઢિ સંસારીને માટે છે. મારે હવે સંસાર જોઈતો નથી.
ાકો મને ગમે તે કહે, મારે વિષે ગમે તે ધારે, તેની મને દરકાર
થી. કેટલાયે જન્મો સુધી આ દુષ્ટ જીવ પ્રભુને ભૂલી, પ્રભુની
ેવા, પ્રભુનો સંબંધ છોડી, મિથ્યા મારુંતારું કરતો, મિથ્યા વસ્તુ-
ેાના મોહથી ભમતો ભમતો, ભરદરિયે તોફાનમાં અફળાતા વહાણ-
ી માફક અથડાયા કરે છે. આપની કૃપાથી પ્રભુના ચરણારવિંદ
ાસે પહેોંચવાનો સમય આવ્યો લાગે છે, તે વખતે જો આપ કૃપા-
ષ્ટિ કરી હસ્ત ગ્રહી રક્ષણ નહિ આપો તો આ જીવની શી ગતિ
શે ?...શું શ્રીમહાપ્રભુજીએ કહ્યું નથી કે દેહધર્મ કરતાં આત્મધર્મ
ને ભગવદ્ધર્મ વધારે પ્રબળ છે ?” બાલગોવિંદદાસે પૂછ્યું.

“આપની યોગ્યતા વિશે મને કાંઈ પણ શક નથી. ઘણા
બ્રહ્મસંબંધ લીધેલા બ્રાહ્મણ તથા વૈશ્યો કરતાં આપ અતિ ઉત્તમ
છો. જ્યારથી આ માર્ગ પર આપની રુચિ થઈ ત્યારથી જ ભગવ-
ત્કૃપા આપના પર થઈ છે એમ હું અંતઃકરણથી માનું છું. આપના-
માં અહંકાર લેશમાત્ર પણ નથી. સંસારની મમતાનો પણ આપે
ત્યાગ કર્યો છે. પુષ્ટિમાર્ગના ગ્રંથો આપે વાંચ્યા છે, એટલું જ નહિ,
પણ તેમાં ઊંડા ઊતરવાનો પ્રયાસ કર્યો છે, અને આચારવિચારની
ઐક્યતા પણ ઘણે અંશે સાધી છે. પ્રભુપ્રેમના અંકુર પણ આપના
હૃદયમાં સ્પષ્ટ જણાય છે. પણ:—” ગોવિંદભટ્ટે કહ્યું.

“પણ—”

"મને મારી પોતાની ઊણપનું ભાન થાય છે. હું પણ આપના જેવો એક ક્ષુદ્ર જીવ છું. આપને બ્રહ્મસંબંધ કરાવવાની યોગ્યતા મારામાં નથી. જેને શ્રીમદ્ભાગવત પર શ્રદ્ધા છે તેને ગુરુની આવશ્યકતા નથી. શ્રીભાગવતાર્થ, શ્રીસુબોધિની, શ્રીભાષ્યપ્રકાશ વગેરેનો સંબંધ જે આપને થયો છે, તે આપને પ્રભુ પાસે લઈ જવાને સમર્થ છે. જો આપની ઇચ્છા હોય તો--"

"તો શું ?"

"તો આપને શ્રીમદાચાર્યવંશ્ય પાસે–સુજ્ઞ મહારાજશ્રી પાસે લઇ જાઉં."

"મેં તો આપને જ ગુરુ માન્યા છે, મને આપના સમાગમથી જ અત્યંત લાભ થયો છે. આપના વિચાર હું સમજી શકતો નથી, પણ તે યોગ્ય જ હશે, એમ મારી ખાતરી છે." બાલગોવિંદદાસે કહ્યું.

"પુષ્ટિમાર્ગમાં સર્વસમર્થ ગુરુ સાક્ષાત્ શ્રીમહાપ્રભુજી છે. તેમના વંશ્યો ગુરુદ્વાર છે. કેમ કે તેમના નિકટના સંબંધી છે. તેમની આજ્ઞાથી જ મારા જેવા વૈષ્ણવો અન્યને નામ આપવામાં સહાયભૂત થાય છે. તેમના દ્વારા આપને શ્રીમહાપ્રભુજીનો અને પ્રભુનો સંબંધ થાય એવી મારી ઇચ્છા છે." ગોવિંદભટ્ટે કહ્યું.

(નમન કરીને) "આપના ઉપકારનો બદલો મારાથી કોઈ રીતે વળે તેમ નથી." બાલગોવિંદદાસે કહ્યું.

"આજે તમે ઉપવાસ કરજો, અને ભાગવતાર્થમાંથી દરેક સ્કંધની શરૂઆતની સંબંધસૂચક કારિકાઓ વિચારી જજો. જન્મપ્રકરણના શ્રીસુબોધિની વાંચજો, અને વેણુગીતમાંથી રસનિષ્પત્તિપ્રકાર વાંચી જજો. કાલે પ્રાતઃકાળે મારી પાસે આવજો. હું તમને મહારાજશ્રી પાસે લઈ જઇશ." ગોવિંદભટ્ટે કહ્યું.

આજે આપણા પ્રો. ફેરજજ અથવા હવે બાલગોવિંદદાસનું મન આનંદથી ઊભરાતુ હતું. કેટલોક સમય થયાં—જ્યારથી પુષ્ટિમાર્ગ

ઉત્તમોત્તમ છે એમ એનો નિશ્ચય થયો ત્યારથી એને પોતાનું નામ ફેરવવાની ઇચ્છા થઈ હતી. તે કહેતો કે, 'હું ફેરજ્જ એટલે યથાર્થ ન્યાય આપનાર' શેનો કહેવાઉં? મારું શું ગજું? મારું જ્ઞાન કેટલું? એક પણ મનુષ્ય કે અન્ય કોઇ પણ પ્રાણીના જીવનચરિત્રનું મને કેટલું જ્ઞાન છે? હું જાતે જ કેટલો દુષ્ટ છું? તો પછી દોષિત મનવાળો અજ્ઞ યથાર્થ ન્યાય શું આપે? યથાર્થ ન્યાય આપનાર તો પ્રભુ જ હોઇ શકે, અથવા તો તેમના નિર્મેલા ધર્મરાજા અથવા યમરાજા જેવા અધિકારીઓ. હું તો દાસપણાને જ યોગ્ય છું. પ્રભુના દાસ થવાની યોગ્યતા મારામાં નથી, પણ કોઈ કૃપાળુ ભગવજ્જન મને સેવાનો લાભ આપે તો હું કૃતાર્થ થાઉં. આવા વિચાર એના મનમાં ઘણીવાર આવતા હતા. વળી બાલપ્રભુએ યશોદામાતાને સ્વમુખારવિંદમાં બ્રહ્માંડનાં દર્શન કરાવેલાં તે, તથા પૂર્ણ પુરુષોત્તમ હોવા છતાં કૃપા કરી. તે જ પૂર્ણ પુરુષોત્તમરૂપે જ દામણાથી બંધાઇ દામોદર થયા હતા. એ લીલાઓનું વર્ણન શ્રીસુબોધિનીમાં વાંચી, મનન કરી પોતે આશ્ચર્યચકિત થયા હતો. એ આશ્ચર્ય એના મનમાંથી ખસતું જ ન હતું, તેથી જ્યારે ગોવિંદભટ્ટજીએ પ્રભુનું તથા પોતાનું નામ જોડી તે નામ એને આપી દાસ તરીકે સ્વીકાર્યો ત્યારે એનું મન આનંદથી આહ્‌લાદિત થાય તેમાં શી નવાઈ? પણ એને તો એથી પણ વિશેષ મળવાનો સંભવ—લગભગ નિશ્ચય થયો હતો. એના ગુરુએ કૃપા કરી મહારાજશ્રી પાસેથી બ્રહ્મસંબંધ અપાવવાની આશા આપી હતી. પોતાના સંસારનો—જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ દુ:ખ-રૂપી દોષોનો અંત પાસે આવતો જોઇ, દેહભાવની સાર્થકતા થતી જોઇ એનું મન હાથમાં રહેતું ન હતું. જેમ મૃત શરીરને છેલ્લો સંસ્કાર—અગ્નિદાહ કરતાં પહેલાં તેના સંબંધીઓ તેના પર છેલ્લો કટાક્ષ નાખે, તેમ તે પોતાના વતન તરફ છેલ્લો માનસિક કટાક્ષ નાખતાં બોલ્યો: 'અરે, જર્મની! શુદ્ધ ધર્મના અભાવે તને કેવી અધમ સ્થિતિમાં આણી મૂક્યું છે? તારી રાજસ તામસ આસુરી

બુદ્ધિએ તારું સત્યાનાશ વાળ્યું છે. તારા કેટલાક પુત્રોએ ભારત-વર્ષના ધર્મોનો અભ્યાસ કર્યો, પણ દીનતાથી ગુરુ પાસે શિષ્ય થઈ ન શીખતાં, અહંભાવ રાખ્યો, તેનું પરિણામ ઊંધું જ આવ્યું. અરે ફ્રાન્સ! તારા નાસ્તિક ઉપલકિયા લોક આ ભારતવર્ષના લોકો કરતાં ઉત્તમ છે એમ સમજીશ નહિ. અરે ઈંગ્લાંડ! આ પવિત્ર ભૂમિના વિશેષ સંબંધને લીધે તને પ્રભુએ આસુરી મટી દૈવી થવાની બહુ સારી તક આપી; પણ તેં તારી મૂર્ખતા અને અહંકારમાં એ તક ગુમાવી, અને ઊંધી જ બાજી માંડી. તારી દૃષ્ટિ તો એ પવિત્ર દેશની ભૌતિક લક્ષ્મી ખેંચવા તરફ જ છે. આ પવિત્ર દેશના ઉત્તમ દૈવી જીવોની ઉત્તમતા સ્વીકારવાને બદલે તને, તારી તુચ્છ આકાંક્ષાને, તો તારા રાક્ષસી કારખાનાઓનો માલ વેચાતો લેનાર મોટો જનસમૂહ માત્ર ગ્રાહક, પરતંત્ર ગ્રાહક જોઈએ છીએ, તારું તો સદા ઉદર તરફ જ લક્ષ છે, અને તારું મસ્તક ઉદરનિર્વાહનાં સાધનો યોજે તેમાં જ તને આનંદ છે. વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમનું રહસ્ય તું ક્યાંથી સમજે? આ ભાગ્યવાન ભારતવર્ષની બ્રહ્મવિદ્યા, ઉપનિષદ્, બ્રહ્મસૂત્રો, ગીતા અને શ્રીમદ્ભાગવતમાં અમૃતના ઓઘ ભર્યા છે, તેનું પાન કરવાની યોગ્યતા રાજસ તામસ પ્રકૃતિવાળી પ્રજાને ક્યાંથી હોય? ઉત્તમ, દૈવી, ભારતના ભાગ્યવાન સંતાનોના ચરણ આગળ શિષ્ય તરીકે બેસી તારાં સદૈવ વિષયગ્રસ્ત સંતાનોને ભગવદ્ભાવવાળાં કરવાની, અને આખા યુરોપને ધાર્મિક બનાવી ભગવદ્ભજનનો રસાસ્વાદ ચખાડવાની ઉત્તમ તક તને પ્રભુએ આપી, પણ 'ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે તદપિ અર્થ નવ સરે' એ તેં દુનિયાને સિદ્ધ કરી બતાવ્યું. અરેરે! આ ગોવિંદભટ્ટજી, પુરુષોત્તમ, ગાર્ગી, કુસુમ, જે રસમાં નિમગ્ન થઇ રહ્યાં છે, તેનું ભાન હે યુરોપવાસીઓ! હે અમેરિકનો! તમને કોઇ દિવસ પણ થશે ખરું? હે શ્રીમદ્વલ્લ-ભાચાર્ય, આપનું વિજ્ઞાન અદ્ભુત છે, આપ વૈશ્વાનર વાક્પતિ છો, અગ્નિ છો, એમ સ્વમુખથી કહો છો તેમાં મને લેશ પણ સંશય

નથી. પ્રભુએ પોતે વારંવાર ભિન્ન ભિન્નરૂપે પ્રકટ થઇ આ ભારત-ભૂમિ પર અત્યંત કૃપા કરી છે, અને જ્યારે આ કલિકાળમાં અહીંનો અદ્ભુત વેદધર્મ નષ્ટ થયો છે ત્યારે **ઉત્તમોત્તમ નિર્ગુણ ભક્તિરસ-નું પાન દૈવી જીવોને કરાવવાને જ પ્રભુએ આપને મોકલ્યા.** આપે પધારી વેદ કલ્પવૃક્ષના ફળરૂપ શ્રીમદ્‌ભાગવતના દરેક શબ્દમાંથી મોક્ષસુખને પણ તુચ્છ કરે એવો ઉત્તમ રસ નીચોવી કાઢ્યો, **रसो वै सः** નું પ્રાકટ્ય ભૂતળ પર કર્યું. હે પશ્ચિમના ભાગ્યહીન લોકો, જો એ રસનું કિંચિત્ ભાન તમને થાય તો તમે પણ મારી માફક ગાંડા થયા વિના ન જ રહો. પણ તમારું એ ભાગ્ય ક્યાંથી? **मनुष्याणां सहस्रेषु कश्चित् यतति सिद्धये । यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥** એ વસ્તુસ્થિતિ સ્વમુખથી પ્રભુએ જ કહી છે. દ્રવ્ય અથવા ભૌતિક કોઈ પણ વસ્તુ જે આનંદ આપી શકે તેના કરતાં બ્રાહ્મી સ્થિતિનો બ્રહ્માનંદ ઉત્તમ છે; વસ્તુતઃ દ્રવ્ય અથવા ભૌતિક કોઇ પણ વસ્તુમાં આનંદ જ નથી. જે છે તે માત્ર આનંદાભાસ છે. અને બ્રહ્માનંદ કરતાં બ્રહ્મભૂત પ્રસન્નાત્મા જે પ્રભુભક્તિ અથવા ભજનાનંદ પ્રાપ્ત કરે છે તે વિશેષ ઉત્તમ છે. આ આનંદનું સ્વપ્નું પણ પશ્ચિમના લોકોને કોઈ દિવસ આવશે ખરું? **જે રસ અયોધ્યાવાસીઓને મળ્યો, જે રસનું પાન ગોકુળ-વાસીઓએ કર્યું, જે રસમાં વૃન્દાવનવાસીઓ છકેલા રહેતા, જે રસનું પાન અદ્યાપિ ભાગ્યવાન ભગવદીયો કરી રહ્યા છે, અને જે હું જાતે જોઈ રહ્યો છું, તેનો સહસ્રાંશ પણ તમારા ભાગ્યમાં દેખાતો નથી.** પણ હું ભૂલું છું. આ પવિત્ર ભારતદેશ અને અન્ય દેશોમાં તારતમ્ય જ એ છે કે આ કર્મભૂમિ છે, ત્યારે બીજી ભોગભૂમિ છે. આ કરાલ કળિકાળમાં અહીં ભજનાનંદ ભાગ્યવાનોને પ્રાપ્ત થઈ શકે છે, ત્યારે અન્ય દેશોમાં વિષયાનંદ જ છે. શ્રીમદ્‌ભાગવતનું વચન યથાર્થ છે.

પોતે એવા ભાગ્યહીન દેશનો છતાં પોતાના પર પ્રભુએ ખાસ

કૃપા કરી હતી, તેથી પ્રભુનો ઉપકાર માની બાલગોવિંદદાસરૂપે મોક્ષાનંદનો અનુભવ કરતો હતો, અને પ્રભુના દાસ્યમાં કેવા કેવા આનંદ મળશે તેના તરંગો એના મનમાં ઉઠતા હતા.

ગોવિંદભટ્ટજીને ત્યાંથી બહાર નીકળી તે સમુદ્ર તરફ જોતો હતો. તે સમુદ્ર જોતો ન હતો. તેના ચક્ષુની ગતિ બહાર નહિ, પણ આંતર હતી. છેક તલ અતલથી બ્રહ્મલોક પર્યન્તના ચૌદ લોકનું વર્ણન પોતે વાંચેલું તે એના માનસિક ચક્ષુ આગળ નકશાની માફક આવીને ઉભું હતું, અને **श्रोत्रिय अकामहत** ને ઉત્તરોત્તર કેવા **आनंद** થતા હશે, તેનો કાંઈક આભાસ એના મસ્તકમાં પડતો હતો. દેવયાન માર્ગે જનાર ભગવદીયને આતિવાહિક ભગવદ્દૂત કેમ દોરી જતા હશે? તેના માર્ગનો એ વિચાર કરતો હતો. સૂર્ય, સ્વર્ગગંગા, સપ્તર્ષિઓ, અને ધ્રુવ બ્રહ્મપદ એના મસ્તકમાં રમી રહ્યાં હતાં. આમ ભગવદ્માહાત્મ્યના દર્શનમાં તે ડૂબ્યો હતો, એટલામાં આનંદના આવેશમાં આવી જઈ બોલી ઉઠ્યોઃ 'આહા! પ્રભુએ કૃપા કરી પોતાની સ્વરૂપલીલાનું વર્ણન વ્યાસરૂપે શ્રીમદ્ભાગવતમાં કર્યું, અને કલિકાળના મંદસુમંદ લોકો તે પણ ન સમજ્યા ત્યારે વિશેષ કૃપા કરી સ્વઆસ્યવૈશ્વાનર વાક્પતિને તેનો ગૂઢ અર્થ પ્રકટ કરવા મોકલ્યા; તેમના જ વંશના—જે વંશ પ્રભુએ આત્મસાત્ કર્યો છે તેના એક બાળકદ્વારા કાલે મને—આ દુષ્ટ મ્લેચ્છને **ब्रह्मसंबंध** થશે, પ્રભુસંબંધ થશે, અને પ્રભુને 'હું અને મારું' સર્વ નિવેદન કરી કૃતાર્થ થઈશ! પ્રભુનો, સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમનો દાસ થઈ સર્વદા પ્રભુની નિકટ જ રહીશ! હે ભક્તજનો! હે સૂરદાસજી, પરમાનંદદાસજી, પદ્મનાભદાસજી, દામોદરદાસજી, મારા પર કૃપા કરજો. આપના ચરણની રજમાં મને સર્વદા રાખજો.' જાણે સ્વપ્નમાંથી ઉઠ્યો હોય તેમ તે ધીમે ધીમે પોતાને બંગલે ગયો, અને ગોવિંદભટ્ટજીએ કહેલા ગ્રન્થો વિચારવાને પોતાના લાયબ્રેરીરૂમમાં ગયો. એ રૂમની ચારે દીવાલો પર થોડા સમયમાં

પુષ્ટિમાર્ગીય ભગવત્સ્વરૂપોનાં, તથા શ્રીમહાપ્રભુજી, શ્રી ગુસાંઈજી તથા સર્વે ગોસ્વામી બાલકોનાં તથા ગોકુળ, વૃંદાવન વગેરે ભગવલ્લીલાનાં દશ્યોનાં, જે ચિત્રો એને પ્રાપ્ત થયાં તે સુંદર ફ્રેમોમાં જડાવી ટાંગી દીધાં હતાં. ટેબલ પર શ્રીસુબોધિની, તત્ત્વદીપ, ભાષ્ય પ્રકાશ, વિદ્વન્મંડન વગેરે સંપ્રદાયના છપાયેલા ગ્રંથો ગોઠવેલા હતા, અને ફરતી બુકકેસ પર ગોવિંદભટ્ટજી પાસે વાંચવા આણેલી રેશમી બંધોથી બાંધેલી પોથીઓ હતી. ટેબલખુરશીનો ત્યાગ કરવાનો વિચર થયો હતો, પણ ઘણાં વર્ષોની ટેવ છૂટતી ન હતી, અને અડવું લાગતું હતું. વાચન અને મનનમાં હરકત થાય તે એને રુચતું ન હતું તેથી તેમનો ત્યાગ કર્યો ન હતો.

ગ્રંથો વિચારી સૂતો, પ્રાતઃકાલમાં ગોવિંદભટ્ટજીની સાથે જઈ, શ્રીમહાપ્રભુજીની પાદુકા બિરાજતા હતા, ત્યાં શ્રીઠાકુરજીના સમક્ષ મહારાજશ્રી પાસે બ્રહ્મસંબંધનો મંત્ર લીધો. મંત્રના શબ્દોની એના પર જબરી અસર થઈ; સ્મૃતિ થવાથી હૃદય પીગળ્યું, ઉષ્ણ અશ્રુની વૃષ્ટિ થઈ, પાપના પર્વત ગળી ગયા, હૃદયમાં રહેલાં ભગવદ્ધામો ગોકુળ વૃંદાવનનાં દર્શન થયાં, કૃષ્ણલીલાનો સાક્ષાત્કાર થયો, અને જો કે એ ભૂતલ પર હતો તોપણ એનાં નયનમાં શ્રી ગિરિધારી જ હમેશાં ઝળકતા હતા, અને સર્વદા કૃષ્ણકથા, કૃષ્ણસેવામાં જ તન્મય રહેતો.



છેલ્લી અરધી સદીમાં મહાગુજરાતે **મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી** અને **ભિક્ષુ અખંડાનંદ**, એ ત્રણ મહાપુરુષો આપ્યા છે.

એ ત્રણે મહાપુરુષોએ જનતાના હિતનો મહાન સિદ્ધાંત વિચાર્યો, જાહેર કર્યો ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસેવાનો ઉચ્ચ પ્રકાર દેખાડ્યો છે.

તેમણે અજ્ઞાનરૂપી અંધાપો દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયન લાખો ગુજરાતીઓને પૂરું પાડ્યું છે.



તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોનો પ્રચાર કરી જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાન ક્ષેત્રમાંથી ત્રણસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને, સર્વ રીતે શુદ્ધ કરીને, સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવ્યાં અને તેની લાખો પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજરાતના ઘરેઘરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે '**कथयन्तो मां नित्यं**' એ ગીતાસૂત્ર પ્રમાણે, છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો રેડ્યા છે.

તે શ્રેષ્ઠ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે કરી છે.

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે અને એ પ્રદેશમાં પહેલી પંક્તિએ બેસનાર દાતા **ભિક્ષુ અખંડાનંદ**નું સ્થાન ગુજરાતના ગૌરવશાળી હિન્દના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.